

પંડિત નેહરુ રંગૂનમાં • ગુજરાત એસોસીએશનમાં તેમનું સ્વાગત ( ૧૯૩૭ )

# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદ્દુદ્દેશથી પતિતપાવન હિ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ "ભ્રમણ" એ નામનું પુસ્તક રમેશનાથ રંગનાથ ગૌતમ એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું; તેને ઉક્ત માળામાં ૩૦૪મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ભાષાંતર શાખા,
પ્રાચ્યવિદ્યા મંદિર
વડોદરા.
તા. ૭-૭-૪૮

ઘા. જ. ત્રિપાઠી
ભાષાંતર મદદનીશ

જયે. મા. મહેતા,
વિદ્યાધિકારી,
વડોદરા રાજ્ય

# કંઈક કહી લઉં

સામાન્ય રીતે પ્રવાસનું વર્ણન એટલે માહિતીની મિજલસ. એમાં ભૂગોળ હોય જ. ઇતિહાસ પણ ખરો. વર્ણન તો જરૂર; એ વગર કેમ ચાલે ? પ્રાસંગિક વિવેચનો અને બોધપાઠનાં ઉદ્‌બોધન વગર તો ગ્રંથમાં સદગતા લાવવી મુશ્કેલ; અને કોઇ હાસ્યના પ્રસંગ આવી જાય એવો સંભવ ખરો, પણ તે લગભગ ભૂલેચૂકે, apologetic રીતે; અને તેટલી ત્વરાથી અસલ ઇતિહાસ–ભૂગોળની ગંભીરતા ઉપર પાછા આવી જવાનું હોય જ. પ્રવાસનોંધો ગાઇડ બૂક કે ભોમીયા જેવી થઇ જાય છે. જ્યાં સાવ તેવી થઇ જતી નથી ત્યાં એ તેવી થઈ જવાની બહુ નિકટની તૈયારીમાં હોય છે. માહિતી– અને તેથી પણ વધારે માહિતી, એ તેનો મુખ્ય આશય બની પડે છે; American Birds; More American Birds; Still More American Birds જેવો ઘાટ બની જતો દેખાય છે.

જીવનવૃત્તાંતો અને પ્રવાસવર્ણનો, એ બન્ને ખરું જોતાં સાહિત્યનાં ઘણાં જ ઉપકારક અંગો છે. જ્યાં છે, ત્યાં છે, પરંતુ ગુજરાતીમાં તો હજી "છે" ને બદલે "હોવાં જોઇએ" કહેવું પડે તેવી સ્થિતિ છે. અને એવી સ્થિતિનાં જે કારણો હશે તેમાંનું એક મારી અલ્પ મતિ પ્રમાણે એ છે, કે ગુજરાતી ભાષામાં લખાયેલાં આ વિષયોનાં પુસ્તકોમાં એવાં એક જ આંગળીને વેઢે ગણી શકાય તેટલાં હશે કે જેમાં વાચકનાં ચિત્તને ઝટ પકડી લે તેવી સળંગ સચોટતા અને રસિકતા પણ હોય. અને હાસ્યની ગેરહાજરી પણ તેને માટે જવાબદાર ખરી. પ્રવાસવર્ણનના જલસામાં એટલી ત્રુટિ રહે છે, તેથી તેમાં મઝા ઓછી આવે છે.

મારા અનુભવ પ્રમાણે એ બન્ને વિષયોમાં પુષ્કળ અને સાહજિક હાસ્યસામગ્રી ભરેલી હોય છે. માત્ર તેને ઓળખી ક્હાડીને તેને કાગળ ઉપર ઝડપી લેવાની લેખકમાં વૃત્તિ તથા આવડતની અપેક્ષા રહે છે. આ નાનકડો ગ્રંથ આ દિશામાં પ્રયોગ જેવો છે. બધી જરૂરી માહિતી સાથે પ્રવાસમાં ડગલે ને પગલે મળતો રમુજનો સંભાર પણ આ પ્રકારના સાહિત્યને કેવો ઝોક આપી શકે છે, તે આપણે જોવું છે; જે તે વાહનના નીચામાં નીચા વર્ગમાં, કશાં પણ ખાસ સાધનસવડ વિના, સામાન્યમાં સામાન્ય મુસાફરને નડતી બધી મુશ્કેલીઓ સહિત, આગગાડી, જહાજ, નદી, મોટર અને હવામાર્ગે કરેલી હજારો માઇલની સફરની વાત કરતાં માહિતી તો જોઇએ તેટલી આપી શકાય. પણ એની ગંમત શા માટે જવા દેવી ? આમેય આપણા જીવનમાં ગમ્મતના વાખા દેખાય છે. તો પછી એ મોંઘેરી વસ્તુને વેડફી શા માટે નાખવી ? પ્રવાસની મિજલાસમાંથી ગંમતને તિલાંજલી શા માટે આપવી ?

પ્રવાસવર્ણનનો આ અખતરો અફળ નહિ જ જાય. હજી આપણે ભણવા સાથે થોડું હસી પણ લેવાની બધી જ શક્તિ નથી ગુમાવી. બલ્કે હમણાં હમણાં એ રમુજવૃત્તિને વેગ મળતો જાય છે. અમદાવાદ જેવું અમદાવાદ, વિનોદપરિષદોમાં બબ્બે વાર પેટભર હસી ઉઠ્યું, એ પણ જમાનાની એંધાણી છે ! હસનારો આઝાદ હોય છે. અને અહીં આપણે શીખવા માટે ફરવું છે; અને સાથે હસવું પણ છે; આઝાદ બનીને, મસ્ત બનીને; તોજ શીખેલું યાદ રહેશે.

આવા પ્રવાસવર્ણનનો એક નાનો શો પ્રયોગ–પતંગ મેં ઉરાડી જોયો છે. શ્રી રમણલાલના 'વનપ્રવેશ અભિનંદન ગ્રંથ' માં મેં આ પુસ્તકમાંનું પ્રકરણ " ફ્રન્ટિયર મેઈલ " આપ્યું હતું તેને મારા ધાર્યા કરતાં પણ અતિઘણો વધારે આવકાર મળ્યો; તેણે

મારી શ્રદ્ધાને ખૂબજ બળ આપ્યું ને મને ખાતરી થઈ કે આ પ્રકારનું પ્રવાસવર્ણન આદરણીય થશે.

આ નોંધોનું ટાંચણ શરુ થયું ૧૯૩૯ ની બર્માની મારી છેલ્લી સફર દરમ્યાન; પણ એમાં જે પ્રવાસોનો ઉલ્લેખ છે તે ૧૯૨૬ થી ૧૯૪૧ સુધીના ખાસ્સા વિશાળ સમય-ગાળામાં પથરાયેલા છે. મુદ્રણ માટે આ ટાંચણોનું જેવું છે તેવું ગુંથન ૧૯૪૬માં થયું; ને એ પ્રેસમાં ગયું ૧૯૪૮ના પ્રારંભમાં. તેના છેલ્લા ફર્મા છપાતા હતા તે દરમ્યાન માનવદેહને દુર્લભ એવો ઉત્તરાખંડનો યાત્રારાજ યમુનોત્તરી, ગંગોત્તરી, કેદારનાથ, તુંગનાથ અને બદરીનારાયણને આવરતો મહાપ્રવાસ કરવાની તક મને મળી. ધનાઢ્ય અથવા બાવા ફકીર, એમને માટે જ આ યાત્રા ત્રરાકેય સુસાધ્ય કહેવાય; પરંતુ વચલા વર્ગ, અને તે પણ અકિંચનપણા તરફ ઝૂકતા વર્ગ માટે તો એ યાત્રાની કઠિનાઈઓનો પાર નથી. અને તેમાંયે યમુનોત્તરી-ગંગોત્તરી !...પૂછશો મા કોઈ પૂછશો મા, એ કઠણાઈની કહાણી કોઈ પૂછશો મા!

આ તકનો લાભ લઈને એની પણ નાનીશી, આછેરી ઝલક મેં છેવટમાં, લગભગ પરિશિષ્ટ જેવી ઉમેરી છે – એ રંગપુરણી આ ગ્રંથને ઓર વિશેષતા આપશે એવી ધારણાથી.

આ ભ્રમણ કરનારે આંખો ખુલ્લી રાખીને ચોતરફના સમાજોને, તેમની ભાષાઓને, તેમના રીત રિવાજોને, તેમની લોકકથાઓને, અને એકંદરે, જીવંત જગતને નિહાળ્યાં છે; તેનાં સંસ્મરણો આ ભ્રમણવૃત્તાન્તને રોચક બનાવશે એમાં શંકા રાખવા કારણ નથી.

તેથી આ પુસ્તકને આવી રીતે વહેતું મૂક્યું છે.

રમેશનાથ ગૌતમ

# ભ્રમણની કેડીઓ

કારણ એ, કે એ લેખનપ્રવૃત્તિ કરવાનો ખ્યાલ એ છેલ્લા પ્રવાસ દરમ્યાન જ મને સ્ફુર્યો, અને કેટલાક મિત્રોના આગ્રહ અને ઉત્તેજનથી અમલમાં મૂકાયો હતો. એ છેલ્લી મુસાફરીની નોંધ કરતાં કરતાં જેમ જેમ પ્રસંગ અને વિષય ઉપસ્થિત થતા ગયા તેમ તેમ સીનેમાના "ફ્લૅશ બૅક"ની ઢબે પાછલાં સંસ્મરણો હું ટાંકતો રહ્યો છું. પરંતુ એ સર્વ પ્રસંગમણકાને સાંકળનાર સુત્ર તો, જેવું છે તેવું, છેલ્લા પ્રવાસના દાસ્તાનનું જ રહેલું છે.

આ નોંધોનો મુખ્ય આશય એ દર્શાવવાનો છે કે લાંબી કે ટૂંકી કોઈપણ મુસાફરીમાં કુતૂહલ વૃત્તિને સતેજ રાખનાર હાસ્યાભિમુખ પ્રવાસીને ખૂબ ખૂબ લાભ થાય છે. એ ઊંટને એક તરફ ઘઉં અને બીજી તરફ મધ લાદેલાં હતાં, અને એ ઊંટ કાણું તથા બોખું હતું, એ જાતના નિરીક્ષણ "લાભ"ની જ આ વાત નથી; બલ્કે અભિમુખ વૃત્તિવાળા પ્રવાસીને તો રખડપટ્ટીમાંથી સતત માહિતી, જ્ઞાન, અને સર્વથી વિશેષ, વિનોદના ભંડાર મળતા જ રહે છે. મનુષ્યનો સ્વભાવ કહો, મનોવિજ્ઞાન કહો કે માનસશાસ્ત્ર કહો – એના ઉત્તમોત્તમ, પદાર્થપાઠ જેવા પ્રત્યક્ષ, પરિચય અને અનુભવ માટે પ્રવાસ જેવી નિશાળ બીજી એક પણ નથી. અને રમુજની રાંગોળી તો તેમાં સદૈવ પૂરાતી જ રહે છે. આ પાનામાં મારા તેવા અનુભવોમાંના થોડા જ રજુ કરેલા છે; બાકી વાસ્તવમાં મુસાફરીમાં પડતી ગમ્મતને આડો આંક નથી.

આટલી "કાબિલ – તવજ્જુહ – ઇત્તલા" પછી, "વૈશંપાયન એણીપેર બોલ્યા સુણ જન્મેજય રાય, વિસ્તારીને કહું કથા...અહો રાયજી સુણીએ!"

મારાં પર્યટનોમાં મને મોટામાં મોટી દુગ્ધા નડતી રહી હોય,

તો તે સરસામાનની જંજાળની હતી.-સામાન્ય રીતે પ્રત્યેક માનવી મુસાફરીમાં ગાંસડાં પોટલાંના લખારાથી ત્રાસે છે. અલબત્ત આ બહુરત્ના વસુંધરાના વિશાળ પટ ઉપર એવાં અમાનુષી માનવી પણ ક્વચિત દૃષ્ટિગોચર થાય છે ખરાં કે જેઓ સરસામાનના ગંજનો વહન તથા તે અંગેની લમણાઝીકમાં આનંદ આવતો હોવાનો દાવો કરે છે. પરંતુ એ " મથુરા કા પંડા ન્યારા. " સામાન્ય માણસો તો પ્રવાસમાં સામાનની અતિશયતાને કઠણાઇ જ લેખે છે. મને એ બાબતનું કષ્ટ જેમ જેમ વધારે સાલતું ગયું, તેમ તેમ મુસાફરી અંગેની કહેવાતી " જરૂરતો " ઉપર હું ઉત્તરોત્તર કાપ મૂકતો રહ્યો હતો. અને ઇન્દ્રાક્ષેપની કુહાડીનો એ પ્રયોગ મને એટલો બધો રુચિકર થઈ પડયો, કે મારી અહીં નોંધેલી છેલ્લી લાંબી મુસાફરી પ્રસંગે મેં નિશ્ચય કરી લીધો હતો, કે એ ' કાપકૂપની ' નીતિની પરાકાષ્ટા રૂપે આ વખતે તો મારે શક્ય તેટલો ઓછામાં ઓછો જ બોજો વહોરવો.

ઘણુંખરું, પ્રત્યેક મુસાફરી માટે નીચેની યાદી મુજબનો સામાન લેવાનું ઘણાખરા લાંબા પંથના પ્રવાસીઓ માટે વિધિના લેખ જેવું અનિવાર્ય થઇ પડેલું હોય છેઃ

| અનુક્રમ | દાગીનો | સંખ્યા |
|---|---|---|
| ૧. | પેટી, લોખંડની કે ચામડાની | ૧ |
| ૨. | બિસ્તરો | ૧ |
| ૩. | ટિફિન કેરીયર | ૧ |
| ૪. | પાણીનો કુજો | ૧ |
| ૫. | ટિફિન કેરીયરમાં ભરતા વધેલી ખાદ્ય વસ્તુઓનો કંડીયો / પોટલી | ૧ |
| ૬. | હજામત, દંતધાવન, કેશસેવા ઇ.ના સંયુક્ત સરંજામની થેલી | ૧ |

પરંતુ આ વખતે પ્રણાલિકાની બેડી મારે તોડવી હતી. તેથી મેં નક્કી કર્યું કે મારે જે કંઇ લેવું હોય તે બધું – હા, બધું – સાધારણ કદની એક જ પેટીમાં સમાવી દેવું. અને તે ઉપરાંત સામાનમાં રાખવો એક બિસ્તરો. બીજું કશું નહિ. આ યોજનાના ફલસ્વરૂપ, ઉપર ટાંકેલી યાદીનું નીચે પ્રમાણે સંકોચન થઇ ગયું:

| અનુક્રમ | દાગીનો | સંખ્યા |
|---|---|---|
| ૧. | પેટી | ૧ |
| ૨. | બિસ્તરો | ૧ |

જોયો ફરક ? સુવ્યવસ્થિત,- પદ્ધતિપુરઃસરની પુનર્ઘટના, પુનર્વ્યવસ્થા, New Order માંથી પ્રાપ્ત થતા લાભોનું આ એક સચોટ ઉદાહરણ છે.

આ નિર્ણય અનુસાર મેં પેટી ભરી. પડોશી પાસેથી બિસ્કીટનું ખાલી ટીન માંગી લઇને, સાધારણ રીતે અલગ થેલીમાં રહેતી ચીજો તેમાં ગોઠવી; જેવી કે હજામત અને દાતણનો સામાન, સાબુ, ચપ્પુ, ચમચો, ટીન ઓપનર, બુચ કાઢવાનો સ્ક્રુ, કાતર, ગંજીફો, એસ્પિરિનની ડબ્બી, શાહીનો ખડીઓ, પેન્સીલ ઇ. ઇ.

રસ્તામા નાણા ખરચવા, કાચરકુચર ખાવું, અને જર તથા જઠર બેય બગાડવા – એવું તેવુ તો આપણે કરવું નહોતું. ઘરનું મજાનું ભાથું સાથે ક્યાં નથી લેવાતું ? આ વિચારથી તૈયાર કરાવેલું ભાથું સાધારણ કદના પિત્તળના ડબામાં ભર્યું. કેમેરા, ફીલ્ડ ગ્લાસીઝ, સફેદ કેન્વાસના જોડાની એક ફાલતુ જોડ, અને લખવાના સરંજામનો પોર્ટફોલીયો, એ બધું પેટીમા જ ગોઠવ્યું. થોડા માસિકો અને પુસ્તકોને પણ તેમાં સ્થાન આપ્યું. બાકી

રહેવા પામી તે જગામાં માયાં તેટલાં કપડાં ઠાંસ્યાં; અને પછી મેં ફતેહમંદ અદાથી ચોતરફ દૃષ્ટિ કરી.

આ યાદી ઉપરથી સહેજે જણાઇ આવશે કે સ્થળસંકોચની ઉપર્યુક્ત પ્રકારે હાથે કરીને બાંધી લીધેલી સીમા છતાં, આ સફરમાં પણ સવડોની અને તેટલી મોજ પૂર્ણપણે માણવાની શકય તે બધી તૈયારી મારા તરફથી કરવામાં આવી હતી.

આ બાબતમાં હું એક રીઢા મુસાફરનાં પદાંકન પર ચાલી રહ્યો હતો. એ કિસ્સો બોધદાયક છે. મારી આના પહેલાંની મુસાફરી દરમ્યાન વડોદરા સ્ટેશનથી જ હું દિલ્લી એક્સપ્રેસમાં ચઢયો હતો. હું બિમાર હતો; દમનું પાસું હતું; તેથી તાત્કાલિક આરામ માટેની કેટલીક દવાઓ મેં સાથે રાખી હતી.

આગગાડી ગોધરા પહોંચી, ત્યાં સામેના ઉપરના પાટીયા ઉપરથી "ઓ...હો હો હો..." એવા પ્રચંડ, સર્વવ્યાપક બગાસાનો દીર્ઘ ઘોર નાદ ગાજતો અમને સંભળાયો. મેં જોયું, તો એક ગૃહસ્થ નિદ્રા ત્યાગી આળસ મરડીને બેઠા થતા હતા.

બગાસાના પ્રારંભક વિધિ પછી આંખો ચોળતા, " ઓમ્ નમઃ શિવાય" નું બુલંદ કંઠે રટણ કરતા એ ગૃહસ્થ બેઠા થયા, ને પછી નીચે ઉતર્યા. દાતણ કાઢીને તેઓશ્રીએ નિરાંતે દંતધાવન કર્યાં, અને બને તેટલા પ્રચંડ ઓકારા સહિત ઉલ ઉતારી. પછી જેને એ પોતાનું મુખ કહેતા હશે એ અંગ એમણે ધોયું; શૌચાદિ જઇ આવ્યા; એકાદ સ્ટેશને ઉતરીને નળ નીચે નહાઇને ભીને ધોતીયે તેઓશ્રી ડબામાં પાછા પ્રવેશ્યા. અંદર આવીને પેટી ઉઘાડી; પેટી ઉઘાડીને પીતાંબર કાઢયું; પીતાંબર કાઢીને પહેર્યું. સાથે સાથે અતિશય

અશુદ્ધ ઉચ્ચાર વડે નિર્દોષ સ્તોત્રોની સસાનાશી વાળવાનું ગુજરાતમાં સર્વસામાન્ય થઇ પડેલું એમનું પેરાક્રમ ચાલુ જ હતું.

ડબામાં પોતાના ઉપરાંત બીજા કોઇ પ્રાણીનું અસ્તિત્વ તેઓ-શ્રીને જાણે કશુંય જ નડોતું. પછી પેટીમાંથી એમણે પોથી સંધ્યાનો સામાન કાઢયો. પોતે જે પાટીયા ઉપર પોઢયા હતા તેની નીચેની બેઠક ઉપર બેચાર જણ બેઠેલા હતા. આ મહાશયે સ્તોત્ર બબડતાં હાથમાં સંધ્યાનો સામાન તથા પોથી ગ્રહીને માત્ર આંખના ઇશારાથી તેમને આઘા ખસી જવા સૂચવ્યું. એમની ઇશારતની ઢબ એવી હતી, કે તેના અમલ સંબંધે શંકાને જાણે સ્થાન જ ન હોઇ શકે. ઘરના છોકરાને આઘા ખસવાની મૂક આજ્ઞા કરતા હોય તેવી રીતે આજ્ઞાના તત્કાળ પાલનની ખાતરી સહિત એમણે ઉક્ત અભિનય કર્યો. અને બન્યું પણ એવું, કે એ લોક આઘા ખસી ગયા. તેમના સ્થાને આ ભૂદેવ પાટીયારૂઢ થયા, અને એમણે નીરાંતે સંધ્યાપાઠ કર્યો; સમુદ્ર વચ્ચેના બેટ જેવી એમના તાલકા વચ્ચે શોભતી ધારીની ચોટલી છટકારી; ને પછી જાણે કશું ન બન્યું હોય તેમ સંધ્યાનો સરંજામ પાછો પેટીમાં ગોઠવ્યો. પછી ઊઠીને ધોયેલું ધોતીયું કાઢયું, અબોટીયું બદલ્યું, ખૂબ ચીપાચીપીને ધોતીયાની કાછડી તથા પાટલી ગોઠવી, ને પછી ઉઘાડે ડીલે બિરાજ્યા. બીજે સ્ટેશને એમણે "દૂધ પાણીની ચા" ની કીટલી મંગાવી.

મેં ધીમે રહીને પૂછયું, "કાકા, સૂરતના છો કે?"

"હા, તમે કાં ચાઇના માસ્તર? તે કેમ જાઇનું કે હું સુરતનો છેઉં?"

"કાકા, સુરતની સૂરત કંઈ છુપી રહે ખરી કે? એનો તો રંગ જ જુદો પડી જાય."

" ખરી કહી માસ્તર. કેમ, ચાઇ બાઇ પીશો ? હા ભઇ, આપણને એ બામનીયા ચાઈ પસંદ ની મલે જે. નરી...ના...જેવી બનાવતા દેહું. ચાઇ પીવી, તો કીટલીની. હઉવે. "

" ખરી વાત. ક્યાંથી બેઠેલા ? "

" નવહારીથી. આ લાઇનમાં પાટીયાં બહુ મજેનાં રાખે છે. ખાસ્સાં પહોળાં એવાં, તે એ...ને નીરાંતે કરવટબેર સુઇ શકાય. આ દિલ્લી ~ પઠ્ઠીની...ઇ. આઇ. ને એન. ડબલયુ. નો તો પૂરો ત્રાસ. એમ પડખું બદલતાં હહરીનું પડીબી જવાય. પાટીયાં, તો બીબીનાં, માસ્તર. "

વિશેષણોનો સંભાર એમના વાર્તાલાપમાં ઠીકઠીક રહેતો. અને તે પણ એવા આલા પ્રકારનાં, કે જેને સ્થળે...એવાં ટપકાં મૂકીને આપણે તેનો ઇશારો માત્ર કરી શકીએ. મેં ચર્ચા જરા આગળ લંબાવી.

" કાકા, ગમે તે કહો, પણ ઘણા લોક કહે છે કે એન. ડબલ્યુ.ના ડબા બી બી કરતાં વધારે સારા હોય છે. "

" અરે એમ સ્હેનારાની તે છ હું કેઉ ? અને એન ડબલયુનાં પાટીયાંને હું ની જાનતો ? સાલ્લાં...હાડકાંનો ખુરદો કરવા જાણે બનાવેલા. "

મેં આજુબાજુ જોયું. એક ગૂજરાતી બાઇ એ ડબામાં બેઠેલી હતી. તેથી મેં કાકાને કહ્યું, " કાકા, એ તો ઠીક, પણ આ બૈરાં બેઠેલાં છે, ને..."

" તે હું થઇ ગીયું ? સરકારે બેહે. કયો...એને બેહવાની ના પાડતો છે ? "

"એમ નહિ. આ આપણા બોલવામાં જરા, જાણે કે, સરસ્વતીની હાજરી વિશેષ પ્રમાણમાં..."

"એટલે કે હું ગાળો બોલું છું, એમ ને ? માસ્તર, એ ગાળો બોલનારા...જુદા. આપણું એ કામ નહિ જો. તમે બી ઠીક છો માસ્તર. હું પૂછું છું કયો સાલ્લો ગાળ બોઇલો ?-કે પછી... આખ મીંચીને દીધે જ રાખોછ ? કોઇ બી...ગાળ બોલે, તેની મને બહુ ખીજ, માસ્તર." પેલી બાઇ તરફ ફરીને – "કેમ એન, હું કંઇ ગાળબાળ બોઇલોછ ?"

મને લાગ્યું કે એ બાઇને કાકા હવે સીધી રીતે પોતાની ગાળહીન સુફિયાણી ભાષાનો સ્વાદ ચખાડશે, એટલે મેં વાત બદલી નાખી.

આ "દેહાઇ"ની વાત ઉપરથી મને લાગ્યું, કે પેલી જે ગૂજરાતમાં પ્રચલિત વાત છે, કે એક સુરતીભાઇ એક માળામાં ઓરડી રાખવા ગયા, ત્યાં મકાનવાળાએ કહ્યું કે તમે સુરતી લોકો ભૂંડું બહુ બોલો છો તેથી તમને ઓરડી નહિ આપીએ, ત્યારે એ સુરતીભાઇએ છંછેડાઇને ઉત્તર આપ્યો, કે "એ સુરતી ..જુદા, અમે નહિ. અહિં કયા ને ગાળ બોલતાં આવડે જ છે જે" ઇ. ઇ. – એ વાત સાવ કલ્પિત તો નહિ જ હોય !

ચા પીધા પછી દેહાઇ તેજ થયા. અલકમલકનાં ગપ ચાલ્યાં. પોતે દિલ્હી જતા હતા. ઉત્તર હિંદમાં અનેક સ્થળે એમ કામ રહેતું. કંઇક વ્યાપાર મિષ્ઠત પણ હતી. વાત કરતાં છે વાત પણ ખૂટી (– મારા તરફે –), એટલે "અનાવિલ પોકાર"નો અંક કાઢીને સેઓશ્રી બેઠા. બારેક વાગે ભોજનનો સમય થયે પોતાની જાડુ પેટીમાંથી એમણે ડબ્બો કાઢ્યો, ને અગાઉના જેવી

આજ્ઞાધારી અદાથી પેલા મુસાફરોને આઘા ખસેડીને "કાકા બાથું લઈને પાટીયા ઉપર જામી પડયા, પૂરા પ્રેમથી " જઈમા, પાણી – બાણી પી લાયખું, " અને પછી ઉપરને પાટીયે ચઢીને શાસ્ત્રોક્ત પ્રકારે એમણે વામકુક્ષી કરી.

બે વાગે ઉઠી, મોં – બો ધોઈને તરત ભલે થઈ જાય કીટલીની ચા. પછી એક બે બજન બાંગડયાં. તેમાં ખુબી એ હતી, કે એમણે વાપરેલા અનેકવિધ અવાજોમાંનો એક પણ સંગીતનું અંગ ગણાતા કોઈ પણ લબ્ધપ્રતિષ્ઠ સૂરની નજીક ફરકતો નહોતો. પરંતુ એની ચિંતા કયા...ને હતી ? ને તે વિષેની મારી ચિંતાની ચિંતા પણ કોઈને નહોતી.

" ના હું તો ગાઇશ " નો ક્રમ પૂરો કર્યા પછી સંગીતકારે ડબામાં હતી તેટલી જગામાં આંટા મારીને પગ છૂટા કર્યો. આ બધો સમય સ્ટેશનો આવે ને જાય, ઉતારૂઓની ભરનીગળ થાય, તે બધું સમજી લેવાનું, રાત પડી. ને વાળુનો ક્રમ થયો, અને પછી દેહાઇએ ખેંચ્યો બીસ્તરો.

આ બધો સમય દેહાઇ ખાંસી ખાતા જ હતા. રાતના પડખું વાળ્યું, એટલે એમના ગળામાંથી ભયંકર અવાજો નીકળવા માંડયા. એમને દમનું જોર હતું. મેં તે વિષે એમને પૂછ્યું. કાકાએ દુઃખ જાહેર કર્યું, કે " હહરીનો દમ મારો તો દમ કાઢી લાખતો છે. " એમની પીડાના શમન અને મારી નિદ્રાની સલામતી અર્થે, મારી પાસેની ડબીમાંથી ઘણી જ મોંઘી એવી બે ટીકડીઓ કાઢીને મેં એમને આપી. એ ગળીને કાકા પોઢી ગયા, તે ભલી થજો સવાર.

પરોઢીયે દિલ્લી નજીક આવતાં જાગ્રત થઈને એમણે ફરમાવ્યું " માસ્તર, પેલી ટીકડીનું નામ તું જો ? "

મે નામ બતાવ્યુ.

" એ ગોટપીટમા આપણે ની હમજ્યે બાપ. ! જરી લાઓ જોઉં. "

મે એમને ડબી આપી, ટપ ખોલીને તેમાથી અડધી ટીકડીઓ કાઢીને કાકાએ પધરાવી પોતાના ખીસ્સામા

" પણ મુરબ્બી..."

" પણ ને બણ "

" એ બહુ કીમતી છે. ને બધે મળતી પણ નથી. "

" તો મે વગર હમજે કાઢી લીધી ઓહે ? હુ જાણુતો છુ કે એ બધે ની મલતી. હવે સુ કેહુંચ, મારતર ? "

" પણ દિલ્લીમા તમે ખરીદી શકો છો "

" અરે માસ્તર, ચીમા ન થાવ તમે બી તેમ કરી સકો છ. ને વળી આપણને ગોટપીટના ગોટાળા ની આવડે જો એ પીડામા કોણ પડે ? એની પાખે આ હુ ખોટુ ? દિલ્લી – બિલ્લીમા તમે નવી લઇ લેજો. હુ કા ના કેતો છું, કે બઇ લેતા ના ? પણ માસ્તર, ખરૂ કેઉં ? ગોળી આબાદ જો. રાતભર કરવટ હૌ બદલી નથી દમ ફમ કી જાણે એસી તેસી "

— ગુરુ મળ્યા !

× × ×

આ સુરતી સહેલાણીની દિલ્લી – બિલ્લી, પણ – બણ, પાણી – બાણી, દમ – ફમ – ઇ. જેવી એવડી બોલીના રિવાજ

માત્ર ગૂજરાતમાં જ છે, એવું નથી. આખા ભરતખંડમાં સર્વત્ર એ બોલચા પ્રવર્તે છે. ઘણુંખરું આપણે યુક્ત શબ્દનો પહેલો અક્ષર " બ " રાખીને બન્ને શબ્દોના પહેલા સ્વર સરખા જ બોલીએ છીએ. પરંતુ કેટલીકવાર એવા શબ્દો ભટકાઇ પડે છે, કે જેને માટે આ નિયમને વેગળો મૂકવો પડે છે. દા. ત., મુંબઇ – ફુંબઇ, બકરી – ફકરી, અમુક – તમુક, બદામ – ફદામ ઇ. ·

મરાઠીમાં, યુક્તશબ્દનો પ્રથમ અક્ષર ઘણુંખરું " બી " વપરાય છે. દા. ત., પાણી – બીણી,' ભાકરી – બીકરી, આમટી – બીમટી ઇ.

હિંદી, પંજાબી અને બંગાળીમાં તેમ મારવાડીમાં આ બાબત કોઇ ખાસ નિયમ જેવું જણાતું નથી. હિંદીમાં " પાન – વાન ખાઓગે " એવા શબ્દપ્રયોગ સાંભળવામાં આવે છે. વળી ફલ – વલ, રોટી – વોટી ઇ. પણ સંભળાય છે.

મારવાડીઓમાં રોટી – રાટી, કપડા – વપડા, ઘર – ઘાર, કલેવા – ધલેવા ( પ્રભાતનો નાસ્તો ), ધોતી – ધાતી, જળ – જાળ ( દા. ત. " જળ – જાળ પીસીએ ? " ) ઇ. પ્રકારો પ્રચલિત જણાય છે.

દક્ષિણ ભારતીય ભાષાઓમાં પણ આ રીતનો વ્યવહાર છે. અર્થાત્ આ ટેવ ભારતમાં સર્વસામાન્ય છે. આવા યુક્ત શબ્દોનો અર્થ કશો થતો નથી, છતાં બોલનારને તેમાં અમુક સવડ તો પડે છે જ.



રાત પડશે, એટલે આ ખોલી પેટી, ને કર્યો નાસ્તો. કપડાં પણ બદલીશું. એમાં વળી આળસ શેની ? અને પછી સવારો સવાર નિદ્રા ખેંચ્યા શિવાય બીજું કામ પણ શું રહેવાનું ? કંઇ જ નહિ. કાલે દિવસના સમયે મારવાડ રાજ્પુતાના, યુ. પી. અને બંગાળામાંથી પસાર થઇશું ત્યારે બાયનોક્યુલર્સ વાપરવાની મજા પડશે. અને ઠીક લાગશે. તો થોડી છબીઓ પાડીશું. પેટીમાં બધું સાધન પડ્યું છે.

આ વિચારપરંપરા પછી દાતણ કાઢવા માટે પેટી ખોલવા મેં હાથ ખીસામાં નાખ્યો, તો ચાવી ન મળે.

બીજાં ખીસાં જોયાં. બધાં ખીસાં જોયાં. ખીસાં નહોતાં ત્યાં પણ ફાંફાં મારી જોયાં. પરંતુ એ સર્વ પ્રયાસોનું પરિણામ સહજ મુજબ જ આવ્યું.

મેં પેટી સામે જોયું, ને તાળા ઉપર કાલાગ્નિસમ દુઃસહ દૃષ્ટિ ઠેરવી. પરંતુ તેના તરફથી કશું ઉત્તેજન ન મળ્યું. અહિં કાલાગ્નિના બાપ સમી દૃષ્ટિનું પણ કંઇ ચાલે તેમ નહોતું.

તાળું મામુલી હતું, દસ દાંઢીર્યાવાળું. મારી મુસાફરીની ભયંકર આશાહીનતા અને છ દિવસની મોળી સહેલગાહની સ્વપ્નસૃષ્ટિ વચ્ચે કમબખ્ત દસ દાંઢીયાંનું તાળું આડું આવી ઉભું હતું. મારી સામે, અને ખીજવવા જાણે જીભડો કાઢતું હોય એમ, એ નફ્ટ થઇને લટકતું હતું. તમે-માનો યા ન માનો, પરંતુ એક વાર તો રીતસર એના હસવાનો ખખડાટ પણ મને સંભળાયો હતો.

એકાદ ખીલી કયાંકથી મળી આવે, તો તેનાથી યે ખોલી શકાય, એવું એ ક્ષુદ્ર તાળું હતું. વાસ્તવમાં, એક સાથી ઉતારુએ

એમ કરવાની શાણી સલાહ મને વણમાગી આપી,—કેમકે માનવી વણમાગી સલાહ આપનારું પ્રાણી હોઇ, તે કારણે એ અન્ય પ્રાણી-વર્ગથી કનિષ્ઠ છે. મેં એવી મતલબનો તેમને ઉત્તર આપતાં એમનું ધ્યાન ખેંચ્યું, કે આગગાડીમાં ખીલી લાવવી કયાંથી. એમણે ડહાપણથી ડોકું હલાવીને વાત કબુલ કરી, કે "યહ ભી ઠીક હય."

ડબામાં બેઠેલા બીજા ઉતારુઓની પેટીઓનાં તાળાં ઉપર હું નજર ફેરવી ગયો, ભૂલેચૂકે મારા જેવું કોઇનું હોય તો. પરંતુ એવી ભૂલચૂક થાય જ કેમ ? આ પ્રકારના તાળાનો બહિષ્કાર કરવાનું મુસાફર આલમનું સાર્વત્રિક કાવતરું મને તે દિવસે સ્પષ્ટ દેખાયું.

ત્યાં બીજાં અનેક તાળાં હતાં; જાતજાતના ઘાટ અને બનાવટોનું, જાણે સુંદર પ્રદર્શન. આ પ્રસંગે જ મને ખ્યાલ આવ્યો, કે લોકોમાં આટલી બધી જાતોનાં તાળાં વપરાય છે, અને તાળાંના આટલા બધા પ્રકાર હોઇ શકે છે. પરંતુ જ્ઞાનની એટલી વૃદ્ધિ ઉપરાંત બીજો કશો લાભ એ નિરીક્ષણથી મને થવા પામ્યો નહિ. અને એ જ્ઞાનથી પણ ચિત્તમાં સંતોષ પ્રકટવાને બદલે મારા સંતાપમાં વૃદ્ધિ જ થઇ હતી.

હું ઉંચો થયો, નીચો થયો, અને મનમાં ને મનમાં મેં સર્વગ્રાહી સરસ્વતીઓ ઉચ્ચારી; જેમાં એ તાળું, તેની ચાવી, એ ઉભયની સાત પેઢીઓ અને તે દરેક પેઢીના મોસાળનો પણ સમાવેશ થઇ જતો હતો. પરંતુ તેથી પણ, લાગણીના ઉભરાને જરા – શો માર્ગ મળવા સિવાય બીજો કશો ફાયદો ન થયો.

છેવટે આપણે મન વાળ્યું, કે અલીગઢ સ્ટેશને તાળાચાવીવાળા

## ૨

## ચાવીની ચકચાર

ટૂંકામાં, આ ગુરુને પગલે યથાશક્તિમતિ ચાલવું, અને અદ્ધર ઉછળ્યે નહિ પરંતુ બને તેટલી લહેરથી સમય વીતાવવો, એ ઇચ્છાથી આપણા રામે બધી તૈયારી કરી હતી. અને તેમ કરવામા પાછી સરસામાનની પણ ત્રેવડ હોવી જોઇએ, એ પાઠ પણ પેલા " ફેહાઇ " મહોદયની જાદુઇ પેટીએ મને પઢાવ્યો હતો. તેથી છ દિવસની કંટાળા ભરેલી મુસાફરીને મોજીલી સહેલગાહમાં પલટાવી નાખવાના સરંજામનો સમાવેશ, બહુ જુગતી વાપરીને એક જ પેટીમા મે કરી લીધો.

પેટીને તાળુ માર્યા પછી મને આશંકા થઇ, કે મારાં ચસ્મા ભૂલમા અંદર તો નહિ મૂકાઇ ગયા હોય ! મારું ખીસું મેં તપાસી જોયુ. એમા તો એ નહોતાં જ. પાછી પેટી ઉઘાડી, ને બધુ કાઢ્યું બહાર. સામાનનો એવો નિયમ છે કે જોઇતી વસ્તુ હમેશા છેક તળીયેથી જ જડે. એનાથી પરિચિત હોઇને મને એનું દુ:ખ ખાસ નહોતુ.

ચેરી આપી ખાત્રી કરી, ઉંધી વાળીને ખંખેરી જોઇ, પણ

ચશ્માંનો પત્તો ન મળે. પેટીમાંથી કાઢેલાં કપડાં અને ઇત્યાદિ ઇત્યાદિના ઢગલા ઉપર બેસીને મેં યાદ કરવાનો પ્રયત્ન કર્યો, કે ક્યાં મૂકાઇ ગયાં હશે.

" અલ્યા શું શોધે છે ? " ર – ભાઇએ પૂછ્યું.

" મારાં ચશ્માં સ્તો. કમબખ્ત જડતાં નથી. "

" તારા નાક ઉપર શું છે ? "

એ તો હું ભૂલી જ ગયો હતો. પણ હું એમ પૂછું છું કે. એમાં હો – હો – હો કરીને હસવા જેવું શું છે ? કોણ ભૂલતું નથી ? રમુજવૃત્તિ વખાણવા લાયક વસ્તુ છે, પણ ઘણા માણસોને રમુજ વિશે વિચિત્ર ખ્યાલ હોય છે.

બીજી સવારે સ્ટેશને બહુ વહેલા જવાનું હતું. વળી હજામત કરીને કપડાં બદલવાનો વિધિ ટ્રેઇનમાં જ કરવાનો હોવાથી, સવારે સ્ટેશન ઉપર જતે પહેરવાનાં કપડાં પહેરીને જ રાતે હું સુઇ ગયો. વ્હેલી સવારે અંધારા છતે ઉઠીને આપણી સવારી પહોંચી સ્ટેશને, અને ગોઠવાઇ દિલ્લી એક્સપ્રેસમાં. જગા બહુ સારી મળી, એટલે નિદ્રા અધૂરી રહી હતી ત્યાંથી તેનું અનુસંધાન ચાલુ કર્યું, અને આગગાડીએ પ્રયાણ માંડ્યું.

દિવસ જરા ચડ્યો એટલે આળસ મરડીને હું ઉઠ્યો. મેં વિચાર કર્યો, કે ચાલ જીવ, હવે દાતણપાણી કરીએ. ચાલતી ગાડીએ લખવાનું તો બની શકે નહિ. એટલે પ્રાતઃકાળની આવશ્યક ક્રિયાઓ પતાવીને પછી એકાદ પુસ્તક કાઢીને લાંબા ટાંટીયા કરીને આરામથી વાંચીશું. તે એઇ...ને ભલે થતી સાંજ. ઉતાવળ છેજ કોને ?

ઘણા ફેરીયા આવે છે, તેમાંથી કોઇની પાસે ખોલાવી લઇશું. ત્યાં સુધી બીજું કશું ન થઇ શકે. દિલ્લીમાં તો વખત નથી મળતો, કેમકે અડધા કલાકમાં જ કાલકા મેઇલ ત્યાંથી ઉપડે છે. ઠીક ત્યારે એમ રાખો.

યથાસમય દિલ્લી ગઇ અને અલીગઢ આવ્યું. તાળાચાવીવાળો ફેરીયો પણ શિરસ્તા પ્રમાણે આવ્યો. મેં એને બોલાવીને કહ્યું " દેખો મીયાં, તુમસે મેં એક શર્તમેં તાલા મોલું – પહલે યહ તાલા ખોલ દીજીયે. "

એણે મારી પેટીના તાળા સામે જોયું; પછી અડતાળીસ કલાકના દળદરના ફળ સ્વરૂપ બીહામણી બનેલી મારી મુખાકૃતિ તરફ એક નજર કરી, ને " હમારી પાસ ઇસકી ચાવી નહિ હય. બાબુસાબ " કહીને એ ચાલતો થયો. એને એવો શક ગયેલો એની આંખમાં મને દેખાયો, કે કોઇ પરાયાની પેટી તોડાવીને ચોરી કરવામાં ભાગીદાર બનાવવાનો આ મુફલીસ મવાલીનો ઇરાદો હોવો જોઇએ.

અલીગઢ એમ પત્યુ. પરતુ આશા ક્યાં એમ છોડે છે? અલીગઢ પરત્વે હતી તેવી આશા મુગલસરાઇ વિશે હું બાંધી બેઠો. પરંતુ મુગલસરાઇએ કેવળ અલીગઢના ઇતિહાસનું પુનરાવર્તન કર્યા ઉપરાત કશુ ફળ ન આપ્યુ.

બીજી સવારે હાવડા આવ્યુ. સામાન્ય રીતે, ત્યાં હું પહોચુ ત્યારે મારા સફેદ કપડાં અને તાજી હજામતથી ચળકતો ચહેરો જોઇને " હુઝુર "ના પોકાર કરતા " મુટીયા " મજુરો મારા તરફ દોડી આવતા. પરંતુ આ પ્રસગે સામે ચઢીને આરજુ

ગુજારવા છતાં કોઇ " કુલી "ના હૃદયમાં રામ વસ્યો નહિ. મારી ત્રણ દિવસની દાઢી અને એક સમયે જે સફેદપણાનો સગર્વ દાવો કરતાં હતાં તે કપડાંના થયેલા હાલહવાલ તરફ એક દૃષ્ટિપાત ગમે તેટલા હિંમતવાન મજુરને પણ ડારવા માટે પૂરતો હતો.

કોઇ પણ પ્રકારે કરીને હું ધર્મશાળામાં પહોંચ્યો. અગાઉના પ્રસંગોએ ત્યાંનો જમાદાર ખડે પગે મારી તહેનાતમાં હાજર રહેતો પરંતુ આ વખતે એણે બહુ જ ચીવટપણે મારું નામ, જાત, વય, ધંધો, કલકત્તામાં આવવાનું કારણ, વિદાય થવાનો દિવસ ઇ. ચકાસી ચકાસીને પૂછ્યાં, અને અંતે સ્પષ્ટ દેખાઇ આવતી નામરજીથી મને ઉપર જવા દીધો. મારી મા જીવતી હોય, અને મને એ વખતે એણે દીઠો હોય, તો ક્ષણભર તો એ ય મને ન ઓળખી શકે, એવા આપણા દેદાર, પેલી નાનીશી ચાવીને પ્રતાપે થયા હતા.

કલકત્તે પહોંચીને પહેલું કામ એ કર્યું – તાળાની બીજી ચાવી બનાવરાવી. મેં તે પછી મેલથી અક્કડ થઇ ગયેલું પહેરણ સંભાળીને ઉતાર્યું. તેમાંથી કશુંક નીચે પડયું. પાસે ઉભેલા ધર્મશાળાના નોકરે કહ્યું, " બાબુજી, કુછ ગિરા. લિજીયે. "

એણે મારા હાથમાં, જેને હું ખોવાયેલી માનતો હતો તે, ચાવી મૂકી....

હોય; એમાં શું ? ભૂલવાનો કોઇનો ઇજારો થોડો જ છે ? એવા તો ઘણા ય બનાવો આપણા જેવા સાંભળવામાં આવે છે. વળી પ્રોફેસરો જેવા વિદ્વાનો તો એમાં પારંગત ગણાય છે. એટલે એ લક્ષણ પુરતું પણ મને વિદ્વાન વર્ગમાં આસન મળે તેમ છે !

× × ×

પ્રાધ્યાપકોના ભૂલકણાવેડા તો કહેવત રૂપ થઇ પડયા છે. એક ઉદાહરણ લઇએ. એક પ્રોફેસર કોઇ સ્થળે વ્યાખ્યાન કરીને રાતના મોડા મોડા ઘેર આવ્યા. તેમનાં પત્નીએ એમને સૂચના આપી કે કપડાં ગમે તેમ નાખશો નહિ; ખીંટીએ કપડાં બરાબર લટકાવીને પછી સૂઇ જજો. સવાર પડી, ને પત્નીશ્રી એમને જગાડવા ગયાં. જઇને જોય છે, તો એમના પતિશ્રી ખીંટી પકડીને એ સાથે લટકતા હતા, અને એમનાં કપડાં કાળજીપૂર્વક પથારીમાં પાથરેલાં હતાં. એ મહોદયે કપડાંને પોતે સમજીને સંભાળપૂર્વક પથારીમાં પોઢાડયાં હતાં, અને પોતાને કપડાં માની ને જાતે આખી રાત ખીંટીએ ટીંગાઇ રહ્યા હતા. એમને આખી રાત કંઇ વિચિત્રતા અને રોજના આરામના અભાવ જેવું લાગતું હતું ખરું, પણ એ સમજ્યા, કે હશે.

છેક એવું તો મે નહોતું કર્યું ને ?

વળી આવો આ એક જ કિસ્સો ઓછો છે-? એક પ્રાધ્યાપક શ્રી સાયંકાળે પોતાને ઘેર આવ્યા. બારણે પોતાના નામનું પાટીયું હતું, જેમાં " ઇન " અને " આઉટ " બતાવવાની ગોઠવણ હતી. પ્રોફેસરે જોયું, તો તેમા બતાવ્યું હતું કે પ્રોફેસર "આઉટ" છે. પ્રોફેસર ઘેર ન હોય અને અંદર કેવી રીતે જવાય ? એટલે પોતે પાછા ફર્યા. કલાકેક રહીને પાછા આવ્યા, તો પણ આઉટનું આઉટ દેખ્યું. વળી કલાક રખડી આવ્યા, તોયે એનું એ પાટીયું એમણે દીઠું. એમના તર્કશીલ ચિત્તમાં શંકા ઉદ્‌ભવી, કે આમાં કંઇ ભૂલ થતી હશે, માટે નોકરને બોલાવીને પૂછી જોયું હોય તો કેવું ? થોડા તર્કવિતર્કને અંતે એમ કરવું એમને યોગ્ય અને આવશ્યક લાગ્યુ. અને વિચાર પછી પ્રાધ્યાપક જેવી સમર્થ

વ્યક્તિને વર્તન કરતાં શી વાર ? એમણે બારણું ખખડાવ્યું. નોકર આવ્યો એટલે એને પૂછયું, " અલ્યા, પ્રોફેસર બહારથી ક્યારે આવશે ? મેં ત્રણ વાર ધક્કા ખાધા. "

નોકર માલિકથી પરિચિત હતો એટલે એણે એમને માહિતી આપી, " સાહેબ, પ્રોફેસર તો આપ પોતે જ છો. "

" અલ્યા હા, એ તો હું ભૂલી જ ગયો. ત્યારે ક્યારનો કહેતો કેમ નથી ? "

પ્રોફેસરોની રામકહાણીની એટલેથી સમાપ્તિ નથી થતી. એક આચાર્ય – ભૂલ્યો, પ્રાધ્યાપક મહોદય – ઘેર આવ્યા ત્યારે એમનાં અર્ધાંગનાએ એમને પૂછયું – " મોટર તમે હાંકતા લઈ ગયા હતા તે કયાં મૂકી આવ્યા ? પગ ઠોકતા કેમ ઘેર આવ્યા ? "

પ્રોફેસર માથું ખંજવાળીને બોલ્યા, " મોટર ? હેં ? ખરી વાત, મને લાગતું જ હતું કે કશું રહી જાય છે. અહિંથી મોટર હાંકીને હું સભાસ્થાને પહોંચ્યો, ને ગાડીમાંથી ઉતર્યો. પછી મને ગાડીમાં બેસાડીને લાવનાર ગૃહસ્થનો ઉપકાર માનવા પાછો ફરીને હું જોઉં છું, તો ગાડીમાં કોઇ ન મળે. મને આશ્ચર્ય તો થયું, પણ મારા મનથી કે હશે. ભાષણ પછી હું બહાર નીકળ્યો ત્યારે મોટર ત્યાંજ ઉભેલી હતી, પણ એમાં કોઇ નહોતું, એટલે હું ચાલતો ઘેર આવ્યો. મને થતું હતું જ કે કંઇ રહી જાય છે. "

એમ તો મારા એક મુરબ્બી મિત્ર છેઃ તેમનું નામ સવડ ખાતર આપણે અહિં છગનલાલ રાખીએ. એક દિવસ મિત્ર બહાર ગામથી આવવાના હતા તેમને લેવા સ્ટેશને ગયા. ત્યાં ડબે ડબે-ફરીને એમણે " છગનલાલ, છગનલાલ " ના પોકાર કર્યા. આખું

સ્ટેશન એમણે એ પોકારથી ગુંજાવી મૂક્યું. છેવટે પેલા આગંતુક મિત્રે એમને દેખ્યા, વાર્યા, અને યાદ દેવડાવ્યું કે "ભલા માણસ, છગનલાલ તો તમે પોતે જ છો." આપણા મિત્ર કહે "એમ ? તો કયારના કહેતા કેમ નથી ? હું સમજ્યો કે આ ગાડીમાં હું આવવાનો છું." અને એ ભાઇ પ્રોફેસર નહોતા, તો યે !

મુંબઇમાં એક વાર એવી નોંધ યોગ્ય ઘટના બની હતી.

મુંબઇની વિલ્સન કોલેજમાં મીસ તારાબાઇ દેવરૂખકર નામે કન્યા ભણતી હતી. સહશિક્ષણના આ જમાનામાં કોલેજોમાં યુવાનો અને યુવતીઓ અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં સહચારથી કામ કરે છે. ખાસ કરીને ચર્ચાસભાઓ, અન્ય સાહિત્યવિષયક પ્રવૃત્તિઓ, કહેવાતી સમાજસેવાની હિલચાલો, સંમેલનો, ટૂંકી મુસાફરીઓ ઇ. માં એ બધાં છૂટથી હળે મળે છે. મીસ દેવરૂખકર રૂપાળી હતી. અને વળી હુંશીયાર પણ ખરી. છોકરીઓ સામાન્ય રીતે અમુક બાબતોમાં ચબરાક તો હોય છે જ. અને આ વિદ્યાર્થિની એ સામાન્ય નિયમનો સુંદર નમૂનો સમી હતી. તેથી વિદ્યાર્થી સમુદાયમાં એનો ઠીક ઠીક "વટ" પડતો. તેમાં એક યુવાન સવિશેષ નોંધને પાત્ર હતો.

નાગેન્દ્ર દેસાઇ ધનવાન પિતાનો પુત્ર હતો, દેખાવડો અને મળતાવડો હતો. એ મીસ દેવરૂખકરના જ વર્ગમાં હતો. એટલે વારંવાર એ પરસ્પર સમાગમમાં આવતાં એ સંપર્કની અભિવૃદ્ધિ તથા તેનું તેના સ્વાભાવિક અંતિમમાં પરિણમવું, એ નાગેન્દ્ર દેસાઇના અંતરની આકાંક્ષા હતી.

એક દિવસ મીસ દેવરૂખકર એકસેલ્સીયરમાં ફિલ્મ જોવા ગઇ. ખેલ સમાપ્ત થતાં એ અને એમની સખી બહાર આવ્યાં. ફુટપાથને લાગીને એક ઘણી જ સુંદર મોટર ઉભી હતી. તેને ટેકો દઇને

ઉભેલા નાગેન્દ્રને એમણે જોયો અને બંને યુવતીઓ સહેજે તેના તરફ ગઇ. નાગેન્દ્રે ઝટ ગાડીનું દ્વાર ખોલ્યું. ને પૂછ્યું, " ડિન્કી લિટલ કાર, વ્હોટ ? વાંધો ન હોય તો એક ચક્કર મારી આવીએ. આજે ફક્કડ ચાંદની છે, મઝા પડશે, વ્હોટ ડુ યુ સે ? "

" જરૂર, જરૂર " હર્ષથી તાળીઓ પાડતી તારાબાઇ દેવરૂખકર સંમત થઇ. બન્ને સખીઓ અંદર બેઠી.

નાગેન્દ્ર આમ તેમ જોઇને બબડયો. " શોફર કયાંક ચાલ્યો ગયો લાગે છે. "

" પણ તમે કયાં ઓછા બાહોશ ડ્રાઇવર છો ? શોફર બી બ્લોડ. મિસ્ટર નાગેન્દ્ર દેસાઇ જેવા ચતુર શોફરનો લહાવો અમને કયારે મળવાનો છે ? "

એટલી જ વાર. એક ક્ષણના વિલંબ વિના નાગેન્દ્ર ઝટ અંદર બેસી ગયો, ને એણે ચક્ર પકડયું.

" સુંદર ગાડી છે, નહિ ? " તારાબાઇએ પ્રશંસા કરી.

" ખરેજ, એમાં બેસવાની કોઇ અજબ મોજ પડે એવી છે. તેમાં વળી સાથે મીસ દેવરૂખકર..."

તારાબાઇ ખડખડાટ હસી પડી. પ્રશંસા કોને પ્રિય નથી ? એણે નાગેન્દ્રને વાર્યો, " બહુ થયું મિસ્ટર ગેલાન્ટ, તમે પ્રશંસાની કળામાં કેવા પાવરધા છો તે શું હું નથી જાણતી ? "

નાગેન્દ્ર ખૂબ ગેલમાં આવી ગયો હતો. એણે પેટ્રોલ છોડયું, ને સંતુષ્ટ બિલાડી જેવો મધુર, ઠંડો ઘુઘુરાટ કરતી ગાડી ઉપડી. નાગેન્દ્રે એને ખૂબ ફેરવી. આ તરફ અૅપોલો, અને ત્યાંથી વાંદરા, અને તેથી ય આગળ લઇ ગયો.

સાથે સાથે મીઠો, પરસ્પર પ્રશંસાપૂર્ણ વાર્તાલાપ ચાલતો હતો; નાગેન્દ્રને સમયનું ભાન નહોતું. એને લાગ્યું કે આજે દહીં ખાઈને નીકળ્યો છું, કેમકે તારાબાઈ અસાધારણ પ્રસન્ન છે, અને આપણી " દાળ ગળે " એમ લાગે છે.

અંતે તારાબાઈની સખીએ ઝડપથી વહી જતા વખત તરફ એનું ધ્યાન ખેંચ્યું, ને સવેળા પાછા વળવાની આતુરતા દર્શાવી.

" તમને ઘેર પહોંચાડી દઉં ? "

" ના ના, એક્સેલ્સીયર આગળ જ ઉતારી દેજો. ત્યાંથી અમારે બીજે જવું છે. "

નાગેન્દ્ર પોતાની કુશળતાનો પરચો આપતો ભપકાથી એક્સેલ્સીયર પાસે પહોંચ્યો. જેવો ગાડી ઊભી રાખીને નીચે ઉતર્યો, ત્યાં એણે ત્રાડ સાંભળી, " ઑફીસર, પ્લીઝ ઍરેસ્ટ ધૅટ ફેલો. હી સ્ટોલ માઇ કાર, બ્લડી થીફ ! "

ક્રોધ તેમજ કેફથી લાલ થયેલી મુખમુદ્રાવાળો એક યૂરોપીયન ઉપર પ્રમાણે બરાડતો દોડતો આવ્યો. પાસે ઊભેલા પોલીસ સાર્જન્ટે નાગેન્દ્રના ખભા ઉપર હાથ મૂક્યો, " કમ ક્વાએટલી, વિલ્યુ ? "

નાગેન્દ્ર તારાબાઈ તરફ ફર્યો, ને પૂછ્યું, " ત્યારે આ ગાડી તમારી નહોતી ? "

તે જ વખતે તારાબાઈએ પ્રશ્ન કર્યો, " આ ગાડી તમારી નહોતી ? તો અમને એમાં ફરવા શા માટે લઈ ગયા ? "

" તમારી ગાડી સમજીને. "

અસલ વાત એમ બની હતી, કે એ ગાડી હતી પેલા યૂરોપીયનની. તારાબાઈ સીનેમા જોવા ગઈ છે એવી ખબર પડતાં

નાગેન્દ્ર એ સ્થળે જઇને તેના બહાર આવવાની રાહ જોતો ઉભો હતો. અકસ્માત, તે પેલા યૂરોપીયનની ગાડી પાસેજ ઉભો ઉભો મનમાં એનાં વખાણ કરતો હતો. સીનેમા જોઇને બહાર આવેલી છોકરીઓ સીધી એ તરફ ગઇ, એટલે ભાઇ સમજ્યા કે ગાડી એમની છે તેથી એણે સહેલગાહની દરખાસ્ત મૂકી. તે ઉપરથી છોકરીઓ સમજી કે નાગેન્દ્રના ધનિક પિતાએ એને નવી ગાડી લાવી આપી હશે. આ ગોટાળા પંચકમાં ત્રિપુટી ભ્રમણીયે ઉપડી ગઇ.

ગાડીના માલિક સાહેબ, સીનેમા સમાપ્ત થઇ ગયા પછી જરા છાંટો પાણી લેવા રોકાયા હતા. એ કામ પતાવીને પોતે બહાર પધાર્યાં, તો ગાડી ન મળે. ત્યાં ઉભેલા એક સિપાઇએ સાહેબને સમાચાર આપ્યા કે બે છોકરીઓ અને એક યુવાન એમાં બેસીને હંકારી ગયાં હતાં. ઉઠાઉગીરને કટકે ગાળ દેતા સાહેબે પોલીસને ખબર આપી. ઠેર ઠેર ટેલીફોન થયા. ટુંક સમયમાં કંઇ પત્તો લાગવાની આશાએ સાહેબ ધૂંધવાતા બેસી રહ્યા. છેવટે થાકીને ભાડાની ગાડી લેવાને ઇરાદે બહાર નીકળ્યા, ત્યાં તો ગાડી આવી પહોંચી.

નાગેન્દ્રને – અને તારાબાઇને પણ – ખુલાસો કરવો ભારે થઇ પડયો.

સારાંશ, કે સરતચૂક અનેક પ્રકારની હોઇ શકે, અને તે અમે તેવાથી પણ થઇ જાય.



# ૩

## બાબા !

**ચાવીનો** અધ્યાય તો આપણને બહુ આગળ લઈ ગયો. એમ નહિ ચાલે. આપણે ભૂલ્યા ત્યાંથી ફરી ગણીએ ને, ક્રમપુરઃસર જ પ્રયાણ કરીએ.

ગોધરાથી અમારા ડબ્બામાં એક યુવાન સીખ દંપતિ દાખલ થયું હતું. તેમની સાથે દોઢ – બે વરસનો છોકરો હતો. આઘાપાછા થતા ઉતારુઓ પાછા ઠરી ઠામ થયા, અને સીખ યુગલ ગોઠવાયું, કે તરત પિતાશ્રીએ સંતાનને સામા પાટીયા ઉપર બેસાડીને લાડ શરુ કર્યાં. પોતાના માથા ઉપર શોભતા – કે બેડોળ લાગતા – કેશકલાપથી માંડીને પગના અંગુઠા સુધીનું આખું અંગ ઘોળતા, લચકાઇ લચકાઇ જતા એણે "બાબા" શબ્દનું રટણ માંડ્યુ.

એ એક શબ્દના એણે અનેક રીતે ઉચ્ચાર કર્યાં, વેનાવેડાની એણે કમાલ કરી બતાવી. "બાબા" શબ્દની સહાયમાં એ યુવાને બીજા પણ અગણિત પ્રકારના અવાજ પોતાના દાઢીછાયા ગળામાંથી કાઢ્યા. એવી એક લોકોક્તિ છે, કે ગમે તેવો ગંભીર અને ડાહ્યો

માણસ પણ બે કાર્યો કરતે ભૂંડાં ડાચાં કરે જ કરે – એક, કેરી ચૂસતે, અને બીજું બાળકને રમાડતે. પરંતુ આ સીખ્ખાં જુવાને તો હદ કરી.

આ ડાચા, અંગ અને કંઠની કસરતનો ક્રમ થોડો સમય અબાધિત ચાલ્યો. પછી પોતે એક માસિક કાઢ્યું. એને પકડવા બાબાએ હાથ લાંબો કર્યો, એટલે પિતાજી ઉથલાઇ પુથલાઇ પડયા. આહા, બાબો કેવો ચતુર ! ચોપડી માંગી, ચોપડી ! વાહુવા જી વાહ ! આફરીન થતા પિતાએ ચતુર પુત્રને પુસ્તક આપ્યું, જે એણે વિના વિલંબે ચાવવા માંડ્યું. એ ચાવણ જોઇને સરદારજીને 'કૈં' યાદ આવ્યું.

એણે એક બૅગ ઉઘાડી, ને તેમાંથી અડધોંક ડઝન બાટલીઓ કાઢી. સરદારજી ભૂંડાં ડાચાં કરવા જાય, લળીલળીને લાડકા શબ્દો બોલતા જાય, ને બાબાને જાતજાતની દવાઓ તથા ટૉનીકો ઠાંસતા જાય. યથાસમય આ મહાકાર્ય પૂર્ણ થતાં આરંભાયો ભોજનવિધિ.

બાબા માટે ગુલાબજાંબુ લીધાં; કેળાં લીધાં; દ્રાક્ષ ખરીદી; અને બિસ્કીટ તો સાથે હોય જ. બર્માની ચોખાની મીલોમાં ડાંગર ઓરાય છે, એ ઢબે આ વસ્તુઓનો એકધારો ધોધ બાબાના મુખરૂપી ગરણીમાં અદ્રશ્ય થવા લાગ્યો. વચમાં વચમાં પેલી શીશીઓમાંથી એકાદનો ડોઝ વિરામચિહ્ન રૂપે આવી જાય. લગભગ ત્રણેક કલાક સુધી આ ઓરણ અખંડ ચાલ્યું. મને લાગ્યું, કે ગજા ઉપરાંતની હવા ભરેલા રબરના ફુલકાની જેમ બાબો હમણા ફટ દઇને ફાટશે.

પાસે બેઠેલા એક તેલુગુ – મહારાષ્ટ્રીય બ્રાહ્મણ ઉતારુએ દાદોદ આગળ ચીભડું લીધું, અને એની એક ચીરી બાબાને આપવા ધરી. પૂજ્ય પિતાશ્રીની ભયત્રસ્ત આંખો આ ઘટના દેખીને ચઢી

ગઇ, અને એ ચિંતાતુર કંઠે, બે હાથે રુકાવટ કરતા, પોકારી ઉઠયા, " નહીંજી નહીંજી, ઓ કુછ નહિ ખાયગા, કુછ નહીં લેગા જી, ઓ બેમાર હે જી, કુછ ખાતા નહીં જી, ઇસકો કુછ ભી મત દિજીયે બાબુસાબ. ઉસકો કુછ ભી ખાનેકો મના હે. "

ત્યાર સુધીમાં ખાવાની સખ્ત મનાઇવાળો આ માંદો બાબો ત્રણેક ગુલાબજાંબુ, અડધો ડઝન બિસ્કીટ, દોઢપાશેર ( –પાકોશેર– ) દ્રાક્ષ, અને બે કેળાં ઉપરાંત એક પ્યાલો દૂધ ચપાટી ચૂક્યો હતો. પણ એ તે ખાધું કહેવાય ?

બાબાને ચીભડાની ચોરી ન લેવા દીધી તેનું જાણે સાટું વાળવાનું હોય તેમ ઓરણનું કાર્ય તે પછી દ્વિગુણિત વેગથી આગે બઢયું. બાબો હતો ગોળમટોળ, ને એની વયના પ્રમાણમાં મોટા હાડવાળો. એટલે પ્રમાણમાં હોજરીનું કદ ઠીકઠીક હોય, એ સમજી શકીએ. પરંતુ ખાવના આટલા ખડકલા એ કયાં સમાવતો હશે, એ કોયડો તો અણઉકેલ્યો જ રહી જવાનો. કોઇ પણ પાત્ર પોતાની અંદર રહેલા અવકાશ જેટલી વસ્તુને પોતામાં સમાવી શકે, તેનાથી વધારે નહિ, એવી પામર માનવીઓની ગણતરી છે. પરંતુ લચકાઇ લચકાઇ પડતા આ સીખ જુવાનનો બાબો એ માન્યતાને ઝટકે મારે છે. કદાચ એ રબરનો બનેલો હોય તો જુદી વાત. એક રુવાંડું પણ ફરકાવ્યા વિના એણે છેક સાંજના પાંચ વાગતા સુધી ઓરણ ચાલુ રાખ્યું.

અને પછી એને લાગી ભૂખ.

પ્યારા પુત્રને ભૂખે મરતો દેખીને સીખ ગભરાયો. સાથે હતું તે બધું દૂધ તો બાબો કયારનો ચટ કરી ગયો હતો. અને મુસા-

ફરીમાં સાથે આય, કે ભેંસ પણ રાખવી કેવી રીતે ફાવે ? રેલ્વેવાળા વાંધો લે; બાબાનો યે વિચાર ન કરે એવા એ તો નગુણા છે.

સાત કલાકના ચાલુ ભોજન પછી બાબો ક્ષુધાથી પીડાતો હતો. એને દૂધ જોઈતું હતું. સીખે રસ્ટોરાં કારના માણસ પાસે દૂધ માંગ્યું. એ તરત ને તરત દૂધ ન આપી શક્યો, એટલે ખાલસાજી ખીજાયા. " ક્યા બાત હૈ. હમ રપોટ કરને મંગતા. છોડેગા નહીં. હમારા બચ્ચા ક્યા ભૂખસે મર જાયગા ? દૂધ નહીં, તો રસ્ટોરાં કાર કાયકે વાસ્તે રખા ? ઝરૂર ચાઇ કા વાસ્તે ચોરી કરકે છિપા રખા હોગા. હમ સરકારમેં લીખેગા. દેખતા નહીં, બાબા ભૂખસે રોતા ! "

છેવટે બીજે સ્ટેશને પેલો માણસ મોટો પ્યાલો ભરીને દૂધ લાવ્યો. આંખનો પલકારો માર્યા વગર બાબો એ ગટગટાવી ગયો.

દૂધથી બાબાની ભૂખ ઉઘડી, એ ક્ષુધાના પુનઃ ઉદ્‌ઘાટનની ખુશાલીમાં બાબાએ બે મુલાબજાંબુ ચડાવ્યાં, અને એ હજમ થાય તે માટે થોડાં બીસ્કીટને પણ તેની પાછળ પેટ – ગોદામમાં પાડવ્યાં.

આ ક્રમ દરમિયાન વચમાં દસેક મિનિટ ચાવણુ વિહોણી પડી હતી. તે અરસામાં બાબાએ પિતાજીની ડાયરી મુખ કમળમાં મમળાવી. પિતાજીની દૃષ્ટિ તે તરફ ગઇ તેટલી વારમાં ડાયરી ઓગળીને લગભગ અડધી બાબાના ઉદરઉદધિમાં ઉતરી ચૂકી હતી. સરદારને ચિંતા થઇ, કે ચામડું, કાગળ અને શાહી બાબાને એમ ને એમ નહિ પચે. એટલે એ કાર્યમાં કુમક રૂપે એમણે મુઠી અંગુર બાબાના પાતાળકુવામાં અભેરી.

રાતના આ માંદો બાબો ઉંઘમાં ને ઉંઘમાં ભૂખે રખે ઓગળી જાય, એવા ભયથી એને પોઢાડવા પહેલાં થોડાં ફળ ખવરાવી લીધાં. તે પછી લળતાં લળતાં જેનાં અંગે અંગ લચકાઇ જવાના ભયમાં રહેતાં હતાં 'એવાં' 'પિતા' તથા માતાએ બીજું મહત્વનું કાર્ય આરંભ્યું – સુવાડતા પહેલાં બાબાને " કુ'" કરાવવાનું.

" બાબા બહોત રાજાબેટા હૈ...શી કરેગા..."

માબાપે આ રાજાબેટાને બે તરફથી પકડીને બારી આગળ ધર્યો અને બન્નેએ જોરથી સીસકારીઓ માંડી. પણ બાબો જેનું નામ ! પેલા કાઠીયાવાડી નટોના ખેલમાં બને છે તેમ, જેમ જોરથી નટ નાચે ને જોખમ ખેડે, તેમ ઢોલવાળો માથું ધૂણાવતો કહેતો જાય, કે " ન વદું ! ", એવી રીતે, જેમ આ સીપડાં સીસકારે તેમ બાબો ન વદે. પછી એને જાજરૂમાં લઇ જઇને ઉક્ત પ્રયોગ કરી જોયો, છતાં બાબો કહે કે ઉહું !

એટલામાં સ્ટેશન આવ્યું. રાજાબેટાને પ્લૅટફૉર્મ ઉપર ઉતારીને દ્વિગુણિત સીસકારીના સંગીત સહ એના માબાપે અરજીઓ કરી તો ય એ બંદો એકનો બે ન થયો તે ન જ થયો.

પછી થાકીને, સામસામી પાટીયાં ઉપર આવેલા માબાપની પથારીઓનાં ઓશીકાં વચ્ચે ઉભો રાખીને, ઉંડા શ્વાસ ખેંચી, વરાળ છોડતા એન્જીન જેવી ભયંકર સીસકારી આ બાબાભક્ત યુગલે મૂકાવી ત્યારે જ ખોઇ જેવું મોં કરીને બાબાજી હસ્યા ને પછી વહેતું મૂક્યું. જાણે જગ જીત્યાં હોય એવી વિજય પ્રશસ્તિ શી દ્રષ્ટિએ માતાપિતાએ એક બીજા સામે જોયું. બાબો કેં બાબો ! મારો બેટો ઓશીકા આગળ શી કરીને આખા

ડબામાં રેલાવ્યું, ત્યારે જ જંપ્યો. કેવો હુંશીયાર બાબો ! દુનિયામાં આવો બાબો બીજો હોઇ શકે જ નહિ.

પછી એને સુવાડતે શીખની નજર મારા ઉપર પડી. મેં ટપકો આપ્યો, " બાબાકો આપ એસા ભુકા હી સુલાતે હો, યહ અચ્છા નહીં જી. મૈં દેખતા હું, દસ મીનીટ હુઇ, ઉસને કુછ ભી નહીં ખાયા. "

હૈં ! સરદારજી ચમકયા. એણે ઝટ બાબાને ઉઠાડીને હાંસવા માંડયો. મારા તરફ જોઇને પહોળા પહોળા થતા એ બોચર્યા, "કયા કરે જી, બાબા બેમાર હે. કુછ ખાતા નહીં. કયું ન બાબા ? હૈં ન બાબા ? બાબા રાજાબેટા..."

અને પછી બાબો ભૂખ્યો થયો...

કચ્છીમાં એક " ઓઠું " છે. હવેલીએ દર્શન કરવા જતે એક કચ્છી બેન પોતાની સખી આગળ દુઃખ રડે છે, કે અમારો કાકુ બચારો કશું ખાય નહિ.

" ભેણુ, કુરો ચાં ? અસાંજો કાકુ વચ્યાડો, સનેં વરેં જો થ્યો, ત પણ કીં ખાય ન. સવાર જો ઉથીયે, તડે ચાં, જો કાકુ, કીંક ત ગીરાણી કર. જડેં બોરી મથાકુટ કરીયાં, તડે વચ્યાડો મડમડ બ – ચાર પુરી અન દૂધ ખાઇ ગને. ડાયખોક વજે, તડેં કાકુ કે ચાં. બચ્ચા, નીસાડ વનણું આય. ત કીં ક ઠાકોરજીજા રાજભોગ સર્યા અઈં, ત કીંક બેંધો વન્ય. તડેં મથાકૂટ કરીયું, ત પંચસત રોટલી આય, હેનરીક ( –ખોબો બનાવીને–) ભાત આય, વટકોખન ડાર આય, સે જીં તીં ખાઇ ને હલ્યા વન્યે. કુરો ચાં બાઇ, કાકુ હેડો થ્યો, ત પણ કીં ખાય ન. મન કે થીયે,

જે હેકડો ડેઠ વજણ આયો આય, સે કાકુ વચ્યાડો નીસાડમાં મોખ્યો થ્યો હુંદો. ત વરી રામે કે ચાં, જે કાકુલાય કીંક ત નાસ્તો ખણી વન્ય. સે પોય રામો હેકડો—બ મગજજા લાડૂ આય, બ—ત્રે પુરીઉં આય, અન ચાયજી હેતરીક ( —મોટા લોટા જેતરૂં પાત્ર બતાવીને— ) લોટી ખણી વન્ચે, સે કાકુ વચ્યાડો ઉભ્ભો ઉભ્ભો જી તીં ખાઇ ગન્ચે. સાંજીજે કાકુ વચ્યાડો નીસાડથી ઘરે અચે, તડે ચાં, જે કાકુ, ભૂખ્યો થ્યો હું ને ? કીંક ત ખાઇ ગન્ય. તડે વરી હેતરીક ( —ખોબો બતાવીને— ) ભાત આય, કઢી આય, કીં ઠાકુરજી કે ધરાયેલો ભોગ ઉવે, ત કાકુ વચ્યાડો ખાઇ ગન્ચે. રાતજો જડે ડોય વગે સમે તડે વચ્યાર કરીયાં, કે કાકુ વચ્યાડો ભૂખ્યો થ્યો હુંદો. સે પોય ઠાકોરજી કે દૂધજી લોટી સરાઇ હુવે સે ચાં, જે કાકુ, પીને સુમીરો. બાઇ, આઉં કુરો ચાં, અસાંજો કાકુ વચ્યાડો કીં...ત ન ખાય. "

( બેન, શું કહું ? અમારો કાકુ બિચારો સાત વરસનો થયો, તો પણ કંઈ ખાય નહિ. સવારના ઉઠે ત્યારે કહું, કે કાકુ, કંઈક તો શીરામણ કર. જ્યારે બહુ માથાકુટ કરીએ, ત્યારે બિચારો માંડમાંડ બે ચાર પુરી અને દૂધ ખાઇ લે. દસેક વાગે ત્યારે કાકુને કહું, કે બેટા નીશાળે જવાનું છે. તો ઠાકોરજીને રાજભોગ ચડાવ્યો છે તે કંઈક ખાતો જા. ત્યારે માથાકુટ કરીએ તો પાંચ સાત રોટલી છે, આટલોક ભાત છે, વાટકોક દાળ છે, તે જેમ તેમ ખાઇને ચાલ્યો જાય. શું કહું બેન ? કાકુ આવડો થયો, તો પણ કંઇ ખાય નહિ. મને થાય, કે એક—દોઢ વાગવા આવ્યો, તે કાકુ બિચારો નિશાળમાં ભૂખ્યો થયો હશે, તેથી વળી રામાને કહું, કે કાકુ માટે કંઇક તો નાસ્તો લઇ જા. તે રામો એક બે મગજના લાડુ છે, બે ત્રણ પુરીઓ છે, અને ચાની આવડીક લોટી લઇ

જાય, તે કાકુ બિચારો ઉભો ઉભો જેમ તેમ ખાઇ લે. સાંજનો કાકુ બિચારો નિશાળથી ઘેર આવે ત્યારે કહું, કે કાકુ, ભૂખ્યો છે ને. કંઇક તો ખાઇ લે. ત્યારે વળી આટલોક ભાત છે, કઢી, છે, કંઇ ઠાકોરજીને ધરાવેલો ભોગ છે તે કાકુ બિચારો ખાઇ લે. રાતના જ્યારે દસ વાગે તે વખતે વિચાર કરું, કે કાકુ બિચારો ભૂખ્યો થયો હશે. તેથી ઠાકોરજીને ચડાવેલી દૂધની લોટી-છે, તે કાકુ, પીને સુઇ જા. બેન, હું શું કહું ? અમારો કાકુ બિચારો કંઇ પણ ન ખાય.)



# ૪

## ભડ માણસ, હો !

ફેરીયા વગરની આગગાડીની મુસાફરી, એટલે કનૈયા વિનાનું ગાણું, યાને લૂણ વિનાનું ખાણું. દવાઓ, અનાથાલયો, ગૌશાળાઓ, વિદ્યાલયો, કુવા, વાવ, દવાખાનાં, ઇ. ઇ. અનેક વસ્તુઓના હિમાયતીઓ ચડે ને ઉતરે, ને બુલંદ કંઠે પોતપોતાનાં ભાષણ તથા ગીત લલકારી જાય, ચૂરણની ગોળી ચખાડી જાય, છીંકો ખવરાવી જાય, વિના કારણ માથે બામ લગાડી જાય, ને મુસાફરીના કંટાળા ને એ બધી યુક્તિઓથી હળવો કરે.૧"પ્રભુ તે તમોને નથી પૂછવાનો" વાળું ગાયન કોણે નહિ સાંભળ્યું હોય ?

એવો એક ફેરીયો અમારા ડબામાં આવ્યો. એની પાસે દવાઓ હતી. માથાની, તાવની, દરેક પ્રકારના દુઃખાવાની, અને છેવટે દાંતની; એમ અનેક ઔષધોનાં એણે એકી ટસે ગુણગાન ગાયાં, વહેંચેલાં હેન્ડબીલો પાછાં માગી લીધાં, ને પછી બીજે સ્ટેશને એ ઉતરી ગયો.

મારી સાથે એક કચ્છી લવાણા સુંદરજી ભાઇ, અને લુણાવાડા ના એક બ્રાહ્મણ મિત્ર મોજીલાલભાઇ હતા. પેલા ફેરીયાના ગયા

પછી સુંદરજીભાઇએ કહ્યું, " મારા હાળા, વાતું તો એવી કરસ, કે જાણે અશ્વનીકુમારના અવતાર. ધરતી પર કોઇ રોગ નહિ હોય જે આ લોક નો મટાડી હકે. આવા પરગજુ ધનવંતરીઓ છતે દુનિયામાં આટલા બધા રોગ થેં, ઇ તો ભારે નવાઇની વાત."

" ને ખાસ કરીને દાંતનાં દુઃખ તો એવાં વધી ગયાં છે, કે વાત ન પૂછો, " મોહનલાલભાઇ બોલ્યા. " નાનાં મોટાં, બધાંના દાંત આ જમાનામાં નબળા પડી જાય છે, ને હજી જુવાનીનાં ઠેકાણાં ન હોય, ત્યાં ચોકઠાં આવી જાય છે."

" એ આપણા ખાવાપીવાના ઢંગધડા ક્યાં રીયા છે ? જૂના જમાનાનાં માણસ, સાત્વિક ખોરાક ખાય, તે દાંત શેના બગડે ? હવે તો ઘેર ઘેર ભૂંસાં, ને આ, ને જે ને તે ડાચરકુચર બધાને જુવે."

મેં ટાપશી પૂરાવી, " ખરી વાત, મારા પિતાશ્રીએ હવે બીત્તોતેર વર્ષની વયે કહેવાનું શરૂ કર્યું છે, કે દાંત સંભાળવા પડશે, કેમકે નબળાં પડવાનાં લક્ષણ જણાય છે."

" શું કો છ," સુંદરજીભાઇને નવાઇ લાગી. " બધા ય દાંત સાબદા છે ?"

" હા, બધા ય."

બાજુમાં એક હિંદુસ્થાની પંડિત બેઠા હતા, તે અહીં વચમાં પૂરાયા, " પુરાને ઝમાનેકી યહ ખૂબી થી, બાબુ સાબ. કહીયે, હમારી વય કીતની હોગી ? અંદાઝા લગાઇએ."

" પચાસ કે કરીબ હોગી," મેં અટકળ કરી.

પંડિતે હસીને દૂધધોળી દંતપંક્તિઓ બતાવી. " મૈંને સાઠકી

સીમા છોડ દી, બાણુ માળ, ઔર આપ દેખ સકતે, પરમાત્માકી કીરપાસે..." એણે હસીને ફરીથી દંતપ્રદર્શન કર્યું. ખરેખર એના દાંત સુંદર હતા.

"જૂના જમાનાના માણસ, ખાધે પીધે નિયમિત ને સાત્વિક આહારવાળા, એટલે બદનમાં યે તાકાત બઉ."

મેં કહ્યું, "ખરી વાત, સુંદરજીભાઇ, અમારા દાદા એમના એક નોકર સાથે આજથી સાઠેક વર્ષ પહેલાં કાઠિયાવાડમાં એક ગામથી બીજે જતા હતા. રસ્તે જતાં વગડામાં જ રાત પડી ગઇ. ત્યાં બળદ કશુંક દેખીને ભડકયા, એવા, કે ગાડું ઉલાળી મૂક્યું. મારા દાદા અને પેલો માણસ ઉછળીને પડયા બહાર. દાદાનો ડાબો હાથ બે જગાએથી ભાંગી ગયો, ને એમના સાથીના ડાબા પગની ઢાંકણી ખસી ગઇ. ગાડાવાળો આ સ્થિતિ દેખીને મદદ મેળવવા તરત નજીકના ગામ તરફ રવાના થયો.

"એને પાછા વળતાં વાર થઇ એટલે દાદાએ સાથીને કહ્યું, "અલ્યા મગન, એ તો જાણે ઠીક, પણ ભૂખ લાગી છે. ખાધા વિના કંઇ ચાલશે ?"

"મગન પણ એજ વિચાર કરતો હતો. એ એક ટાંટીયો ઢસડતો ઢસડતો ગયો ઉલળેલા ગાડા પાસે. તેમાંથી એણે ખીચડીની પોટલી, મસાલાની કોથળી, તપેલી, ને પાણીની સુરાઇ ધીમે ધીમે ખેંચી કાઢયાં. દાદાનું અબોટીયું પણ લેતો આવ્યો. સુરાઇ મોટી હતી. એટલે પાણી પુષ્કળ હતું. પછી ઘૂંટણની અસહ્ય વેદના છતાં ધીમે ધીમે સાંઠીકડાં ભેગાં કર્યાં, ને દેવતા પ્રકટાવ્યો, ને ખીચડી તપેલીમાં કાઢીને ધોઇ રાખી.

" દાદા બે જણાએ તૂટીને લમડનો ડામો હાથ જાગવીને નાખ્યા, અમોગીયુ પડેયું, ખીચડી રાધી, ને શેક નોકર નીરાતે થી – ખીચડી જમ્યા "

" લ્યો કો " સુદરજીભાઇ પ્રશસા કરતા મોની ઉઠયા " ઇ, આજ તો જરાક ઠોકર વાગી હોય તો ય પથારી ભેગા થઇ જાય એવા ભડ જુવાનીયા ઘેર ઘેર ભાળી લ્યો અમારે એક હેમુ લવાણો હતા "

કેટનાક માણસોને વાત કરતે એવી ટેવ હોય છે, કે વાક્ય પોતે બધુ બોને, ને છલ્લો શબ્દ, જે ઘણે ભાગે ક્રિયાપદ હોય છ, તે આવે ત્યા અટકે એ શબ્દ સાભળનાર પૂરવાનો હોય. એમ કર્યા વિના એમની વાત ન જામે ને સાભળનારનુ ધ્યાન પોતાની વાતમા છે એની ખાતરી રહે, એ જુદી. સુદરજીભાઇ " ઓકા " કહેવામા એક્કા હતા એમને આ રસપ્રદ ટેવ હતી

સુદરજીભાઇએ વાત માડી

" સુબઇમા ઘણા વરસ પહેના હેમુ મરીને એક નવાણો હતો ભડ માણસ, એટલે એને સૌ કોઇ હેમુદાદો કહેતા. કેમકે એની દાદાગીરી ખૂબ હાને એને ને ગોળપીઠામા તે વખતે ગવલી કરીને એક મુસનમાન નાદો હતો, એ બેને ઉદર – બિલાડીનો સબધ એ જમાનામા ગવનીને નામે કે કાટતી ને આડવી નતામા આણુ વરતે હેમુદાનાની આ, ને એક દી હેમુ ગોળપીઠે થઇને જતો હશે ત્યા ગવલી સામો "

" મળી ગયો ' મે પાદપૂર્તિ કરી.

" – મળી ગયો વાતવાતમા થઇ પડયો ચડભડાટ, ને ગવલીએ

પોતાના કાંધીયાને પડકાર્યા. હાંઉં. પચ્ચી માણુસ લાકડીયું લઇને થઇ ગ્યું..."

" ભેળું " મોજીભાઇએ ક્રિયાપદ આપ્યું.

"— ભેળુ. હેમુ પાસે લાકડી હતી. પણ દુશ્મનની ભોડયમાં એકલે હાથે જોર નાં હાલે એનું ઇને ભાન તો ખરું. માથાને બચાવવા એક હાથ આડો રાખીને એણે મૂકી દોટય. પચ્ચી લાકડીઓના માર એક કાંડા પર ઝીલતો હેમુ પાયધુની પહોંચી ગ્યો. જ્યાં...ને કોલસા મહોલ્લામાં પગ મૂક્યો, ત્યાં એને જોર આવ્યું. તાણે, અસાંજો લતો ! હોકારો દેતો એ જે લાકડી લઇને ફરી વળ્યો, તે જોરમાં ને જોરમાં પચ્ચીસેયને પાછો ઠેઠ ગોળપીઠે પહોંચાડી આવ્યો. "

" ખરો, ખરો હેમુદાદો, જૂનાં જમાનાનું હાડ, " મોજીલાલ-ભાઇએ આફરીન પોકારી. " અમારે ત્યાં લુણાવાડાના બ્રાહ્મણ, એટલે જેવું નામ. તેમાં ય ધાંટીના બ્રાહ્મણ કહ્યા, એટલે હદ આવી સમજો. આ...તે મણનો લાડુ કર્યો હોય તો ધાટીના પાંચ બ્રાહ્મણો માટે પૂરો કહેવાય. " .

" મણ લાડુ, કે મણ લોટનો લાડુ ? " .

" મણ લોટનો લાડુ. "

" ઇ કો ! ઇ બારે માળા, ઇ તે પેટ કે પાથર. ચોખાને આંટી ગ્યા. "

" એવા હવે બે ચાર હજી હયાત છે ખરા. આ તો મા જોયા જાણ્યાની વાત છે. ધાંટીનો એક બ્રાહ્મણ બીજે ગામ ભિક્ષ માટે ગયેલો. ત્યાંથી મળેલું સીધું લઇને પગપાળો એ પાછો આવતં

હતો. બે મણ દાણાની કોથળી એક ખભે, બીજે ખભે નવશેર ઘીનું ચામડાનું ગડિયું, ને બ્રાહ્મણ ખરે-બપોરે ચાલ્યો જાય. વગડો ચીરીને જવાનું હતું. ત્યાં સામા બે કોળી મળ્યા. કોળી કહે, અલ્યા બામણ કઇ તરફ જવું ? બ્રાહ્મણે જવાબ દીધો, કે ભાઇ, આ સીધું મળ્યું છે, તે લઇને મારે ગામ પાછો જાઉં છું. કોળી સામો બોલ્યો કે અલ્યા બામણા, આ કાળ જેવો તડકો તપે છે, ને ખરે બપોરે આ બધો ભાર લઇને ચાલ્યો જાય છે, તે મરવાનો થયો છે ? લે, મૂક કોથળી નીચે, ને છાનો માનો થઇ જા ઘર ભેગો, નહિ તો મૂવો સમજજે.

" બ્રાહ્મણ હરખ્યો. એણે કહ્યું- ઓહો, બસ એટલું જ ? તો પછી ક્યારના કહેતા કેમ નથી ઠાકોર ? ખુશીથી લઇ જાઓ. પણ ગામ અહિંથી છ ગાઉ આઘે છે, ને બપોરનો વખત છે. પાણી ઠેઠ સુધી મળે એમ નથી તેથી આ હું જરા પાણી પી લઉં, ને પછી પડું રસ્તે.

" કોળીને લાગ્યું કે વાત ખરી છે. તરસે મરી જશે, તો નાહક બ્રહ્મહત્યા લાગશે. બ્રાહ્મણે ખભેથી ગડીયું ઉતાર્યું, ને તાપથી તપીને પાણી જેવું થઇ ગયેલું ગરમ ગરમ નવશેર ઘી હચક હચક કરતો ગટગટાવી ગયો. "

" નવ શેર ઘી પી ગયો ? "

" હા, પૂરા નવ શેર. આજની ઘડી ને કાલનો દાડો."

" એય ખરું. પેલા લઇ જાય એના કરતાં પી લીધું શું ખોટું ? " એમ કહીને સુંદરજીભાઇએ આ બુદ્ધિના પ્રદર્શનની પ્રશંસા સૂચવવા હાથતાળી લીધી.

" ઘી પીને ગડીયું ફેંક્યું બાજુ ઉપર. પછી દાણાની કોથળી ઉતારીને પોતાની સામે પગ આગળ મૂકી, ને કહ્યું, " લ્યો ભાઇ, ઉપાડી લ્યો. ".

" બે કોળી કોથળી ઉપાડવા વાંકા વળ્યા, ત્યાં બ્રાહ્મણે અકેક હાથે બન્નેને પકડીને દબાવ્યા બગલમાં. બે જણને કાખમાં દાબ્યા છે, દાણાની કોથળી જમણા હાથમાં ઉઠાવી છે, ને બ્રાહ્મણ છ ગાઉ એમને એમ ખેંચી ગયો. પછી ગામની ચોલીસચોકી ઉપર જઇને એણે બે હાથ પહોળા કર્યા, ત્યાં ટપ ટપ, બે કોળી પડયા નીચે. બ્રાહ્મણે કહ્યુ, " લ્યો જમાદાર, તમારે માટે બે સંપેતરાં લાવ્યો છું. " એવા જબરા ધારીના બ્રાહ્મણ હતા. "

" ખરો ભડનો દીકરો ! " સુંદરજીભાઇએ શાબાશી આપી. " અમારે ત્યાં જોડીયામાં એક લવાણો હતા. ડાયા ખેતસી એનું નામ. પણ ભાઇ, ભડ માણસ, હો ! ઇને આસપાસના મિયાણા જોડે વેર. મિયાણા, એટલે વાત કરું મા. ભગભગલાને રાડય પડાવે એવી જબરી જાત. પણ ડાયો ખેતસી જેનું નામ !

" એક દી ડાયા ખેતસીને અને બીજા ખેડુઓને અનાજ ગાડાં ભરીને રાતવરત બીજે ગામ જવાનું હતું. એ ગામ વી ગાઉ દૂર. હાંઉ, આંઇ તો ગાડાં જોડયાં; બીજા બરાઇ ગયાં પ ડાયા ખેતશીને જરા વાર થઇ. ' સાથીદારો કે, કે તમે જોત ત્યાં લગી અમે ખમીએ. પણ ડાયો બા કે, એલ્યા તમે તમા ધીરે ધીરે...'

." હાલતા-થાઓ. " મેં ટાપશી પૂરી.

" હાલતા થાઓ. ઇ કે, મારું ભરતીયું ગાડું છે, તે !

તમારે પગવે હમ્મણા નીકળ્યો હમજો. જોતજોતામા તમને પકડી પાડીશ. પણ જરા ધીરા સાંસતા હાંકજો. ભર્યાં ગાડા, ને વખત ખરાબ, તે બધા હારે હઇએ તે ઠીક બોલ્યા તો હાલી નીકળ્યા. પછે ડાયો ખેતસી ત્રીશ પાત્રીશ મણ અનાજનું ભરતીયું ગાડું જોડીને નીકળી પડયો રસ્તે. ચીલે ચીલે ગાડું કચુડ કચુડ હાલે છે, એક હાથમાં પકડેલી નાળ ડાયોભા ગડગડાવે છે, સોરઠા લલકારે છે, બીજે હાથે પકડેલી રાશથી બળદીયાને ડચકારે રમાડતો જાય છે. ને બળદ તે કઈ બળદ. વાગડીયા ગોરીયા, ઉંટ જેવા ઉંચા, ને દૂધ જેવા ધોળા."

"હા, ખરી વાત. વાગડ અમારાથી વીસેક માઇલ દૂર છે. તાડ જેવા બળદ" મોજીનાનભાઈએ ઉમેર્યું.

"હા, ઇજ વાગડના ડાયો ખેતસી એમ હાલ્યો જાય છે. મિયાણાઓએ જોયું, કે આ નાગ ટી- છે. ફરીથી આવો મોકો"

"નહિ મળે" મે પૂરાર્યુ

"'મિયાણાઓએ વચાર ર્યો કે ડાયાને આ ફેરે આતરવો, પણ એના બે હાથ છૂટા હોય તેવી રીતે નહિ. બે હાથ સાબૂત હોય તો એ પાચ દશ જણને પૂરા કરી વનો નો મૂક તેથી એવું કરવું કે જેથી એના હાથ બધાયેના રીયે એમણે તો ચીનામા લોખડની ચીપો ઉંડી ખોડી ડાયા ખેતસીનુ ગાડુ ત્યાથી નીકળ્યુ ને ચીપોમા પૈડ ભરાણુ વાગડીયા બળદ, તે એમ અટકે? એમણે કર્યું જોર, ને તડાક દેતુ કને પૈડું..."

"તૂટ્યુ."

"તૂટ્યુ. ને ડાયો હમજી ગ્યો" હત્તારી નિમકહરામોની, છેવટ દગો કર્યો," કહેતો ક એ ઉનર્યો હેઠો જો ગાડુ ઉભુ રહી

જાય, તો સાથીદારો આગળ નીકળી જાય," ને મિયાંણા એને પૂરો કરી નાખે. એણે તો ડાબે હાથે એક આડું ખેંચી કાઢ્યું, ને જમણે હાથે ઉપાડી ગાડાની ધરી. ને પછી પડકાર્યો, કે " માના પૂત હો તો આવી જાઓ. "

" ચાર મિયાંણા નાગી તરવારે એના ઉપર તૂટી પડયા. એ તરવારો તો એ આડા ઉપર પટકાઇને જ કટકા થઇ ગઇ. પાંત્રીસ મણ અનાજના ભરતીયા ગાડાને ધરીથી એક હાથે અદ્ધર ઉપાડ્યું છે, ગાડું એક પૈડે હમદમાટ હાલ્યું જાય છે, ને બીજે હાથે ડાયો ઘા ઝીલતો જાય છે. એમ ડાયો ખેતમી ત્રણ ગાઉ, એટલે આજના ૭ માઇલ કાપી ગયો, ને આગળ નીકળેલા ઓલ્યા સાથીદારોને પકડી પાડયા. "

બધેથી શાબાશીના પોકાર ઉઠયા.

× × ×

આ બધો સમય હું પેલા સાઠ વર્ષના પંડિતના સુંદર દાતની મનમાં ને મનમાં પ્રશંસા કરતો હતો. મેં અંતે એમને પૂછ્યું, " કહીએ પંડતજી, યહ કૌનસા નુસખા હય, જીસમે આપકે દાંત એસે બને રહે હય ? "

" હમ બાલપનમે હમેશાં નમક ઇસ્તમાલ કરતે રહે હય. નમક બડી ઉમદા ચીજ હય બાબુસાબ. દેખીયે, સાઠ બરસકી હમારી આયુ ભયી, લેકીન આજ તક એક દાંત, હીલા ભી નહીં. "

ત્યાં પંડિતને છીંક આવી...બહુ જોરથી છીંક આવી. એટલા બધા જોરથી, કે છીંક ખાતાની સાથે દાંતનું ચોકઠું ભડાક દઇને બહાર નીકળી પડયું...

× × ×

સુંદરજીભાઇની વાત કહેતે ટાપશી પૂરાવવાની ટેવ ઉપરથી બીજી પણ એક સામાન્ય ટેવનું સ્મરણ અહિં થાય છે. ઘણાંખરાં માણુસોને વાક્યે વાક્યે અમુક શબ્દ બોલવાની લઢણ હોય છે.

કોઇ વાક્યે વાક્યે " સમજ્યા ? " એવો સવાલ પૂછયા કરે છે. એવા અતિપ્રશ્નને ઉત્તર આપવાનો નથી હોતો. " સમજણ પડી કે " એવા સવિસ્તર પ્રશ્નનો પણ ઘણાને અનુભવ હશે. ઘણાને " એમ કે " ની સહાયથી વાત કરવી ફાવે છે; દા. ત., " મારા મનથી એમ કે આપણે એમ કે સાથે જઇએ, તો એમ કે ઠીક પડે. બાકી તમે કહો, તો એમ કે મને એકલા જવાને એમ કે વાંધો નથી. પણ એમ કે..." ઇ.

આવા શબ્દોનો પાર નથી. " હોબી " તરીકે ભેગા કરશો તો ઘણા ય જડશે. પરંતુ એ નાદર નમૂના ભૂલાય તેવા નથી. એક સજ્જનને વાતે વાતે " ત્યારે પછી બીજું શું " બોલવાની આદત હતી. આટલું લાંબું વાક્ય, ને બોલવાનું વારે વારે, એટલે વ્યવહારમાં માત્ર " તાપીબીશું " જ સંભળાતું.

" મને બોલાવ્યો એટલે હું આવ્યો. તાપીબીશું ? આપણે તો ભાઇ કોઇ હાથ નમે તો તાપીબીશું ? ગજ નમીયે. અને નહિ તો પછી તાપીબીશું..."

અને એક ગૃહસ્થને તો ચેમ્પિયનશિપ આપવા જેવું મને લાગ્યું. એમને લગભગ દરેક વાતનો આરંભ કરતા પહેલાં " કહીયે ત્યારે કહેશે કે કહે છે, ને પેલા વાળી વાત, પણ મારું કહેવું એમ છે, કે –" એટલું બોલ્યા વિના ચાલતું નહોતું. અને તે પણ જરાય ઉતાવળ વગર નિરાંતે બોલતા.



# ૫

## કૌન ? કહાં ?

દાહોદ છોડયા પછી મારવાડીઓનાં આક્રમણ આરંભાયાં. આપણા લોકની જેમ એમને પણ સહયાત્રીઓનાં નામઠામ, ધંધો-રોજગાર ઇ. પૂછવાની ટેવ હોય છે. દાહોદ પહોંચતા સુધીમાં ચાર પાંચ મારવાડી સજ્જનો મારા જીવનને લગતી ઝીણામાં ઝીણી વિગતો પૂછી ચૂક્યા હતા.

" કિધર જાઓગે બાબુ સાબ ? "

" દેહલી. "

" કહાં રહતે હો ? "

" ગૂજરાત. "

" ક્યા કારોબાર કરતે હો ? "

એ પ્રમાણે પ્રશ્નોની હારમાળા ચાલ્યા જ કરે. એકને પતાવ્યો કે બીજો ઉભો થાય. રાવણનાં માથાં જેવી સ્થિતિ મારે થઇ પડી હતી. રામને તો રાવણને આવતાં નવાં માથાનો ભેદ જડયો, અને તેનો ઉપાય પણ એમણે કર્યો. પરંતુ આ એક પછી એક ફરી નીકળતા પ્રશ્નકારોના ઉદ્દભવસ્થાનનો પત્તો મને ક્યાંથી લાધે ?

પરંતુ આ વસ્તુથી ઓળખાતો હું ટેવાઇ ગયેલો હોવાથી બેદરકારીથી ઉત્તર આપ્યા કરતો હતો. એનું પરિણામ એવું આવ્યું કે મારે , પહોંચવાનું સ્થળ કોઇએ દિલ્લી જાણ્યું, કોઇ સમજ્યા અમૃતસર, ને કોઇને સંભળાયું કરાંચી. મારા નિવાસસ્થાનના સંબંધમાં પણ એવું જ વૈવિધ્ય નીકળ્યું. અને ધંધો રોજગાર હું આટલી બધી જાતના કરતો હતો તેની મને પોતાને પણ ત્યારે જ ખબર પડી. આટલા બધા વ્યવસાય કરવા છતાં મારી આવી આર્થિક સ્થિતિ ? ઉફ્ !...પણ તેથી શું ? પૂછનારને સંતોષ થયો ઉત્તર મળ્યાનો, ને મને સંતોષ થયો જવાબ ન આપ્યાનો.

આગગાડીમાં વિનાકારણ આવી ઉલટ તપાસની કસોટીએ ઘણાનાં ચિત્તને વિહ્વલ કરી નાખ્યા છે. જો રીતસર તપાસ કરવામાં આવે, તો રેલ્વેઓમાં થતા અનેક ગંભીર ગુનાઓની જડ બાહોશ ગુનાશોધકોને આ ભયંકર આદતમાં મળ્યા વગર રહે નહિ. માનવજાતના સુખને ખાતર, અને દેશનું ગુનાખોરીનું પ્રમાણ હળવું કરવા માટે જરૂરી છે, કે આગગાડીમાં કોઇ પણ ઉતારુને અંગત પ્રશ્નો પૂછનારને ખૂન નહિ તો નિદાન ખૂનની કોશીષ જેવા અપરાધનો કરનારો લેખવાનું ધારાસભામાં પાસ થવું જોઇએ. જરૂર પડે, તો આ વિષય ઉપર લોકમત જાણવા માટે ભલે રેફરેન્ડમ થઇ જાય.

એક વખત મુંબઇથી મારા ડબ્બામાં એક પારસી ગૃહસ્થ દાખલ થયા. ગાડી મુંબઇનાં પરાં પસાર કરી ગઇ, અને લાંબા પંથના ઉતારુઓ વાતે વળગ્યા. એક જણે પેલા પારસી ગૃહસ્થને પૂછ્યું, " કેમ સેઠ, કયાં જશો ? "

પારસી તેના સામું એકાદ ક્ષણભર જોઇ રહ્યો. મેં જોયું, કે

એની આંખ વિકરી છે. ગમે તેવો ગુનો કરવાની તૈયારી મેં એમાં જોઇ. એકાદ ક્ષણ તાકી રહીને પછી પારસીએ ધોધમાર વાણી વહાવી:

"જેવની બાવા, મારું નામ સાવકસા. મારા બાવાનું નામ છે રુસ્તમજી. મારા બપાવાનું નામ ફરામજી ઉતું. હું સુપડ-કસ્તીની દુકાન ચલાવું ચ. પ્રીન્સેસ સ્ટ્રીટ પર છે. રોજગાર ઠીક ચાલે છ. મારે નન ભાઇ ને બે બેન છે. એક પન્નીજ નથી, ને એક વાંઝની છે. મારી પહેલીવારની બૈરી મારી ગેઇ છ, ને બીજી વારની બૈરી સાથ બનતું નથી. આ મારી સાથે ચુચી છે, તે પહેલી બૈરીની – નવી બૈરી એના બાપને તાં રે છ. મારી ઉંમર વરસ પિસ્તાલીસ. તબિયત ટ્રામના ઉતરેલા ઘોડા જેવી. રેવાસી ઉદવાડાનો. કોઇ કોઇવાર દારુ પીયુંચ, પન ઢીચનો નથી. તમુને વાંધો નહિ હોય તો આ બુચીનું નામ નાજાં રાખીયું ચ. એના નવજોત મારે ઉદવાડે જઉં ચ. મારા બાવાજી હજી હૈયાત છે. મા ગુજરી ગઇ છ. આ મારે માથે ટાલ જુઓ છ, તે તમારા જેવા પારકી પંચાન કરનારા સાથ માથાફોર કરતાં પડી ગેઇ છ, ને ડાચાફટ કરનાં પાયરીયા થઇ ગીયો છ. બોલો બાવા, હવે કંઇ પૂછવાનું બાકી? મારી ચુરી આદતો જાનવી છ?"

× × ×

કલકત્તામાં હું એક દિવસ એક મિત્રની સાથે કૅનિન્ગ સ્ટ્રીટ-માંથી પસાર થતો હતો. સામેથી એક ભાઇ આવ્યા, ને દોડતા આવીને મારા સાથીનો હાથ બે હાથે પકડીને જોરથી હલાવતા આનંદપુલકિત વદને બોલી ઉઠયા, "ઓ હો, તમે કયાંથી? ઘણા વરસે મળ્યા ને. મને ખબર પણ ન આપી? પણ તમને શી

ખબર કે હું પણ અહિં રહું છું ? તમે કયાં રહો છો ? હું બાળબચ્ચાંને લઇને જરૂર મળવા આવીશ. ભાભી અમને જોઇને બહુ રાજી થશે. ભાભી ને છોકરાં કેમ છે ? આનંદમાં છે ને ? "

મારા મિત્રે ક્ષણભર વિચાર કરીને ઉત્તર આપ્યો, " એ તો ગુજરી ગયાં. "

" હેં ? શું ? બધાં જ ? "

" બધાં જ. "

" કયાં ? કેમ ? કેવી રીતે ? "

" પાણીમાં. ડૂબીને. વિટા સ્ટીમર ડૂબી ગઇ તેની સાથે. "

પેલા ભાઇ હાય અફસોસ કરતા ચાલ્યા ગયા. હું મારા સાથી તરફ જોઇ જ રહ્યો. એ ઓછાબોલા હતા, તે હું જાણતો હતો. પણ આ કથનનો ભેદ હું ન સમજ્યો. મને ખબર હતી, કે એ પરણ્યો જ નહોતો. મેં એને પૂછ્યું. " અલ્યા ભાઇ, આનો અર્થ શો ? તું તો પરણ્યો જ નથી ત્યાં ગુજરાવી કોને દીધાં ? શા કાજે એટલી બધી સ્ત્રી અને બાળહત્યા ? "

" તું ન સમજ્યો, વૉટસન ? સાવ સીધી સાદી વાત છે. સાંભળ. પેલા ગૃહસ્થે ભૂલ કરી હતી; એના કોઇ માણસને બદલે મને ધારી લીધો હતો. એટલે એ મને વળગી પડ્યો. ત્યારે મારે એને સમજાવવાનું રહ્યું; પહેલું એ, કે એમણે ભૂલ કરી હતી, બીજું એ, કે હું હજી વાંઢો હોવાથી મારે બૈરી છોકરાં પહેલાં નહોતાં, ને હજી નથી. અને ત્રીજું એ, કે ગેરસમજ હોય કે સાચી સમજ હોય, પણ એ પોતાના બાળકવૃન્દનું કટકદળ લઇને મારે ઘેર ઉતરી ન પડે, એની મારે ખાત્રી કરી લેવાની હતી. આ બધી

માથાફોડ કરવા કરતાં મેં ટૂંકો માર્ગ લીધો. અને જેની હયાતી જ નથી એવાં મારાં વહાલાં પત્ની તથા સંતતિનો, હાય ! બધાંનો સાળાંનો, એકે તડાકે નાશ કરી નાખવો, એ શું ખોટું ? આ આમ બાબત છે."

પૃથ્વી આખરે મર્યાદિત અને નાની છે. તથા એકની એક વસ્તુ, એકનો એક માણસ, એકનો એક વિચાર અને એકનો એક પ્રસંગ જુદે જુદે સ્થળે પણ વારંવાર આપણને અથડાય છે. એ અનુભવ અસામાન્ય નથી. ઉપર વર્ણવેલો પ્રસંગ બન્યો કે તરત મને વિચાર થયો કે આવું ક્યાંક સાંભળ્યું છે ખરું. આ નોંધો વાંચી જતાં મને સહસા યાદ આવે છે કે ઘણે ભાગે "માઇ લેડી નિકોટીન" માં લગભગ આવાજ પ્રસંગનું વર્ણન છે ! એનો અર્થ એટલો-જ કે એ ગ્રંથના વિખ્યાત લેખક અને આ કમતરીન નોંધકાર વચ્ચે સમાનતાની એટલી ભૂમિકા તો છે જ !

× × ×

પેલા પારસીના અને કલકત્તાવાળા મિત્રના નુસખાનો જેને ઉપયોગ કરવો હોય તેને તેમ કરવાની છૂટ છે. કોઇ પ્રકારનો કોપીરાઇટ આ ધર્મના કાર્યમાં અમે રાખ્યો નથી. જ્યાં સુધી દેશમાં હથીયારની મનાઇનો કાયદો છે, ત્યાં સુધી આવાં શસ્ત્રોનો જ આશરો આપણે મુસાફરોની અસહાય જમાતે લેવો રહ્યો.

× × ×

મારવાડીઓ મારો કસ કાઢી લઇને પછી અંદર અંદર વાતે વળગ્યા. રતલામ સ્ટેશને દાખલ થયેલા એક ગૃહસ્થને એમના ડબ્બામાં બિરાજેલા ઇલાકાભાઇઓમાંના એક પૂછ્યું :

"કહ્યું સેઠાં, કઠે જારયો ?"

“ ખેરપુરા. ”

“ ખેરપુરા ? ”

“ મતલબ, રામગંજ રોડ સ્ટેશન હે. પન ખેરપુરા કે નામસે સબ કોઇ જાનતે હે. ”

“ ઠીક, ખેરપુરામે માતાજીકા બડા ભારી મીંદર હૈં. થે કાયસ્થ હો કે? ” બાજુએ બેઠેલા એક વામન કદના તથા કાનટોપી પહેરેલા અને “ પરમાત્માકી કિરપાસે ” વગર ટિકિટે મુસાફરી કરનારા ભગત બેઠા હતા તે વચમાં પૂરાયા.

“ જી હાં. ”

“ આપકો ગાંવ ? ”

“ મેડતાકો હૂં. બડે માતાજીકા મીંદરમેં મારી કોમકો બડો ભારી મેલો બારહ (૨) બરસ પર હમેશાં હોવ હે. બડે રોજ દસ બારહ હજાર રૂપયા ખર્ચ હે. ”

“ જી હાં, બડાભારી રસોડા લગતા, ઓર ભીડકો તો કોઇ ઠિકાનો હી કોની. ઓર છોરિયાંકી સગાઇ પગાઇ ભી જદી હોય હેની, બારહ બરસમેં એક બરિયાં. ”

આ મેળો મારવાડીઓના કયા ખાસ વિભાગમાં થાય છે એ હું નક્કી ન કરી શક્યો. મારવાડીઓના મોટા જથ્થા, તે અગ્રવાળ, ઓસવાળ, અને જેયસ્વાળ, પરંતુ તેમાંથી કોઇમાં એ રિવાજ નથી. પરંતુ એકાદ વિશિષ્ટ જ્ઞાતિ કે પેટા જ્ઞાતિનો જ એ રિવાજ હોવો જોઇએ. કાયસ્થ શબ્દ મને ચોક્કસપણે નહિ પરંતુ અંદાજે યાદ છે. કદાચ બીજી કોઇ પણ જ્ઞાતિ હોઇ શકે.

આ બાબતમાં રસ પડવાનું કારણ એ, કે ગૂજરા-

તના કડવા કણબીઓમાં એને મળતી રૂઢિ છે. ઉંઝામાં દર બાર વરસે અખાત્રીજને દિવસે ઉમિયા માતાનો મોટો મેળો ભરાય છે. -બાર વરસનાં લગ્ન તેજ દિવસે થાય. ત્યાં ઝાડ જેવો ઉંચો માણેકસ્તંભ રોપાય છે. એ માણેકસ્તંભની કારીગરી ઘણી સુંદર હોય છે. તેની સમક્ષ, માતાના ઉદરમાં રહેલાં સંતાનોથી માંડીને, પાછલો મેળો ચૂકી ગયેલાં અને તેને લીધે પુખ્ત વયનાં થઇ ગયેલાં નરનારીઓનાં પણ લગ્ન એકજ સમયે, એ સ્તંભને ફરતાં કરવામાં આવે છે. જો એ અવસર ચૂકી જાય, તેને ભલાં રહ્યાં બીજાં બાર વરસ. આ મેળાને કડવાનો કડવડ કહેવામાં આવે છે.

આને મળતો મારવાડની કોઇ જ્ઞાતિમાં પણ રિવાજ હોવાનું આ પ્રમાણે મેં 'પહેલીજ વાર જાણ્યું.



## ૬

## વાહુવા જી વાહ !

રાત પડવા આવી હતી. એક મારવાડી મારી પથારીની પાંગતે કેટલોક સમય થયાં બેઠો હતો, તે ક્યારનો સીફતથી ધીમે ધીમે પથારી ખસેડતો ખમેડતો બેઠકની જમાવટ કરતો હતો. હું સંડાસ તરફ આંટો મારી આવ્યો, ત્યારે એ સજ્જને ઠંડે કલેજે મારી પથારી ઉલાળી નાખીને સોડ તાણી હતી.

મેં એને કટાક્ષમાં વિનંતિ કરી, " અજી, આપકો સોના હી થા, તો બિસ્તર હટાનેકી તકલીફ કયોં લી ? ઇસકે ઉપર હી લેટ જાતે તો કયા હરજ થી ? "

કશું પણ બોલ્યા વિના એણે ઉઠીને બિછાનું પાછું પાથર્યું, એના ઉપર પોતાનો ગંદો ગોબરો અંગુછો બિછાવ્યો – રખે મારી પથારી એને છુઇ જાય ! – અને મારી સૂચના અનુસાર લાંબી ખેંચી. મારા કટાક્ષની એણે એટલી કિંમત કરી.

મારી સામે બેઠેલા એક મુસલમાન યુવાનથી રહેવાયું નહિ. એ બોલી ઉઠયા, " હાં, ઠીક હય, અંગુછા બિછાયા વહ ભી. શાયદ છૂતાછૂત હો જાય." એને એ ખૂંચ્યું હતું.

મેં કહ્યું, "ઐસા હી સહી, ઇન જનાબ કે કપડેકી સફાઈ દેખકર મુઝે જચતા હય કી ઉનોને અંગુઠા બિછાયા ઉસમેં જ્યાદા સલામતી મેરા બિસ્તરકી હય."

"સારે મારવાડ ઔર રાજપુતાનામેં સબ જગહ યહી હાલ હય, ઉએમેં કોઇ આદમી ચલા આયા, ઔર આપને ઉસે શરાફતમે મદ્દેનઝર રખતે હુવે બાત કી, તો ફોરન યહ આપકે સર પર સવાર હો જાયગા, ખસૂસન, મારવાડીકો પેર રખનેકા મોકા દિયા, તો આપ ખાતરજમા રખિયેગા, આપકો હી ખડા રહેનેકા વખ્ત ઝુરૂર આયગા."

"મેરા ભી યહ તજરુબા હય, લેકિન થોડા આગે જાને પર આમલા કુછ બદલ જાતા હય."

"હાં જનાબ, આગરા છોડને કે બાદ. યુ. પી. કી યહ સરબુલંદી હય. યુ. પી. કી ઝમીંકી યહ તબીયત હય. યુ. પી. કી તહઝીબ..."

એ તહઝીબ કહે, ને હું સમજું તાસીર. તહઝીબ કઇ બલાનું નામ હશે તે આપણે શું જાણીએ? હું તો તાસીર એટલે સ્વભાવ એ હિસાબે હાંક્યે રાખતો હતો. પાછળથી ખબર પડી, કે તબીયત એટલે સભ્યતા, સંસ્કાર – Culture અને તહઝીબ એટલે વિવેક વિનય.

મેં જવાબ દીધો, "યુ. પી. કી તાસીરકી સબ ક્યા તારીફ કરું! મયને ઇસકે બારેમેં એક છોટીસી મિસાલ સુની હયં."

એણે એ કિસ્સો સાંભળવા માંગ્યો, મેં કહ્યો:

યુ. પી. ના એક સ્ટેશન ઉપર બે ગૃહસ્થો એક જ ડબ્બાના

દરવાજે એક સાથે પહોંચ્યા. ઉભએ અકેક પગ પાટીયા ઉપર મૂક્યો ત્યાં તો એમણે એક બીજાને જોયા, અને સામસામી આદાબઅર્ઝ તસલીમ ઇ. ની લંગાર ચાલી. પછી પ્રશ્ન ઉપસ્થિત થયો ડબ્બામાં પ્રવેશ કરવાનો, એટલે એકે કહ્યું, " આપ બઢીયે, " બીજાએ સામો વિનય કર્યો, " નહીંજી, આપ બઢીયે. " " અજી નહીં, આપકે કદમો પર મય" આમ વિવેક કરતાં કરતાં ગાડી ઉપડી ગઇ.

હું અહિં અટક્યો એટલે પેલા ભાઇએ કહ્યું, " યહ કિસ્સા તો મશહુર હય. "

મે કહ્યું " લેકિન બાત યહાં પૂરી નહીં હોતી. દોનોંને એક એક પાઉં ગાડીકે તખ્તે પર રખ્ખા થા. જબ ગાડી ચલને લગી, તો કે પેર ફિસલ ગયે, ઔર દોનો સાહબાન ઝર્મીદોસ્ત હો ગયે. ફિર વહાં લેટે હુવે એક દૂસરેકો બહેંસ કરને લગે, પહેલે આપ ઉઠિયે ! અજી આપ ઉઠિયે ! "

" વાહજી વાહ ! મિસાલ તો અચ્છી ફરમાઇ " એ જરા ફિક્કું હસીને વિવેકથી બોલ્યો. મને થયું – લાવ હવે જરા વાળી ભરું.

" યહ તો મખૌલ કી બાત હુઇ. લેકિન વાકેઇ યુ. પી. કી શરાફત ઉમદા માની જાતી હય. "

એ જુવાનને પાછું પાણી ચઢ્યું; "જનાબને સહી ફરમાયા. મય નાવે કે સાથ અર્ઝ પેશ કર સકતા હું..... "

પછી તો મિયાં યુ. પી. ના વખાણ ઉપર ઉપડ્યા, તે સાગ બરની હિંદુસ્તાની છોડીને હજરત ઉડ્યા બસ ઇરાની અને અરબસ્તાની ઉર્દુમાં. ઇસ્તકબાલ, ને એખલાક, ને તકલ્લુફાત, ને કંઇક બીજી હાંકી. મેં જોયું, કે મેં કહેલા કિસ્સાનું વેર વાળવાની

અને મને ચકરાવી નાખવાની એની ફાનત હતી. એ બોલ્યો તેમાંના ઘણાખરા શબ્દો હું સમજી શક્યો નહિ. ફક્ત થોડા લૈંક લૈંક જેવા અવાજો, અને ગળું ખૂંખારતે કરીએ ( — અને હિંદુસ્તાનીમાં નીચે મીંડું મૂકીને લખાય છે — ) તેવા ક ખ ગ ના થોડા ખેડકલાની પરંપરા મારે કાને અથડાઈ. લખનવી ઉર્દુના આક્રમણ સામે મારી સાહજિક બચાવવૃત્તિ જાગ્રત થઈ. મેં આત્મસંરક્ષણનો માર્ગ લીધો.

એક સ્થળે એ શ્વાસ લેવા થોભ્યો, ત્યાં હું ઝૂકી પડયો. " જી હુઝુર, આપકા બયાન બિલકુલ રાસ્તન્ દુરુસ્ત, ઓર તવજ્જુહ કે કાબિલ હૈ. મુજે યહ બસરોચશ્મ મંઝુર હય. " આમાં મેં બિલકુલ અને કાબિલના ક ખૂબ જોર કરીને ખૂંખાર્યા હતા.

એટલું બોલીને પડકારની નજરે હું એની સામે જોઈ રહ્યો. મને લાગ્યું હતું કે ક્યાંક તો મેં છબરડો વાળ્યો જ હોવો જોઈએ. તેમ કર્યા વિના આટલાં ઉંડાં પાણીમાં હું ઉતરી ન શકું. બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના ડબ્બાઓમાં ઉતારુઓને ચેતવણી આપવા માટે " કાબિલ તવજ્જોહ ઇત્તલા " નાં ચોડાતાં પાટીયાં છેક નાનપણથી મને યાદ હતાં. અને " બસરોચશ્મ મઝુર " મેં નારાયણ વિસનજી ઠક્કુરની એક નવલકથામાં વિસેક વર્ષ પર વાંચેલું મગજમાં ખૂંચી ગયું હતું, એ આ પ્રસંગે કામ આવ્યું, અને આજે લાગ જોઈને એ શબ્દો મેં પેલા જુવાનના માથામાં ઝીક્યા.

એ ક્ષણભર મારી સામું જોઈ રહ્યો. છેવટે એણે સલામ કરી. હાર કબુલ્યાની, એ નિશાની હતી. પણ પેલો " ઇત્તલા " શબ્દ વાપરવો મારે બાકી રહી ગયો હતો. અને બીજા પણ થોડા શબ્દો મને યાદ હતા, જેનો અર્થ હું નહોતો જાણતો. પણ અર્થ નહોતે જાણતો તેથી શું ? એવા નજીવા કારણસર હું એને જતા કરે

એમ નહોતું. વળી એ ઢીલો પડ્યો હતો ખરો, પણ હજી એનામાં જીવ હતો. એ કામ ન લાગે. મેં બ્રહ્માસ્ત્ર છોડ્યું.

"ઔર અકસર લિહાજા ઇત્તલાકે મજબુરન ફરમાના લાઝીમ હય, કિ મુનઃસર......"

આ તબક્કે એ છોકરો ફાટી આંખે ઉભો થયો, ને કશું જ બોલ્યા ચાલ્યા વિના મને કુર્નિશ બજાવીને બાજુના કંપાર્ટમેન્ટમાં જઇ બેઠો.

જો ઉર્દુજ બોલવાની હોય, તો ગમે તે આવી જાય.

દરમ્યાન પેલો મારવાડી પડોશી ધીમે ધીમે ઉચો સરકતો છેક મારા ઓશીકા સુધી જઈ પહોંચ્યો હતો. શરાફત, મદેનઝર તર્બીયત અને તહઝીબ બધું જરા કોરે મૂકીને મેં કામ લીધું, ત્યારે જ મામલો થાળે પડ્યો.

યુ. પી. વાલે જુવાનની વાત ખોટી નહિ.

× × ×

મારવાડ અને રાજપુતાનામાંથી પસાર થતી વખતે અમુક પ્રકારના સહયાત્રીઓ સાથે કેવી વર્તુણુક રાખવી પડે છે, તે બાબત એ જુવાનના અભિપ્રાયને પુષ્ટિ મળે એવો બીજો પ્રસંગ પણ તેજ દિવસે બની ગયો હતો.

દાહોદ આગળ એક રાજપુત ડબામાં ચડ્યો. મુછોના વળ ચડાવેલા, ને વયે જુવાન. વળી સફેદ અને અક્કડ અસ્ત્રીવાળાં કપડાં પહેરેલાં. પેલી સીખ બાઇ (–બાબાની મા–) ની સામે બેસીને બીડી કાઢીને એણે સળગાવી. સીખે એને વિવેકથી વિનંતિ કરી, "બાઇ મહારાજ, ધુંવા થોડા ઉસ તરફ નિકાલિયેગા."

" ક્યા, તો હમ બીડી ન પીવે ? ગાડી ક્યા કિસીકી બાપકી હૈ ? "

" અજી યહ બાત નહીં. આપ દેખ રહે હૈં કિ ધુવાં કે જરીયે યહ બીબી પરેશાન હોતી હૈ. ઔર હમારે ધરમમેં તમાખૂ નાપાક ફરમાઇ ગઇ હૈ "

" તો આપલોક ઇધરસે ઉઠ જાઓ. હમ બીડી હરગીઝ પીએગે ક્યા ડબ્બેમેં કિસી જગહ પર લિખા હૈ, કિ બીડી પીના મના હૈ ? "

" દૂસરી રેલ્વેઓમેં તો સાફ લિખા જાતા હૈ કી અગર તમાખૂ પીની હો, તો અપણે સાથ બૈઠે હુએ આદમીઓકી રઝામંદીસે પીની ચાહીએ. યે તો સિર્ફ શરાફત કા સવાલ હૈ. "

" લેકિન યહાં તો ઐસા કુછ નહીં લિખા ગયા. આપ પહેલે કંપનીમેં દરખ્વાસ્ત કરકે ઐસા લિખવાઇઓ, ઔર પીછે બાત કરો. "

આ મીંયાં, માના દૂધ પર નહિ પણ પોતાના બાબાની જેમ બજારૂ બનાવટો પર ઉછરેલો હોવો જોઇએ. નહિ તો એ એવી ૨૧ – રીંખ ખામોશી બતાવે નહિ. તો પણ એ સહેજ ગરમ થવા માંડ્યો ખરો.

" ગાણુસાગ, આપ ટેડી ગ્રીક ક્યું કરતે ?, મૈને યે નહીં કહા કિ આપ બીડી પીણા નહીં. સીર્ફ ધુવાં દૂસરી તરફ નિકાલનેકી અર્જ મૈને કિયા "

" ઉસ તરફ હમારા મુંહ હૈ, ઠીક ઉસ તરફ ધુવાં નિકલેગી."

પાસ બેઠેલા એક મિયાભાઇનું હવે પાકી આવ્યું. એણે જોયું

કે સીખ બિચારો હદ બહારની ભલાઇ વાપરી ચૂકયો હતો, અને આ "કેસ ?" શરાફતની "ટ્રીટમેન્ટ" ને લાયકનો નહોતો. એણે ઝટ ઉઠીને પેલા ટૅંટાને કહ્યું, "કયું બે, તૂ ઇન્સાન હય યા હેવાન ? તેરી અમ્મા હયરાન હે, દેખતા નહીં ? બીડી બુતા દે, જલ્દી બુતા દે" એટલું કહેતામાં એણે તમાચાની તૈયારીમાં બે હાથ મસળવા માંડયા.

"મેંને તો ઇનકાર નહીં કિયા" કરતા એ બાંકી મુછીયાં વાળા જુવાનડાએ ઝટ બીડી ફેંકી દીધી, ને બીજું સ્ટેશન આવતાં એ વંજો માપી ગયો.

× × ×

એટલું તો કહેવું પડશે, કે મુસાફરીને મારવાડી સજ્જનો — અને સન્નારીઓ પણ — જેટલી રસપ્રદ બનાવી શકે છે, તેની બરોબરી બીજા કોઇથી થાય એમ નથી.

એક વખત દિલ્હી – હાવડા લાઇન ઉપર હું પ્રયાણ કરતો હતો. સાથે એક મારવાડી ભાઇ મહકુટુમ્બ બિરાજ્યા હતા. અલીગઢ સ્ટેશન આવ્યું ત્યાં એને નહાવાનું મન થઇ આવ્યું. એ તો કપડાં ઉતારી અંગુછો શરીરે લપેટીને હાથમાં ડોલ – લોટો લઇને ઉતર્યાં નીચે, અને નળ તળે બેસીને નીરાતે નાહ્યો. નહાવાની લહેજતમાં સમયનો ખ્યાલ ન રહ્યો, ને ગાડી ઉપડી.

મારવાડી ભાઇ ડોલ પકડીને દોડયા. એમના દોડવાના કારણે કે ગમે તેમ, પણ ભાનો અંગુછો મહમા કેડેથી સરકીને નીચે ઢગલો થઇ ગયો.

એક તરફથી ગાડી ચાલી જતી હતી. ને બીજી તરફ વૈદર્ભીના

અર્ધપ્રસ્ત શો! એક માત્ર અંગુઠો પણ પડી ગયો હતો. પોતે જન્મ સમયની સ્થિતિમાં આવીને ઉભા હતા, એના કરતાં એને અંગુઠો ગુમાવવો પડવાના ખ્યાલથી વધારે દુઃખ થતું હતું. અંગુઠો, ને ઉપડતી ગાડી, એ સમાન આકર્ષણો વચ્ચે એ 'દિગંબર' મૂર્તિ ક્ષણભર થંભી ગઇ. સમયસૂચકતા વાપરીને એ નાજૂક સમયે એમનાં ગોમાઇજીએ કાળી ચીસ નાખી. એટલે અંગુઠાની માયા પડતી મૂકીને વડુને વધારે વહાલી લેખીને એ દોડયા ડબા તરફ, ને વેળાસર અંદર પહોચી ગયા. જરા મોડા પડત, તો એવી સ્થિતિમાં જ સ્ટેશને ઉભા રહી જવું પડત.

તે દિવસે આખી આગગાડી હાસ્થી ઉથલાઇને પાટા ઉપરથી ગબડી કેમ ન પડી, એ આશ્ચર્યની ઘટના છે.

એમ તો, ગાડી ચાલી જાય અને સ્ટેશન ઉપર રહી જવાય, એવી ઘટનાઓનો ઇજારો મારવાડીઓનો જ નથી. ગૂજરાતીઓ પણ, અન્ય ક્ષેત્રોની જેમ એ ક્ષેત્રમાં યે પોતાનો પ્રભાવ પાડવાના પૂરતા પ્રયત્ન કરે છે.

એક વખત એક મોટું ગૂજરાતી કુટુંબ કાઠિયાવાડથી રંગૂન જતું હતું. તેમાં કુટુંબના વડિલો, દીકરા, વહુવારૂ ઇ. બધાં હતા. ગાડીમાં ચાપાણી બને તો બને, પરંતુ ખીચડીઓ રંધાય, અને રીતસર પત્રાવળીઓ પડે, એમ મોજ કરતો 'સંઘ ચાલ્યો જતો હતો. વખત જતાં ઇટાવા આવ્યું. તે પહેલાં ચા કરી હતી, તેના પ્યાલા રકાબી તપેલું ઇ. સરંજામ એક ડોલમાં ભરીને એક પુત્ર અને પુત્રવધુ નીચે ઉતર્યાં. એમણે આનંદ કલ્લોલ કરતા ડોલ માંજી, ન માંજી, ત્યા તો ગાડી ઉપડી. યુગલ આંખો ફાડીને જોતું ... ગાડી ચાલી ગઇ.



સારનાથનો અશોક સ્તૂપ.



પગાન ( બર્મા )નો વિખ્યાત પગોડા જેમા હિંદુ
દેવોની મૂર્તિઓ બિરાજે છે

આ તો જાણે સમજ્યા, પણ ખરી પનોતી તે પછી બેઠી. વરરાજાની ત્રણ દિવસની વધેલી હજામત, જીંથરા જેવા વાળ, મેલું ઘેલું ખમીસ અને ટૂંકું પાટલુન, ઉઘાડા પગ અને તેમાં વળી ભાઇ વાંસણ મૉંજના હતા, જ્યારે એમનાં વહુરાણી કાઠીયાવાડી ઢબે ઘરેણેગાંઠે સજેલાં, સારાં વસ્ત્ર પહેરેલાં અને તેજસ્વી. ચહેરા મહોરાવાળાં હતાં. એટલે દેખાવ એવો થયો હતો, કે જાણે કોઇ વંઠેલો બેવફા નોકર કોઇ આબરુદાર બાઇને નસાડી જતો હોય.

સ્ટેશન ઉપર સનસનાટી થઇ પડી. પોલીસ આવી પહોંચી. સ્ટેશન માસ્તર આવી લાગ્યો, ને લોક થઇ ગયું ભેગું. તમાશાને તેડાંની શી ગરજ ? વરરાજાને કોઇ ધમકાવવા લાગ્યું, તો કોઇ મારવા અને પોલીસને હવાલે કરવાની ધમકી આપવા માંડયું. એમણે બને તેટલી ધીરજથી ખુલાસો કર્યો, કે બાઇ મજકુર મારી પોતાની વહુ છે. એટલે લોકો પૂછવા લાગ્યા "ઇસકા સબૂત કયા ?"

જેમ તેમ કરી લોકને સમજાવ્યાં, અને થોડા કલાક પછી બીજી ગાડી આવી તેમાં વરવહુ આગળ ચાલ્યાં.

એ જે ડબામાં બેઠાં હતાં. તેમાં એક ગુજરાતી ડોશીમા અને તેમનો દિકરો હતાં. પેલા બે જણને જોઇને જમાનાનાં ખાધેલાં ડોશીમાને થયું, કે ચોક્કસ આ બદમાસ કોઇ ભોળી કન્યાને ભગાડી જાય છે, ને બાઇ લાગે છે પણ ગભરુ ગુજરાતી જેવી. એણે પોતાના દિકરાને કહ્યું, " અલ્યા એને જરા પૂછી તો જો કે કોણ છે. "

" જવા દે ને બા, હશે ગમે તે. આપણે એની શી પીડા ?"

" એમ તે હોય ? રોયો કોઇ બિચારી ભોળી ગુજરાતી છોડીને નસાડી જાય છે. કોણ છે, ને કોણ નહિ એમ પૂછવામાં શું જાય છે ? પૂછ પૂછ. "

પેલા બાઇ આ બધુ સાભળતા હતા, એ સ્વભાવે ટીખળી હતા એટલે એમને ગમત પડી

છેવટે ડોશીના હિમ્મતએ એમને પૂછયુ, " કિધરસે આતા હે ?"

" કાનપુરસે '

" આપકા સાથમે બાઇ કૌન હૈ ? "

" કૌન હે કયા, અમારી સેઠાની હે, ઉસકા મરદ મર ગયા, તો ઉસકો દન લે ચનતા હે "

પછી શુ કહે ?

થોડી વાર પછી પતિપત્ની નિરાંતે ગૂજરાતીમા વાતો કરવા બેઠા, એ સાભળીને માજી સ્તબ્ધ થઇ ગયા, અને એમનાથી બોલાઇ ગયુ, " ઓય, આ તો રોયો ગૂજરાતી જ છે "



૭

# એજ, દિલ્હી !

દિલ્હી ઘણીવાર ઠેબે ચઢાયેલું. પહેલીવાર હું દિલ્હી ગયો ત્યારે કોઈ મિત્રે કહી રાખ્યું હતું કે અમુક હોટેલમાં ઉતરજો. ત્યાં તમને ઠીક પડશે.

હું સ્ટેશને આગગાડીમાંથી ઉતર્યો કે તરત દસબાર હોટેલવાળા મને ઘેરી વળ્યા. પરંતુ નસીબ સંજોગે તેમાં પેલી ભલામણ વાળી હોટેલનો માણસ નહોતો. અનુભવી મુસાફરના રુવાબથી સામાન ઉપડાવીને હું બહાર નીકળ્યો, અને એક ટાંગો મેં બોલાવ્યો.

એણે આવીને પૂછ્યું, " હુઝુર કહાં ચલેંગે ? "

"...હોટેલ " મેં ઉત્તર આપ્યો.

" બહુત અચ્છા સાબ, તશરીફ રખિયેગા; "

આપણે તો ટાંગામાં તશરીફ રાખી, ને ટાંગો ઉપડ્યો. લગભગ એક કલાક સુધી એ વાહનનું સંચાલન ચાલુ રહ્યું, પરંતુ કેમે કર્યો મુકામ આવે જ નહિ. દિલ્હી દૂર અસ્ત તો અસ્ત, પણ એની હોટેલેય દૂર અસ્ત, બહુ દૂર અસ્ત. મને લાગ્યું કે સ્ટેશનથી

આટલે લાંબે અંતરે આવેલી હોટેલની ભલામણ પેલા મિત્રે કરી, તેનું કંઇ ખાસ કારણ હોવું જોઇએ ખરું.

છેવટે જેમ પ્રત્યેક વસ્તુનો અંત આવે છે, તેવું ટાંગાના સંબંધમાં પણ બન્યું. એ એક સ્થળે ઉભો રહ્યો, ને એના સંચાલકે શુભ સમાચાર આપ્યા, " યહ હુઝુર કી હોટેલ. "

હુઝુરે વટથી તશરીફ નીચે ઉતારી. ભાડાનું પૂછતાં ટાંગાવાળાએ દોઢ રૂપીયો માંગ્યો. મેં ક્ષણભર તેના સામું જોઇ રહીને રુદ્રાક્ષ માંડયો.

"અરે ભાઇ, અગર માંગના હી હય તો સિર્ફ ડેડ રૂપયા ક્યોં માંગતે હો ? હાથી ઘોડા બી માંગ લો, ઔર ચાહે તો હંમારા કપડા બી ઉતાર લો ભાઇ. ક્યા આપ હમેં બિલકુલ અંજાને નયે નયે મુસાફિર સમજ ગયે ? "

" અંજાને કયસે હુઝુર ? આપસે કયા છિપા હય ? આપ તો દિલ્હી કે પુરાને તજરબાદાર હય; ઇસ્લિયે તો મેરી હુઝુરસે યહ અર્ઝ હય. "

છેવટે રકઝક કરીને મેં એક રુપિયે પતાવ્યું. દોઢેક કલાકની મહેનતના એ કંઇ વધારે પડતાં મૂલ્ય ન કહેવાય. મને લાગ્યું કે દિલ્હીના ઠગને હું બનાવી ગયો.

બપોર થતાં મેં વિચાર કર્યો, કે સ્ટેશન ઉપર જઇને અમુક આગગાડીઓના સંબંધ નોંધી આવું. વ્યવસ્થાપકના ખંડમાં જઇને મેં એને પૂછ્યું, કે સ્ટેશને પહોંચવાનો ટૂંકામાં ટૂંકો રસ્તો કયો છે. મેનેજર કશું બોલ્યા વિના મારા સામું જોઇ રહ્યા. મેં ફરીથી પ્રશ્ન કર્યો.

" હજર અફ્સોસ કરતે હય ! "

મેં એ સૂચનાનો ઇન્કાર કરીને એ બાઇને ખાતરી આપી કે આમાં મશ્કરીની વાત નથી, પરંતુ માહિતીની પ્રમાણિક ઇચ્છા છે. થોડા વધારે નિરીક્ષણ પછી મારી નિષ્ઠાની એને ખાતરી થઇ.

એણે કહ્યું કે સ્ટેશન આ હોટેલની લગભગ સામે જ છે. ત્રણ મિનીટનોયે રસ્તો નથી. ઉપરની ગચ્છીમાંથી સ્ટેશન તેમજ આખો યાર્ડ જોઇ શકાય છે.

કહો, દિલ્હી કેમ ભૂલાય ?

× × ×

દિલ્હી ! અનેક સલ્તનતોનું એ સ્મશાન; એની ધરતીનો એક એક કણ, એની ઇમારતોનો એક એક પત્થર – એને જીભ હોય તો કેવા અજબ ઇતિહાસ એ ઉકેલે ?

અને નવી દિલ્હીની એ રોનક ! ભારત રૂપી ભૂખે મરતા ટટ્ટુ ઉપર લાદવામાં આવેલી એ સોનાની અંબાડી !' જૂની આલીશાન ઇમારતો બંધાઇ, તે જમાનામાં ભારતવર્ષની સમૃદ્ધિ છલકાતી હતી. તે સમયમાં તાજ બાંધવા માટે પૂરતો અવકાશ હતો. રોજ પ્રભાતે યમુના મૈયાનાં દર્શન કરીને જ અન્ન ગ્રહણ કરવાના પોતાની લાડકી કુંવરીનાં વ્રત અલ્પાયાસે પળાય તે માટે ગગનચુંબી મિનાર કોઇ દિલ્લીપતિ બાંધે, તેમાં એ સમયે દૈવતની ક્રૂર મશ્કરીનો ભાસ નહોતો થતો. સમસ્ત જગત ભારતની ઉછળતી જાહોજલાલી ઉપર લોભતરશી આંખે મીટ માંડી રહ્યું હતું. એ મહાલયો, એ ઉપવનો, એ કીર્તિસ્તંભો – એ બધું તે જમાનાની સર્વસામાન્ય સંપત્તિને આજના કરતાં વધારે લાક્ષણિક હતું, વધારે ઉચિત હતું...

એની કેટલી યે કતલો ને લૂંટો થઇ, અને ગઇ, છતાં

દિલ્હીરૂપી કાનખજુરાને એવા છૂટાછવાયા પગ ખર્યાનું દુઃખ નહોતું. અવારનવાર એવા અકસ્માત થાયે ખરા...અનેક મહા સેનાઓના પગધબકારે દિલ્હીની ધરણી ધમધમી હતી, છતાં અંતે આગંતુકો બધા તેનાં જ સંતાન થઈને રહ્યા હતા. જે ન થયા, નહિ થાય, તેની...વાત જુદી છે.

પરંતુ નવી દિલ્હી થઈ, તે સમયે...પણ મજુર.

નવી દિલ્હી કે જૂની, એમાં ગમે તેટલા ફેરફાર થયા હોય કે ન હોય, પરંતુ પેલા ટાંગાવાળાએ એક સત્યનું ભાન મને કરાવ્યું, કે "દિલ્હીના ઠગ" વાળી કહેવત અમલના વારામાં, દુર્યોધન અને શકુનિના સમયમાં જેટલી સાચી હતી, તેટલી જ ચોટપણે સાચી આજે ય છે. બીજું બધું જાય અને આવે, મોટાં માત્રાજ્યો ઉગે અને આથમે, પરંતુ દિલ્હી પોતાની તાસીર ન બદલે તે ન જ બદલે. દેહલી દૂર અસ્ત ! ભલે એ દૂર અસ્તેથી જ રહે !

× × ×

આ શહેરમાં વારંવાર મને અવરજવરનો પ્રસંગ રહેતો હોવાને લીધે મારા મનમાં એવી ખુમારી આવી ગઈ હતી, કે દિલ્હીની આબોહવાને હું પચાવી ગયો છું, ને એની પ્રખ્યાત ટાઢ મારા હિસાબમા નથી.

છેલ્લીવારનો હું ઉતરતે શીયાળે એક સવારે વહેલો દિલ્હી પહોંચ્યો. સ્ટેશનેથી હું સીધો મુકામે ગયો, ને રોદથી નાહ્યો. નાહીને કપડાં બદલી રહ્યો, ત્યાં ટાઢ ચડી. ચડી તે એવી ચડી, કે મારે પલંગમાં બેસી જવું પડ્યું. જેટલાં હતાં તેટલાં બધાં ગોદડાં મેં ઓઢ્યાં, પણ એ કશું કામ ન આવ્યું. હું ટાઢે ઠુઠવાતો

પડયો રહ્યો તે છેક સાંજે હાડકાંમાં કંઇક ગરમાવો આવ્યો. અને ત્યારેજ, પાસે હતાં તેટલાં બધાં ગરમ કપડાં ઠઠાડીને હું માંડ બહાર નીકળી શક્યો.

. . . એ તો ભાઇ દિલ્લી છે. કોઇ વાતે એનો ભરોસો કરાય નહિ. કોણે એનામાં વિશ્વાસ રાખ્યો, અને રાખીને સફળતા મેળવી ?— પાંડવ કૌરવના સમયથી તે આજ સુધી ? ત્યાં વળી આપણે કોણ માત્ર ? દિલ્લી કોઇની થઇ નથી, ને થશે નહિ.

× × ×

દિલ્લીથી મને કાલકા મેઇલનું અનુસંધાન વિનાવિલંબે મળી ગયું. ગાડી ઉપડી; અને પછી શરુ થઇ એક એકથી અદકા ઐતિહાસિક મહત્વનાં શહેરોની હારમાળા.

ગાડીમાં સાથે ગૂજરાતીઓ તો ઘણા હતા. બીજા ઉતારુઓ સાથે બોલવા ચાલવાની મારી ઢબ ઉપરથી એમણે, મને ઉત્તર ભારતીય ધારી લીધો હતો. મને એ ગોઠવણ ચાલુ રાખવી તાત્કાલિક ઠીક લાગી. તેમાંના એક સજ્જને, ઉતારુઓની સામાન્ય ટેવ પ્રમાણે, મારી સાથે વાર્તાલાપ માંડયો.

“ આપ કિધર જાયગા ? ”

“ હાવડા. ”

“ હાવડાજ, કે હાવડાકે પીછે આગે જાયગા ? ”

“ બિચાર તો હય રંગૂનકી જહાઝ પકડનેકા. ”

“ એલા ભૂદર, આ મિસ્ટર પણ રંગૂન જવાના છે... આણુ સાબ, હમલોક બી રંગૂન જાયગા. ”

" બહુત ખુશીકી બાત."

" સ્ટીમરમેં મજા પડેગા. હમ ફરતા ફરતા આયા હૈ. જાત્રા કરતા કરતા. સાથ મે બૈરાં હૈ – ઓરત લોક, ઓરત લોક. ઓ જોડેકા ડબામેં બેઠાયા હૈ. ઓ લોકકુ ભી આરામ, ઔર હમકો ભી નિરાંત. હમારી સાથમેં ઓરત લોક હૈ ઉસમેં થોડા નયાવાલા હૈ. પહેલીજવાર આ તરફ આયા હૈ. ઉસકા વાસ્તે ઓ લોકકુ જરા – જરા નયા નયા લગતા હૈ."

" પરંતુ આપ તો સબ પુરાને અનુભવી યાત્રી હય ન ? કોઇ પ્રકારકા કષ્ટ ઉન્હેં નહીં પડના ચાહીએ." મેં હાવકી સલાહ આપી.

. કાનપુર આવ્યું ત્યારે મને તરસ લાગી. મારો લોટો, જેની ચાવી હું ખોવાઇ ગયેલી માનતો હતો એ પેટીમા કેદ હતો. તેથી જે ગૃહસ્થ મારી સાથે વાર્તાલાપ કરતા હતા તેમને જ મેં પૂછ્યું, " તમારા કૂજામાંથી થોડુ પાણી આપશો ?"

એ સજ્જન મારા સામુ તાકી જ રહ્યા.

મે ખુલાસો કર્યો, " મારૂં પાણીનું વાસણ આ પેટીમાં છે, અને એની કૂચી ખોવાઇ ગઇ છે, એટલે આપને તકલીફ આપવી પડે છે."

એમણે મને પાણી આપ્યું. પરંતુ બધો સમય એમની આંખો મારા ઉપર ત્રાટક માંડી રહી હતી. એમાં મે સુગો ઠબકો દીઠો, અને દર્દ-પણ થયું હતું.

પણ કાનપુર પછી રાત મોડી થાય છે, એટલે માત્ર ચૂપચાપ સુઇ જવાનું બાકી હતું, એટલું વળી ઠીક હતું.

પણ આપણે અમરના જ ઠેઠ કાનપુર સુધી અત્યારથી દોડી ગયા. હજી વચમાં બહુ બાકી છે. અલાહાબાદ જેવા સ્થળને એમને એમ પડતું મૂકીને આગળ પગલું કેમ ભરાય ? અલાહાબાદ એટલે, એક સાવ અલગ અને ચિરસ્મરણીય એવી હરિપુરાની યાત્રાની સુંદર સ્મરણસંહિતા. કાલકા મેઇલને તેમજ સ્વયં કાળ ભગવાનને પણ થંભાવવાની જે શક્તિ કલમમાં રહેલી છે, તેનો ઉપયોગ આપણે આ સ્થળે કરી લઇએ. હરિપુરા પ્રકરણ સમાપ્ત થયે કાલિકા મેઇલને ઉપડવા, તથા સમયને આગળ વહેવા દઇશું. ત્યાં સુધી, સાવધાન !



## ૮

# કાલકા મૈકલ, સબુર !

રંગૂનથી અમારી મંડળી હરિપુરાની યાત્રાએ ઉપડી હતી. ૧૯૩૭ના ફેબ્રુઆરી મહિનામાં કલકત્તે પહોંચીને રાતની અનુકૂળ ગાડી પકડીને અમારી છડી સવારી આગળ ચાલી. અમારા આક્રમણના ક્રમમાં પ્રથમ હલ્લો કરવો ધાર્યો હતો ગયાજી ઉપર.

પરોઢીયે – જો એ સમયને પરોઢીયું કહી શકાય તો – ત્રણ વાગે ગયા આવ્યું. ધર્મશાળા સંબંધે પૂછપરછ કરતાં એક મજુરે નજીકમાં આવેલી ધર્મશાળા બતાવવાનું માથે લીધું, પરંતુ સાથે સાથે એણે ચેતવણી આપી દીધી કે કદાચ ત્યાં જગા નયે મળે.

એ જોખમ ખેડીને અમારો કાફલો પહોંચ્યો નિર્દિષ્ટ સ્થળે. અંધારી રાત હતી, એટલે કશું સુજતું નહોતું. એક સાંકડા બારણામાં થઈને સાંકડા એવા ચોકમાં જતાં, તેની સામી બાજુએ બહાર નીકળવાના બીજા દરવાજા જેવું દેખાયું. એ દરવાજા અને ચોકની વચમાં થોડી લીંપણવાળી જગા હતી. અમારી આસપાસ અમે દેખી શકયા તે બધી જગા મુસાફરોથી ભરાઈ ગઈ હતી. ફકત ઉપર કહી તે દરવાજા આગળનો માર્ગ ખાલી હતો.

અમને લાગ્યું કે ઝુંપડી જેવા આ સાંકડા અને કંગાળ સ્થળમાં અમારો સમાવેશ થઈ શકશે નહિ. દિવસ ઉગ્યા પછી બીજું કોઇ સ્થળ શોધી લેવાય ખરૂં, પરંતુ સવાર પડતા સુધી તો, અંઠે દ્વારિકા.

શેતરંજીઓ કાઢીને અમે બિછાવી, ને તેના ઉપર સાંકડમોકડ કરીને મંડળી ગોઠવાઇ. સ્ટવ સળગ્યા, ચા પાણી થયાં, ચોકીયાત વાળા પાસેથી માગી લીધેલા ધુમાડીયા ફાનસની શંકા પડતી સહાયથી પત્તાંબાજી જમાવી, અને એમને એમ ત્રણ કલાક કાઢી નાખ્યા. શ્વાસ પણ ન લઇ શકાય એવા આ સાંકડા સ્થળમાંથી નાસી છૂટવા અમે સૌ અધીરાં થઇ ગયાં હતાં.

અંતે ત્રીસેક જેટલા લાગેલા ત્રણ કલાક પછી "પો ફાટયો", અને અમે બહાર નીસર્યાં.

આસપાસ જોયું તો, દરિયા જેવી વિશાળ ધર્મશાળા પથરાયેલી પડી હતી ! અમે સૌ બેઠા હતા તે સ્થળે તો ફક્ત પ્રવેશના દ્વાર આગળની ઓશરી હતી. જે દરવાજાને અમે મકાનનો છેડો માન્યો હતો તે વસ્તુતઃ એનો આરંભ હતો. જેમાં સુખે ફુટબોલ રમી શકાય એવું વિશાળ ચોગાન, તેમાં બે મોટા કૂવા, મોટી ન્યાતની વાડી જેવી એ ચોગાનને ફરતી છાપરી જેમાં હજાર માણસ આરામથી જમવા બેસી શકે...સગવડ સાધનની ત્યાં કોઇ પ્રકારની મણા નહોતી.

અને જે દ્વાર આગળ અમે અડ્ડો જમાવ્યો હતો, ત્યાં પથ્થરની સીડી હતી. તે ચઢતાં ઉપલો માળ આવ્યો. ત્યાં ચૂના પથ્થરના મોટા મોટા ખંડ અને અને અનંત શી અગાશીઓનો પાર નહોતો. મહેલ જેવી એ ઇમારત હતી.

આ "ઝુંપડીમાંથી" અમારે સંકડાશ અને ભીડના ભયે નાસી છૂટવું હતું ! આખું માનવજીવન આવી જ ભ્રમણાઓમાં નથી અટવાયેલું ?

આ પ્રદેશમાં સર્વત્ર ઉગતાં દેખાય છે એટલાં સંતરાનાં ઝાડ મેં અન્ય કોઈ સ્થળે જોયાં નથી. ચોતરફ, શીંગોના ભારથી ઝૂકતા સરગવા લાગી પડયા હતા. અમારી મંડળીમાં ઘણાં જ આનંદી એવાં સુરત તરફનાં ચંદાબેન હતાં. મદ્રાસીની જેમ, સુરતીને સેકટો અતિ પ્રિય હોય છે. એમને મન પાતરાં પછી બીજે નંબરે પસંદગી સેકટાની આવે. એ તો એટલો બધો સેકટો જોઈને રાજી રાજી થઈ ગયાં. એમણે કહ્યું, " સફરની સફર, ને સેકટાનો સેકટો, વાહ ભઈ ! "

× × ×

આ ગયાજી, હિંદુઓનું શ્રેષ્ઠ શ્રાદ્ધતીર્થ. બૌદ્ધોનું પરમપૂજ્ય પતિતપાવન યાત્રાધામ બુદ્ધ ગયા, તે પણ આજ. હિંદુઓ અને પરદેશી બૌદ્ધો વચ્ચે જેનાં સંબંધમાં જમાના થયાં હુંસાતુંસી ચાલે છે, એ આ જગપ્રસિદ્ધ સ્થાન.

ગયાજીની ભૂમિ એક સમયે સુસમૃદ્ધ અને હરિયાળી હશે. અત્યારે એની સૂકી લુખી ધરતી કંગાળ વસતિને માંડ રોટલા-ભેગા કરે છે; અમર પૂછો તો, કરે છે ખરી ?...ગયા એક સમયે વિપુલ સંપત્તિથી શોભતું મહાનગર હશે. હાલ એનાં છાણમાટીનાં ખોરડાં, એનાં ઢંગધડાં વિનાના રસ્તાઓનાં વિપુલ ધૂળ ઢેફાં, અને એની દરિદ્રતા યાત્રીનું ધ્યાન ખેંચે છે.

ગયાજીનું આંદરમાન અને તેને અંગેનું મંદિર એક કાળે અવશ્ય હિંદુ જેવા વિરાટ અને સાધનસંપન્ન સમાજને શોભા આપે એવું જાજ્વલ્યમાન સ્થળ હશે. અત્યારે તો ત્યાં અતિશય



ગયાજીનું શ્રાદ્ધ તીર્થ
વિષ્ણુ મંદિર



કલકત્તા : બેલુડ મઠમાં શ્રી. રામકૃષ્ણનુ
આરસપુતળું.

દયનીય પતીમાં, ભીખારીઓના મેળા અને કંગાળ પડતર ઝુંપડાંની વચમાં દેખાતું મંદિરનું ખાસ પ્રતિભાશાળી નહિ એવું શિખર – એજ એના જે કહો તે અવશેષ દષ્ટિગોચર થાય છે.

હિંદુઓએ ગયાજીનું માહાત્મ્ય જાળવ્યું છે; પરંતુ સાચા અધ્યાત્મવાદીઓને છાજે તેવી રીતે, એમણે ગયાના તીર્થની દશા નિરાંતે કંગાલ થવા દીધી છે ! તત્વજ્ઞાન કહે છે ને, કે નામરૂપ નાશવંત છે, માટે તેનો મોહ જ્ઞાની ન રાખે, તત્વનો નાશ કદાપિ નથી થવાનો, એ હકીકત માનવી સ્મરણમાં રાખે !

હિંદુ તીર્થોમાં તો જ્યાં ત્યાં ખંડેરો જ જોવાનાં રહે છે. ગયાજી તેમાં કોઇ પ્રકારે અપવાદ નથી. ત્યાં અમે ઘણાંય મંદિરો ઓછી વત્તી પડતર દશામાં છતાં શ્રદ્ધાળુ લોકોથી ઉભરાતાં દીઠાં.

પણ આંખને ઠારે, ચિત્તને ઉચ્ચ ભાવના પ્રત્યે આકર્ષે, અને મહાન ધર્મસ્થાનનાં દર્શન કર્માનો સંતોષ આપે, એવું તો બુદ્ધ ગયાનું જીર્ણોધ્ધૃત મંદિર જ છે. ભોંય ખોતરીને પુરાતત્ત્વવિદોએ એને ધરતીના ગર્ભમાંથી પુનઃ પ્રાપ્ત કર્યું છે. એના ઉન્નત શિખરની કારીગરી, એનું ચોગાન, એની ભવ્ય ઇમારત, અને સર્વથી અધિક ભવ્ય એવું ત્યાંનું વાતાવરણ...જગતના બૌદ્ધો મગરૂર થાય એવું એ સ્થળ છે. અને જગતભરના બૌદ્ધો ત્યાની – અને સારનાથની – યાત્રા કરીને કૃતકૃત્ય બને છે.

× × ×

ગયાજી પછી અમારો બીજો " શિકાર " હતો બનારસ – વારાણસી – પરમપુનિત કાશીનગરી.

ત્યાં પહોંચીને અમે દેવાબાઇની ધર્મશાળામાં મુકામ નાખ્યો.

બનારસમાં "ફક્ત ઉંચવર્ણ"ના ગુજરાતી હિંદુઓ માટે જ આ સ્થળ અનામત છે, અને ત્યાં ગુજરાતી હિંદુઓને માફક આવે તેવી સર્વ પ્રકારની સોઇ કરેલી છે.

અનેક લાંબી યાત્રાઓ દરમ્યાન, અને વિશેષતઃ આ મુસાફરીમાં, કાચાં કોરાં તથા બજાર વસ્તુઓ ખાઇ ખાઇને મને કંટાળો આવ્યો હતો. અત્યાર પહેલાં અમારે કેટલાંયે પર્યટનો થયાં હતાં; ખુદ આ કાશી નગરીમાં જ મારાં કેટલીયે વાર આવાગમન થઇ ગયાં હતાં; સાચું કહું તો, તે બધું મોટે ભાગે બજારને આશ્રયે જ થયેલું, એમ કહેવું પડે. આ બધા વિચાર આ વખતે મને આવ્યા, અને આપણા રામે મનમાં નિર્ણય કરી નાખ્યો, કે આ પ્રસંગે તો રેવાબાઇની ધર્મશાળામાં મળી શકતાં સાધનોનો ઉપયોગ કરવા ચૂકવું નહિ; વાસણ તથા સીધું સામાન પ્રાપ્ત કરી લેવાં, અને હાથે જ રસોઇ બનાવીને મોજથી જમવું.

કાશી અનેક વાર જોઇ નાખ્યું હતું; પણ શ્રી વિશ્વનાથજીના મંદિરનો અનુભવ એક વાર કર્યો તે કર્યો. શ્રી કાશીવિશ્વનાથજીને જે ગીચ, ગલીચ ગંદકી, તથા અને કાશીના પ્રખ્યાત "ગલી, રાંડ, સાંડ, સન્યાસી"થી ઘેરાયેલા સ્થળમાં મુકામ આપવામાં આવ્યો છે, અને રુપિયાથી જડિત આરસની ફરસબંધી ઉપર જે લાપસી જેવી કાદવની છારી રહે છે, ત્યાં ફરીથી દર્શને જવા મન ખાસ વલખાં નહોતું મારતું. શ્રી કાશીવિશ્વનાથ, સમગ્ર હિંદુ જાતિના ઇષ્ટ દેવ; ત્રીસ કોટિ માનવીઓનાં મસ્તક જેનાં ચરણોમાં ઝૂકે છે; જેમની સામે અનેક ભાવિકો કરવત મૂકાવતા—જગતના સર્વથી પુરાતન અને ઉચ્ચતમ ધર્મનું, સર્વમાન્ય એ તીર્થ, એની મહત્તાને

અનુરૂપ સ્થળ જ્યારે વિશ્વનાથજીને એમના ભક્તો પુનઃ જ્યારે આપશે, ત્યારેજ હિંદુ ધર્મનું કંઇક ગૌરવ થશે.

અત્યારે તો મહાન ધર્મોનાં કેન્દ્રોમાં, શ્રી.કાશીવિશ્વેશ્વરના મંદિરને નામે પ્રસિદ્ધ એવું આ સ્થાન ભીડ, ગંદકી, અને સંકડામણનાં લક્ષણો વિષયે અદ્વિતીય છે.

બાજુમાં ઉભેલા જૂના નન્દીના કદ, તથા અસલની મૂર્તિને સ્થળે બંધાયેલી મસીદની પાછળ અદ્યાપિ પર્યન્ત ઉભેલા જાજરમાન પાછલા દરવાજાની ભાંગીતૂટી પણ રોનક ઉપરથી મૂળ મંદિરની જાહોજલાલીનો કૈંક ખ્યાલ જોનારને આવી શકે છે. જ્યારે એ સાગર સમી વિશાળ ઇમારતમાં હિંદુઓના આરાધ્ય દેવ વિરાજતા હતા, ત્યારે હિંદુઓમાં પણ કંઇક તેજ હતું ખરૂં. હવે જેવા ઇષ્ટના હાલ તેવા અનુયાયીઓના ! એ તો શ્રી કાશીવિશ્વેશ્વરને યોગ્ય મંદિર રચવાની માળવીજીની સ્વપ્નસૃષ્ટિ સજીવ થાય, ત્યારની વાત ત્યારે...અને ન થાય તો યે શું ? સમગ્ર સૃષ્ટિ એનું જ કીર્તિમંદિર નથી ? અને એથી વધારે સુંદર મંદિર આપણે ક્યાંથી રચવાના ?

અને ગંગાસ્નાન વિશે તો એવું છે ને, કે કાશીના રહેવાસી કૂવે નહાય.

હિંદુઓના પૂજ્યતમ મણિકર્ણિકા ઘાટ ઉપર સ્મશાન છે. ત્યાં મૃતદેહોની સતત હારાદોર રહે છે. ચિતાઓ માટેની જગા સાંકડી છે. અને બધા હિંદુઓને સાંજ બાળવા તથા બળવાના કોડ હોય એ વસ્તુસ્થિતિ સ્વાભાવિક પણ છે. પરિણામે, જ્યારે ચિતાઓની ટાઢી થાય, ત્યારે ઉસરડીને નદીમાં પધરાવવામાં આવતા શેષમાં રાખોડી ઉપરાંત માનવદેહોનાં નાનાવિધ અંગોના ઓછાવત્તા અવશેષો પધરાવાય છે. વળી ઘણા ભાવિકોની ઇચ્છાને વશ વર્તીને

તેમનાં સગાંસંબંધીઓ એમનાં શબોને એમનાં એમ પણ ગંગાજીના પ્રવાહમાં પધરાવે છે.

મનુષ્ય ઉપરાંત અન્ય પ્રાણીઓનાં શબો પણ ગંગાના પાવનકારી પ્રવાહમાં તરતાં નથી જોવામાં આવતાં, એવું કથન પણ વાસ્તવિક નથી.

ટૂંકામાં, ગંગાસ્નાનનો લહાવો એક વખત મેં દશાશ્વમેધ ઘાટે ખૂબ ખૂબ લૂંટયો હતો. અને તે પછી ગંગાજીના દર્શનમાત્રથી, અને બહુ બહુ તો તેના વક્ષ ઉપર નૌકાવિહારથી જ સંતોષ માનવા હું તત્પર રહેતો.

અવશ્ય, ગંગામાં છતવાળી નૌકા ઉપર સવાર થઇને ઘાટોની હારમાળા નીરખવી એ એક લહાવો છે. પણ સ્નાન...એ જુદી વસ્તુ છે.

× × ×

બનારસના પ્રખ્યાત કચોડી બજારની મબલખ ખાદ્યવાનીઓના ભંડારનાં દર્શન પણ મને હાથે રાંધેલા દાળ ચોખા જમવાના નિશ્ચયમાંથી ડગાવી શકયાં નહિ. મારા સાથીઓમાંના કેટલાક આ સ્વયંપાકના સાહસમાં સંગાથી થયા. પરંતુ બીજા જે શંકાશીલ હતા, તેમને કચોડી બજારના શરણમાં સલામતી દેખાઇ. મેં પણ વિચાર કર્યો, કે એ શ્રદ્ધાહીનોને બતાવી આપવું.

બીજે દિવસે પ્રાતઃકાળે વહેલા ઉઠીને આ ..ને ઝપાટાબંધ દાળ, ભાત, રોટલી ને શાક બનાવી નાખતાં કેટલી વાર ?

ધર્મશાળાના સેવક પાસેથી જરૂરી વાસણો મેં મંગાવી લીધાં.

પછી-બજારમાંથી લાવીને મશાલા, શાક, લોટ, ઘી, તેલ, આદિ વસ્તુઓ ભેગી કરી.

મેં સવારમાં વહેલા સ્ટવ સળગાવીને દાળનું આંધણ મૂકયું. પાણી થતાં વાડકી ભરીને અડદની દાળ એમાં ઓરી. પછી તપેલી ઢાંકી ને હું છાપું વાંચવા બેઠો. થોડી વારમાં મોટો છમકારો સંભળાયો, અને તે સાથે સ્ટવનો ધુધવાટો બંધ થઇ રેલ્વે એન્જીનના બરાળમોચન જેવો સુસવાટ મારે કાને પડયો. દોડતો જઇને જોઉં છું તો દાળ ઉભરાઇ ગઇ હતી, ને તેણે સ્ટવને બૂઝવી દીધો હતો.

એ દાળને જલ્દી ઉતારવા મેં સાણસી તરફ હાથ લંબાવ્યો પણ એ ત્યાં નહોતી. રસોઇ કરનારને વળી દાઝવાનું કેવું ? ઝટ એ હાથે કાનો પકડીને મેં તપેલી નીચે ઉતારી – પણ એવો દાઝયો, કે નીચે મૂકતાં પહેલાં જ તપેલીને હાથમાંથી છોડી દેવી પડી. તેની છાલક વાગી, તેથી મારૂં પહેરણ ધોતીયું છંટાઇ ગયાં, અને પગ ઉપર ઉકળતા છાંટા પડયા, તે જુદા.

ઝડપથી દિવાસળી લેવા ઉઠયો, તો સાણસી મારી નીચેથી જ નીકળી.

દિવાસળી લઇને સ્ટવને લગાડતાં ધાસલેટ નીકળવાનું શરૂ થઇ ગયેલું હોવાથી ભપ દઇને ભડકો થયો. મારી ભમ્મરના થોડા વાળ ચચરી ગયા ઉપરાંત બીજું ખાસ પરિણામ એનું કશું ન આવ્યું. અને પ્રભુ કૃપાથી મારી ભરાવદાર ભમ્મરને એટલો ભોગ આપવો પોસાય તેમ હતું

દાળ મેં પાછી સ્ટવ ઉપર ચઢાવી, ને આ વખતે તપેલીને ખુલ્લી જ રાખી. એમાં કોકમ તથા મશાલો નાખીને હું શાક સમારવા બેઠો. દાળ થઇ ગઇ એવું લાગ્યું, એટલે તપેલી નીચે

ઉતારીને શાક વઘારવા મેં બીજી તપેલી લીધી. ભીંડા સમારીને ખૂબ ધોઇ નાખ્યા હતા. તેલનો વઘાર મૂકીને તેમાં શાક નાખવા જઉં છું, તો ભીંડા ચીકણા લાટ થઇ ગયેલા હતા. જેમ તેમ કરીને એને તપેલીમાં નાખ્યા, ને મીઠું, હળદર આદિ તે ઉપર ભભરાવ્યું.

થોડી વાર પછી શાક હલાવવાનું હતું. તવેતાથી બહુ હલાવતાં શાક ભાગીને લોચો થઇ જાય છે, તેથી તેને ખરું જોતાં અછળાવવું જોઇએ, એવી મારી "થિયરી" હતી. તેથી મેં સાણસીથી તપેલી પકડીને અછળાવવાનો પ્રયાસ કર્યો. પણ ચીકણા ભીંડાનો થઇ ગયેલો ગઠ્ઠો પહેલા એક બે ઉછાળાને ગાંઠે એમ નહોતું. એટલે મેં ત્રીજી વાર જોરથી ઉછાળો માર્યો.

અને તેની સાથે આખો ભીંડાનો સડસડતો લબાચો ઉછળીને પડ્યો મારા ખોળામાં...धन्यास्तदग रजसा मलिनीभवंति !

શાક અગર એનું જે થયું તે, તૈયાર થયું, એટલે એ તપેલીમાં બળેલું બળેલું ચોંટેલું હતું તે રહેવા દઇને બાકી જે બચ્યા જેવું લાગતું હતું તે બીજા વાસણમાં કાઢી લીધું.

પછી ભાત ચઢાવ્યો, ને વિસામો ખાવા તથા પત્રાળાં લઇ આવવા બહાર નીકળ્યો.

એ કામ પરવારીને હું પાછો આવ્યો ત્યારે આખો ઓરડો અસહ્ય વાસ મારતા ધૂમાડાથી ભરાઇ ગયો હતો. એ મેઘાડંબરની મધ્યમાં આછો આછો ભડકો દેખાતો હતો. મારે પાછા આવતાં જરા વાર થઇ ગઇ હશે, કે સ્ટવ વધારે પડતો તેજ રહી ગયો હશે, તે ભાત સહેજ દાઝી ગયો હતો. વિશેષ કશું નહોતું થયું.

સમયસૂચકતાથી ડોલમાંના પાણીની છાલક મારીને તપેલીમાં

થયેલો ભડકો મેં ઓલવી નાંખ્યો, અને ભાત સહિત બળી ગયેલી તપેલી તથા તેના કોયલા જેવા થયેલા દેખાતા ઢાંકણાને બાજુએ મૂકયાં. ઠીક થયું, જે થયું તે. ચોખા બહુ સારી ખાદ્ય વસ્તુ નથી. વાયુ કરે છે. એનો આહાર ઓછો તેટલો સારો. એટલે ભાત વિના જ જમવાનું નક્કી કર્યું.

તે પછી રોટલી કરવા માટે મેં કણક બાંધી. કણકમાં પાણી નાખ્યાં કરતાં વિશેષ પડી ગયું, તેથી એ બહુ ઢીલી થઇ ગઇ. વળી અટામણ માટે લોટ રાખવો પણ હું ભૂલી ગયો હતો. પરંતુ તેથી શું ? મુસ્કેલીઓ જીતવા માટે સર્જાય છે ને !

તવો જેવો સ્ટવ ઉપર ચડાવ્યો કે તરત સ્ટવે જવાળા સંકોરી; એમાં ઘાસલેટ થઇ રહ્યું હતું......

પછી મેં રોટલી કરી. હું તો એ વસ્તુને રોટલી કહીશ.

આ પ્રમાણે રસોઇ તૈયાર થઇ; મારાં સાથીઓને મેં જમવા બોલાવ્યાં, અને બેસાડયાં.

કડછીથી દાળ કાઢતાં, ચીકણી તાંત બંધાઈ.

થાળીઓ સુંદર રીતે પીરસાઇ.

અને પછી કચોડી બજારમાં માણસ મોકલીને ત્યાંથી ખાવાનુ મંગાવીને અમે ખાંતે કરીને ખાધું.

હું તો હમેશાં કહેતો જ આવ્યો છું કે બનતા સુધી બજારૂ વસ્તુઓથી વેગળા રહીને મુસાફરીમાં પણ હાથે રાંધીને સ્વયંપાક જમવાનો આગ્રહ રાખવો જોઇએ. તો જ તબિયત જળવાઇ રહે, અને રસોઇનો મહાવરો મળે એ જુદો.

× ×

સારનાથ, અશોકે રચેલો જૂનો પ્રચંડ સ્તૂપ; એનો શિલાલેખ સ્તંભ; પુરાતન વિહારોના વિશાળ વિસ્તારમાં પથરાયેલા વિસ્મયકારક ખંડેરો; નવો મનોહર વિહાર – જેનું વાતાવરણ ચિત્તને હરે છે, જેની રચનામાં દેશવિદેશના બૌદ્ધોનો સહકાર છે, જેને જાપાનની સરકારે ઉત્તમ કલાકારો મોકલીને બુદ્ધના જીવનનાં દીવાલચિત્રોથી શોભાવ્યો છે એ મૂલગંધકુટિર વિહાર; અમે એ બધું જોયું. સહસ્રાવધિ ખંડિત મૂર્તિઓ તથા ખોદી કાઢેલી પુરાતન વસ્તુઓનું સંગ્રહસ્થાન પણ અમે નીરખ્યું. એની બાજુમાં જૈન તીર્થ પણ છે.

અને કાશીના ભારતમાતાના મંદિરની તે શી વાત કરીએ...

સાચે જ, આ કાશી નગરી અલૌકિક છે. બૌદ્ધ, જૈન અને હિંદુ જેવા અનેક કોટિ માનવીઓથી અનુસરાતા સહોદર સંપ્રદાયોનું અદ્વિતીય તીર્થ હોવાનું એનું સદ્‌ભાગ્ય છે.

અમારી છડી સવારી બનારસથી ઉપડવાની હતી અલાહાબાદ તરફ; રાષ્ટ્રીય મહાસભાની એ કેન્દ્રકચેરી. પ્રયાગરાજને નામે જેનો ત્રિવેણીસંગમ હિંદુઓમાં પતિતપાવન મનાય છે, અને નહેરુ ખાન્દાને જેની કીર્તિને ઓપ ચઢાવ્યો છે, એવું અલાહાબાદ તે દિવસ હતો પૂર્ણિમાનો, અને મોટી યાત્રાનો. એટલે પ્રાતઃકાળે ત્યાં ભરાનાર મેળો અને તેની સુંદર વ્યવસ્થા જોવાની અમારા બધાની ઇચ્છા હતી.

અલાહાબાદ જવા માટે, બનારસથી મુગલસરાઈ જઈને ત્યાંથી આગળની ગાડી પકડવી પડે છે. પરંતુ અમે સાહેબો અને સન્નારીઓ બનારસ સ્ટેશને પહોંચ્યાં, ત્યારે ગાડી ઉપડી ગઈ હતી. રાતના નવ વાગી ગયા હતા વાહનના સાધન વિષે પૂછપરછ કરતાં ખબર પડી, કે મોટરબસો અલાહાબાદ જઈ શકે છે, ને જાય પણ છે.

એક બસ ભાડે કરીને અમે ઉપડયા અલાહાબાદ તરફ. રસ્તામા

ઠંડી કહે મારું કામ. બહાર, સદ્‌ગત નરસિંહરાવના આત્માને અત્યંત આનંદ આપીને એમને પળે પળે નવું કાવ્ય સ્ફુરાવે એવી ચંદા સોળે કલાએ ખીલી હતી; પરંતુ ટાઢના પ્રતાપે કરીને મોં પડદાની બહાર કઢાય એમ નહોતું, એટલે એ બધી નગી સુંદરતા વણમાણીજ વેરાઈ ગઈ. આ પ્રકારે બાર વાગ્યા, અને તે સાથે એંશી માઈલની સડકનો અંત પણ આવી ગયો.

અને અમારા તો સાચે જ બાર વાગ્યા.

મધરાતે શહેરમાં ઉતરવું ક્યાં ? એ સમયનું 'અલાહાબાદ, એટલે વિશાળ અને નિર્જન સડકોનું સંગ્રહસ્થાન. અમે એક ધર્મશાળા પાસે બસ લઈ ગયા, પરંતુ તેના રક્ષકે દ્વાર ખોલવાની ઘસીને ના પાડી, સામ, દામ, દંડ કે ભેદ, કશાથી પણ એ ચળ્યો નહિ. સર્વ દલીલોનો એની પાસે એક જ ઉત્તર હતો– "દસ બજે કે બાદ ખોલને કા હુકુમ નાહીં. ફજરમેં છે બજે આઓ." સો તારી રામદુહાઈ, ને એક મારું ઉહું !

ભરશહેર વચ્ચે અમે નિરાધાર ઉભાં. સામે તપાસ કરતાં શહેર મહાસભા સમિતિનું દફતર જોવામાં આવ્યું. એટલી મોડી રાતે પણ ત્યાં કામ ચાલતું હતું. કચેરીને હરિપુરા લઇ જવાની તૈયારીમાં બધા કાર્યવાહકો મશ્ગુલ હતા. અમારી મંડળીમાંના અડધાંને એ કચેરીનો આશ્રય મળ્યો, અને બાકીના ગયા રેલ્વે સ્ટેશને. અમારા બિસ્તરા પણ તેમની સાથે જ ગયા. પૂરો શીયાળો પોતાનો પ્રભાવ બતાવતો હતો. પછી રાતના તો જે થઇ, તે થઈ. સવારે વહેલી ગાડીમાં તો અમારે હરિપુરાને માર્ગે રવાના થઈ જવાનું હતું.

લ્યો, અલાહાબાદની અમે સહેલ કરી...અને એણે યાદ કરાવ્યું ચાંદોદ.



## ૯

## ફ્રન્ટિયર મેઇલ !

**ચાંદોદના** નામથી ગુજરાત કોઇ અપરિચિત હોય શકે ખરૂં ? નર્મદાના ભાવભીના તટે વિરાજતું અને કરનાલી સાથે જેના નામની ખેલદી શોભે છે તેવું ચાંદોદ ગુજરાતનાં યાત્રાધામોમાં પોતાનો એકડો નોંધવે છે. ત્યાં પંચાલ પરિષદ ભરાવાની હતી. એ પરિષદનું ઉદ્‌ઘાટન કરવા શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇને નોતરૂં હતું, અને શ્રી. રમણલાલે તેનો સ્વીકાર પણ કર્યો હતો. પરિષદ રવિવાર તા. ૧૨મી મે ૧૯૪૦ની સાંજે ચાર વાગે રાખી હતી. ઉદ્‌ઘાટનકારની સાથે મારે પણ ત્યાં જવાનું હતું. શ્રી. રમણલાલ લગ્નગાળામાં કલ્લોલ કરવા પોતાને વતન કાલોલ ગયા હતા ત્યાંથી તેઓ વડોદરા સ્ટેશને તા. ૧૨મીની સવારે આવી પહોંચે, ત્યાં હું તેમને મળું, અને દસની ફાસ્ટમાં અમારે સાથે રવાના થઇ, વિશ્વામિત્રીથી ગાડી બદલી ગાયકવાડ સરકારના "લોહમાર્ગ" વાટે ચાંદોદ જવું, એવી આ સંબંધમાં વ્યવસ્થા યોજેલી હતી. -

કચેરીના કામકાજના અમુક જરૂરી કાગળો લઇને સંવારના

૮ વાગે મારે ઘેર આવવાની મેં પટાવાળાને સૂચના આપી રાખી હતી. સાડાનવ સુધી એ સજ્જન આવ્યા નહિ. દસ વાગે તો ફાસ્ટ ઉપડે. એટલે ગરુડને બદલે સાયકલે ચઢીને હું એમની શોધમાં નીકળ્યો. કચેરીમાં જ પોણાદસ વાગે એ મહાશયની મને પ્રાપ્તિ થઇ. માર ધમાલ કરતાં અમે સ્ટેશને પહોંચ્યા; મોડા પહોંચ્યા, પણ જેને રામ રાખે......ગાડી રાણી પણ મોડાં હતાં. એણે લાજ રાખી. "નવાબ" ગોધરાથી આગલી ગાડીમાં આવી પહોંચ્યા હતા.

અહીં કહી દઉં કે શ્રી. રમણલાલને તેમના અંગત મિત્રો–અન્ય નહિ–તેમના સ્વભાવની અમુક ખાસ ખૂબીઓને લક્ષમાં રાખીને "નવાબ" કહે છે, અને તેમનાં બાળકો, તથા બીજાં આપ્તજનો તેમને "ભાઈ સાહેબ"ના હુલામણા નામે સંબોધે છે. તેમની સાથે તેમના પુત્ર અક્ષયકુમાર, અને એક ભાણેજ સરોજકુમાર હતા.

પણ "ભાઇ સાહેબ" મૂંઝવણમાં હતા. કાશીથી તાર આવ્યો હતો કે એમના ભાણેજોમાંનો એક બહુ બિમાર હતો. પરિષદ ઉઘાડવાનું વચન પાળવા સીધા ચાંદોદ જવું, કે પછી આ માંદગી અંગેની વ્યવસ્થા કરવા વડોદરે રોકાઇ જવું ? આ દ્વિવિધ સમસ્યા તેમની આગળ આવી પડી હતી. પૂજ્ય ગડમથલને અંતે એમણે એવું ઠરાવ્યું કે પંચાલ પરિષદ ખોલવી તો ખરી; એ અણઉઘડી ન જ રહે. એ પ્રસંગે વાંચવાનું ભાષણ પણ છપાઇ ગયું હતું. અને તેની નકલોના થોકડા મારી સાથે જ હતા. એમાં ભૂલોનો પાર નહોતો, તો પણ એ છપાયું તો હતું જ. એટલે એમ નક્કી થયું, કે 'ભાઇ સાહેબે' પોતાના કર્તવ્યનું પાલન કરવા ચાંદોદ જ જવું, અને તેમના પુત્ર તથા માતાજીએ રાતના ત્રણના સુમારે વડોદરાથી ઉપડતા ફ્રન્ટિયર મેઇલમાં કાશી તરફ ઉપડી જવું.

ચાંદોદથી સાંજે પાંચ વાગે ઉપડતી ગાડીમાં ભાઇ સાહેબ પાછા ફરે, તો માતુશ્રીને અતે ફ્રન્ટિયર મેઇલ ઉપર વળાવવા વખતસર વડોદરે પહોંચી શકે એવું હોવાથી, તેમણે મનમાં ગાંઠ વાળી કે ચાર વાગે પરિષદ ઉઠાડીને પાંચની ગાડીમાં ચાંદોદથી નીકળવું, તે નીકળવું જ. એમાં મીનમેખ ન થાય. પણ અમે ભૂલી ગયા, કે ધાર્યું તો ધરણીધરનું જ થાય.

મોડી મોડી પણ "દસની ફાસ્ટ" આવી, ઉપડી, અને વિશ્વામિત્રી સ્ટેશને પહોંચી. ત્યાંથી ઉઠીને અમે ગાયકવાડ સરકારની ગાડીમાં મુકામ નાખ્યો. ખરું જોતાં હવે પછી રેલ્વેનો રેલ્વે નહિ પરંતુ 'લોહમાર્ગ', ટ્રેઇનનો ટ્રેઇન નહિ પરંતુ આગગાડી, અને રેલ્વે સ્ટેશનનો એ નામે નહિ પણ લોહમાર્ગમથક,' એવી રીતે ઉલ્લેખ કરવો જોઇએ. પરંતુ પડેલી ટેવવાળા કહેવતને લક્ષમાં રાખીને આપણે અહીં યાવની ભાષાની છતાં જૂની અને જાણીતી નામાવલિને જ વળગી રહીશું.

અમે નાની ગાડીએ પહોંચ્યા, ત્યાં ખબર પડી, કે અમારી સાથેના અનુચર મહોદય મોટી ગાડીમાં – "બીબી "માં–પાણીનું પાત્ર ભૂલી આવ્યા હતા. એઓશ્રીને અમે તરત પરત દોડાવ્યા. સદ્‌ભાગ્યે "બીબી "બાઇ ઉપડી ગયાં નહોતાં એટલે વાંધો આવ્યો નહિ. આ નાનકડી ઘટનાએ અમારી સહેલગાહને જે વળાંક આપ્યો, તે છેક સુધી કાયમ રહ્યો.

પુસ્તકલેખનનું કામ રમણશાસ્ત્રની પાછળ આદુ ખાઇને પડ્યું છે એમ કહીએ તો ચાલે. છાપખાના તરફથી વધ "કાપી"ની માગણી એમનો કેડો ભાગ્યે જ છોડે છે. આ વખતે પ એ દબાણની ડિગ્રી ઘણી જ ઉંચી હતી. તેથી અમે વિચાર કર્યો

કે, ચાંદોદથી પાંચ વાગે પાછા વળીએ, તો ડભોઇ જંકશને બે કલાક મળે; તે સમયનો ઉપયોગ વેઇટિંગ રૂમમાં બેસીને એક પ્રકરણ ખેંચી કાઢવામાં લેખક શ્રી કરે, અને હું ગામમાં જઇને મારું કામ આટોપી આવું. બે કલાક જેટલો સમય, એટલે નાસ્તાપાણી પણ થઇ શકે; પછી નિરાંતે પહોંચતાં ભલા થજો નવ. કાશીથી તાર આવ્યા પહેલાં અમારો એવો વિચાર હતો કે ચાંદોદ રાત રહી જવું, અને સવારે નર્મદાના સ્નાનનો લહાવો લઇને પાછા ફરવું. પરંતુ પલટાયેલી પરિસ્થિતિ પ્રમાણે, ચાંદોદમાં ઉતારા, ભોજન તથા વાહન, ત્રણેની વ્યવસ્થા અમે ચીવટાઇ રાખીને વેળાસર રદ કરાવી. આ પ્રમાણે નદી ઓળંગીને નાવડીને અમે બાળી મૂકી.

ડભોઇ જંકશન યથાસમય આવ્યું. ત્યાં સ્ટેશન ઉપર ફરતા કોઇ સજ્જને સૂચવ્યા પ્રમાણે અમે ચાંદોદની ગાડીમાં બેઠા, અને આરામથી બેસાય તે માટે બિસ્તરો છોડીને બિછાવ્યો, ત્યાં પોર્ટરે આવીને શુભ સમાચાર સંભળાવ્યા કે " આ ડબો તો સાહેબ કપાઇ જવાનો છે. " લબાચા ઉપાડીને અમે ચાંદોદના ડબામાં ફેરબદલી કરી

ગાડી પોણો કલાક મોડી પણ ધારેલે સ્ટેશને પહોંચી ખરી. સ્ટેશને કવિ સુંદરમ અને પંચાલ પરિષદના બીજા કેટલાક તંત્ર-ચાલકો શ્રી. રમણલાલને લેવા આવ્યા હતા. એમણે અમને ખુશીખબર આપ્યા કે સાહેબ આપણે કશી ઉતાવળ નથી; પરિષદ ચાર ને બદલે પાંચ વાગે શરૂ કરવાની છે, કેમ કે જાહેર કરેલા સમય પછી એટલી છૂટ તો લોકોને આપવી જ જોઇએ. નહિ તો શિરસ્તો તૂટે ને પ્રણાલિકાનો ભંગ થાય. એ ભાઇઓને વસ્તુસ્થિતિની

અમે શક્ય તેટલી ધીરજથી સમજ પાડી. છેવટે કચવાતે મને પરંતુ મહેમાનની મુશ્કેલી લક્ષમાં લઇને એ ભાઇઓએ અમારી સામે અમદાવાદની રીતે કડદો કર્યો — સુંદરમ અમદાવાદમાં જ વસે છે ને ! — કે પરિષદનું ઉદ્‌ઘાટન પાંચે નહિ પરંતુ સાડા ચારે કરવું. સ્થાનિક મુલ્કી અમલદારનો માણસ ગાડી લઇને ઉતારે બોલાવવા આવ્યો હતો, તેને અમે રૂબરૂ તથા દઢ નિશ્ચયથી કહી દીધું કે ગાડીનું કામ નથી. અને ઉતારાની જરૂર નથી. માંડવા સંસ્થાનના ઠાકોર સાહેબનો માણસ આવ્યો હતો એને પણ એવું જ રોકડું પરખાવી દીધું. શેઠ જગન્નાથભાઇની ચિઠ્ઠી આવી કે ચા પાણી લેવા પધારશો, તેમને પણ વિવેક પુરઃસર પરંતુ સાવ છેવટની ના લખી દીધી. હવે અમારે બાળવાની એકે હોડી બાકી રહી નહિ ! પછી પરિષદનો સમય થવાની રાહ જોતા સ્ટેશન ઉપર અમે ધામા નાખ્યા.

સાડાત્રણ વાગે સાજ સજીને અમે પંચાલ અગ્રણીઓને મળવા ગામ તરફ નિકળ્યા. "પોપટલાલની ધર્મશાળા"ને નામે ઓળખાતા સ્થળે પંચાલ જ્ઞાતના મોવડીઓ તથા કાર્યકરોનો અમને મેળાપ થયો. સંમેલનમાં જતા પહેલાં ચાર વાગે અમારે ચા નાસ્તો લેવાનો છે એવું અમને કહેવામાં આવ્યું હતું. અને એ કથન મને વારંવાર યાદ આવતું હતું — "નવાબ" કલોલથી વહેલી સવારનાં નીકળેલા એટલે નિરાહાર અને તેથી નિરાધાર હતા, અને હું તો નહિ તોયે એ ટાઇમે ભૂખ્યો હોઉં જ, તેથી. પરંતુ સાડા-ચાર પાર થયા તોયે એ બાબતમાં કોઇ કશું બોલ્યું નહિ, ને સંમેલન તરફ જવાના વરઘોડાના સાજનમાજન માટેની તૈયારીઓ થતી અમે દીઠી. સરઘસને મોખરે રમણલાલને ગોઠવ્યા, અને આગળ હાજર થઇ ગયું "નાનખટાઇ" બેન્ડ. બેન્ડનું એવું વર્ણન કરતાં

વળી પાછી એ સમયની ભૂખ અત્યારે પણ તાજી થાય છે ! ચાલતે વરઘોડે છેવટે કશું "મોં ભણી" કરાવવાનું વચન આપનાર પેલા ભાઇને પૂછ્યા વિના મારાથી ન રહેવાયું. પણ તેમણે તરત સમભાવથી મને નચિંતવો કરી મૂક્યો. "કંઇ નહિ, કંઇ નહિ, સાહેબ, આપની ખાતર ચા પાણી વાળું માંડી વાળ્યું છે. એ ફિકર રહેજો !" છે ભલાઇ કોઇના બાપની ? આપણા રામે મનજીભાઇને મનાવ્યા કે ચલો ભઇ; ઐસા હી સહી. આગે બઢો !

વખત જતાં સરઘસ સંમેલનને સ્થળે પહોંચ્યું. અમને સંમેલનના મંડપની બાજુના એક ખંડમાં બેસાડયા. ત્યાંથી ચા આવી, – એટલે કે અમને આપેલા પ્યાલાને તળીયે ભૂખરા રંગના છૂટાછવાયા ડાઘા દેખાતા હતા તેને અમારા યજમાનો ચા કહેતા હશે. એ તો એ, એ પણ અમે ચાટી ગયા. ભાગતી ભૂતડી ચોટી તો ચોટી સહી. નવાબને મેં હળવેથી ગુજારિશ કરી કે આટલી બધી ચા કયા પેટમાં સમાવશો ? જરા શેઠીયાઓને કહો તો ખરા, કે આટલું બધું દબાણ ન કરે; આપણું તે પેટ છે કે પાખર ! એના ઉત્તરમાં નવાબ સાહેબે કહ્યું; " You Gharekhans ! " ચલો એ પણ ઠીક.

પછી સંમેલનના વરાયેલા પ્રમુખ સાહેબે પોતાની ડબીમાથી પાન કાઢીને અમને બન્નેને આપ્યાં. મેં પાન ચાવ્યું. મારા મનથી કે આટલું પાંદડું પણ હોજરીને પાચનનું કંઇક તો કામ આપશે. પણ રસનો એક ઘૂંટ ગળે ઉતર્યો, ત્યાં એ રમઘૂંટ ભારે પડી ગયો.

મારા પાનમાં તમાકુ ખૂબ હતી. મને સખત હેડકી ઉપડી. ગમે તેમ કરીને, દાવકે મુખડે, કોઇને ખબર ન પડે તેમ એકવાર તો હું બહાર થૂંકી આવ્યો. પણ તમાકુ હાડોહાડ વ્યાપી ગઇ

હતી. કોઈ પણ સંજોગમાં ઉલટી તો ન જ થવા દેવી, એવો મેં નિશ્ચય કર્યો. ત્યારથી મને જે બેચેની શરૂ થઈ, તે રાત સુધી રહી. વળી ભૂખ્યા પેટમાં તમાકુએ ફાવટ પણ ઠીક આવી ! પરસેવાના ફુવારા શરીરે બધો વખત છૂટતા રહ્યા. ખોરાક પેટમાં હતો જ નહિ; અને પાણી કાયામાં જેટલું હશે તે બધું તમાકુએ પરસેવા રૂપે નિચોવી કાઢ્યું. તમાકુના ઝપાટાનું વિશેષ વર્ણન કરવાની જરૂર હોય ખરી ? એક અગર બીજા પ્રસંગે એનો અનુભવ ન થયો હોય એવું અરસિક માનવી હિંદુસ્તાનમાં કોઈ હશે ખરૂં ? રાત સુધીમા જે ઘટનાઓ બની તેનો તમાકુની અસર નીચે માત્ર ભયાનક સ્વપ્ન જેવો આછો ખ્યાલ મને રહ્યો છે.

સ્ટેશનથી નીકળતે માસ્તરને અમે કહી રાખ્યું હતું કે ગમે તેમ થાય તો પણ અમારે પાંચની ગાડીમાં જવું જ છે, માટે અમે મોડા થઈએ તો દસ મિનીટ ગાડી રોકજો, પણ અમને મૂકીને ઉપાડશો નહિ. સ્ટેશન માસ્તરે આ વિનંતિ ખુશીથી કબુલ રાખી હતી રમણલાલનું નામ એમને અજાણ્યું નહોતું. ન જ હોય ને. કોને છે ? પંચાયત પરિષદના પૂર્વરંગમાં જ ચાર ઉપર પંચાસ મિનીટ થઈ ગઈ. પછી ઉદ્‌ઘાટનકાર દસ મિનીટ સમજીને ચૌદ મિનીટ બોલ્યા ત્યાંથી અમે ઝપટી મૂકી સ્ટેશન તરફ સ્ટેશને પહોંચ્યા ત્યાં તેના અધિષ્ઠાતા દેવે અમને ખબર આપ્યા “ ગાડી બે મિનીટ પહેલા ઉપાડી મૂકી છે. આપના પટાવાળાએ મને પાંચ વાગે કહ્યું કે સાહેબ હજી ભાષણ કરે છે, અને રાત રહી જશે, એટલે મે, ગાડી ઉપાડી મૂકી. ”

અમારો વાણોતર કહેવતની પત રાખીને અમારા કરતાં ઘણો વધારે ડાહ્યો નીકળ્યો.

નવાબનું મોં તો લાલ લાલ થઇ ગયું. વેઇટિન્ગ રૂમના કોચ ઉપર એમણે ટોપી પછાડી. તે ઉછળીને નીચે ભોંય ઉપર પડી. એટલે ક્રોધમાં પાછી ઉપાડીને બીજી વાર પછાડી. પણ તે ફરીથી ઉછળીને નીચે ન પડે એમ સંભાળીને પછાડી. "હું ચાલતો ચાલતો ડભોઇ જઇશ, દોડતો દોડતો ડભોઈ જઇશ, પણ જઇશ, જઇશ ને જઇશ" એવી ધમકીઓનો ધોધમાર વરસાદ વરસ્યો. એમણે જેને જે કહેવા યોગ્ય હતું તે કહ્યું: એવું નહોતું તેવું પણ કંઇક કહ્યું, પણ એ જુદી વાત છે. સર્વ પ્રકારની પ્રકૃતિનાં બધાં માનવીઓ એ સંજોગોમાં મોકળે મને જે કહેવા ચાહે, સામાન્ય પ્રકૃતિના માણસો તેમાનું જે કહી પણ શકે, તે કહેતાં રા. રમણલાલની સહજ વિવેકી પ્રકૃતિ તેમને રોકતી હતી, એ આ પ્રસંગની મને એકંદર કરુણતા લાગી. ખેર, ટૂંકમાં માતુશ્રી અને અક્ષુ ફ્રન્ટિયર મેઇલમાં જતાં હોવાથી કોઇ પણ ભોગે રાતોરાત વડોદરે પહોંચવું છે, એ નિશ્ચય ભાઇસાહેબે દ્વિગુણિત દૃઢતાથી જાહેર કર્યો, અને એ રીતે કિસ્મત સામે ધોરણસરની હોડ બાંધી.

પછી આ નિશ્ચયની અમલબજવણી અમે વિગતે અને પદ્ધતિપુરઃસર શરૂ કરી. સ્ટેશન માસ્તરની સલાહથી રા. રમણલાલે સાંડવાના દરબારશ્રીને અમને ડભોઇ સુધી પહોંચાડવા પોતાની મોટરગાડીઓમાંની એકનો ઉપયોગ કરવા દેવાની વિનંતિની ચિઠ્ઠી લખી. પણ ત્યાંથી વિનાવિલંબે ઉત્તર ફરી વળ્યો કે દરબારશ્રીની ત્રણ ગાડીઓમાંની એક વડોદરે ગઇ છે, એક બગડી છે, ને એક ચાલતી જ નથી.

એક હતો નક્કો, નક્કો રાજા; તેણે વાસ્યાં ત્રણ ગામ: બે ઉજ્જડ ને એક વસે જ નહિ તેમાં વાસ્યા ત્રણ બ્રાહ્મણ; બે ઉપવાસી; ને એક જમે જ નહિ...!!!

આ વસ્તુસ્થિતિ ઉપર અમારી સલાહસમિતિમાં વિવિધ પ્રકારે શોચ ચાલતો હતો, ત્યાં કોઇએ કહ્યું કે ઇનામદાર પંડ્યા સાહેબના પુત્રનાં જનોઇ માટે વડોદરેથી બૅન્ડ વાજું આવ્યું છે, અને એમની બસ રાતોરાત વડોદરા પાછી જવાની છે, કેમકે બીજે દિવસે સવારે બૅન્ડને ભાદરણ ગામે વગાડવા પહોંચી જવાનું છે. લાખો નિરાશામાં છુપાયલી અમર આશા ચમકી, અને એ ચમત્કારથી ઉત્તેજિત થઇને અમારૂં હાઉસિંગ — જાૅઉસન ઉપડયું જનોઇના સ્થળે. રસ્તે જતાં એ જ વાજાંવાળો વરઘોડો સામો મળ્યો. ઇનામદાર ભાઇએ પોતે કાળજી રાખીને એની ગોઠવણ કરવાનું માથે લીધું કે રાતના નવેક વાગે વાજાંવાળાની બસ વડોદરાની વાટે પાછી પળે ત્યારે અમને સ્ટેશનેથી જરૂર લેતી જાય.

એ તો રાતના નવની વાત થઇ, અને હજી છ પણ નહોતા વાગ્યા. મોટરબસ નવરી પડી હતી, અને વાજાંવાળા પરવારે તે પહેલાં અમને ડભોઇ પહોંચાડીને બોળાસર પાછી આવવા એને માટે પૂરતો સમય હતો. પણ જમીનદાર બંધુનો આગ્રહ હતો કે રમણલાલે વરઘોડામાં ફરવું, એમનું ઘર પાવન કરવું, કેમકે એમનાં પગલાં એમને ઘેર કયાંથી, ઇ. ઇ.. વળી નવાબ પોતે પણ ઇનામદાર રહ્યા, એટલે સરખે સરખાને ના પણ કેમ પડાય? અને તે પણ પાછી પડોશની ઇનામદારીઓ હતી, પછી કંઇ ચાલે? તેથી સર્વ સંમતિથી એવું નક્કી થયું કે ડભોઇ — ફભોઇ કંઇ નહિ, સીધા વડોદરા સુધી એ બસમાં જ અમારે પહોંચી જવું.

બસના હાંકેડૂએ આ તબકકે ટાપશી પૂરી: "અરે સાહેબ, વડાદરૂં આ તીસ મીલના ફાસલા પર છે. તમારે બેફિકર રહેવું. આ તણ કલાકમાં ઉડાવીને વડોદરા નાખી દઇશ. નવ વાગે

નીકળ્યા, તે બાર વાગે વડોદરા. " અમે તો ખુશખુશ, અને એની સલાહ અનુસાર બેફિકર પણ, થઇ ગયા.

ઇનામદાર સાહેબે મેમાનની ખૂબ સરભરા કરી; હારતોરા કર્યા; તમારાં પગલાં અમારે ત્યાં ક્યાંથી વગેરે વગેરે શિષ્ટાચાર થયા. એરેટેડ પાણી અમને બહુ ભાવતાં હશે એમ માનીને એ ઉમંગી ભાઇએ લેમોનેડના પ્યાલા આપ્યા જે અમે પીવાના ચાળાનો વિવેક કરીને પાછા મૂકી દીધાં. ઇનામદાર ભાઇએ જમાડવાનો બહુ આગ્રહ કર્યો, અને નવાબ સાહેબે વિવેકમાં ના પણ કહી. પણ હું જાણતો હતો કે મિયાં ખરેખર ખૂબ ભૂખ્યા થયા હતા, એટલે મેં તોડ કાઢયો કે શુકનની કાંકરી સાંકર આપો એટલે પહોંચ્યું સમજીશું. એના ઉત્તરમાં રકાબીમાં કંઇક નાસ્તો આવ્યો. ભાઇ સાહેબ જે ઝનૂનથી એના ઉપર તૂટી પડયા તે જોઇને મને લાગ્યું કે મેં કર્યું તે ઠીક જ કર્યું. મારી કાયા ઉપર તો પેલી તમાકુનો પ્રભાવ ચાલુ જ હતો, એટલે નાસ્તામાં બે લવિંગથી વધારે કશું લઇ શકયો નહિ.

હજી સમય પુષ્કળ હતો, તેથી અમે મંદિરોના તથા નદીના દર્શને ઉપડયા. શ્રી શેષશાયીના મંદિરમાં અમે બે આના મૂકયા, ને ત્યાં પ્રસાદ મળ્યો આઠ આના જેટલો. નફાનું આવડું મોટું માર્જિન રમણલાલના અંતર્યામીથી સહન નહિ થવાથી તેમણે બીજા બે આના મૂકયા, અને અમે આગળ ચાલ્યા. રસ્તામાં બીજા એક મિત્રના આઇસ્ક્રીમ, દૂધ ઇ. ના આગ્રહને પણ વિવેકથી છતાં નિશ્ચયપૂર્વક નકારીને સ્ટેશને જઇ અમે બસની રાહ જોતા બેઠા.

બસ નવ વાગે આવવાની હતી. નવના સાડાનવ ને દસ પણ થયા, પરંતુ બસ ન મળે. મારી તમાકુ હવે ઉતરી ગઇ હતી અને

તેનું સ્થાન ભૂખે લીધું હતું. પરંતુ તેની તૃપ્તિનું સાધન ક્યાંથી હોય ? ઉપલબ્ધ હતાં તેમાંનું એક પણ અમે રહેવા દીધું નહોતું. રાતના દસ વાગે અને તે પણ ચાદોદના બજારમાં મળે પણ શું ? છેવટે પટાવાળાને દોડાવીને બે પૈસાનો ખોરો ચેવડો અને અડધો શેર ગળપણ વિનાનું ગરમ દૂધ મંગાવીને તેના ઉપર અમે નાગડ-ધિન્ના કર્યાં. ભલા સ્ટેશન માસ્તરના દિલમાં પણ રામ વસ્યો હશે તે એમણે પોતાને ઘેરથી ચા કરાવી મંગાવીને આ વણનોતર્યા મેમા-નોને પાઈ. ક્ષણે ક્ષણે બસના ભણકારા વાગતા હતા. એમ કરતાં પોણા અગિયાર થયા. છેવટે હતાશ થઈને શ્રી. રમણલાલે નક્કી કર્યું કે અગીઆર સુધીમાં બસ ન આવે તો મીલ ખોલી જવું, અને ભાગ્યને શરણ થઈને ત્યાં જ રાત કાઢી નાખવી. આ મંત્રણા ચાલતી હતી ત્યાં સ્ટેશનના વિજળીના પાવર હાઉસવાળા સજ્જને આવીને નોટિસ આપી દીધી કે બત્તી હવે બંધ થશે. પાટા ઉપર ઊભેલી ખાલી ગાડીના ઉપલા વર્ગના ડબ્બામાં રાતવાસો કરવાની સલાહ આપીને સ્ટેશન માસ્તર પણ પોતાને ઘેર ચાલ્યા ગયા. યત્નપૂર્વક મગજ ઉપરથી બોજો ફેંકી દઈને હાશ ! કરીને અમે સૂવાની તૈયારી કરી, ત્યાં બસનો ભેંકારો સંભળાયો.

હજી અગિયાર પૂરા નહોતા વાગ્યા, તેથી મન સાથે કરેલો કંટ્રાક્ટ પાળવો જ રહ્યો એટલે અમે કર્તવ્યપાલન માટે કમર કસીને ઉભા થયા. બાર જણ બેસે એવડી બસમાં અઢાર વાળ વાળી અને બીજા ચાર મિત્રો મળીને કુલ બાવીસ મૂર્તિઓ જામી પડી હતી, તેમાં ઉમેરાયા અમે. હાંકેડુની એક બાજુ ક્લીનર, અને બીજી બાજુ રમણુનાનભાઈ તથા હું, એમ ચારનો સમાવેશ આગળ કર્યો. એક ભાઈ "અગાશી"માં બેઠા, અને બે મુસાફરો બારીઓ પકડીને અમારી બે બાજુએ બહારનાં પગપાટીયાં ઉપર

આરૂઢ થયા. અને પછી સંઘ ઉપડયો. ફ્રન્ટિયર મેઇલના સમય પહેલાં પહોંચી જવાની આશા એમ છોડાય તેમ નહોતું.

અનેક ચીલા ખૂંદતા, આમને પાદરે આટલા બધા ચીલા હોય છે તેની ખેદ પૂર્વક નોંધ કરતા, ચાંદોદથી લગભગ બે માઇલ દૂર આવેલા તેન તળાવે તો અમે પહોંચ્યા. "ત્રણ કલાકમાં ઉઠાવીને વડાદરે નાખી દઇશ" કહેનાર હાંકેડૂને ત્યાંથી આગળની વાટની ખબર નહોતી. અમે તળાવ પાસે એક ઝાડ નીચે થોડાં અધેડાં બાંધેલાં દીઠાં, એટલે "અબે અધેવાલે, એઇ અધેવાલે" કરીને હાંકેડૂએ હાંકો મારી. કૂતરાં ભસ્યાં, અધેડાં ભડકયાં, ને અધેડાનો સ્વામી સમજ્યો કે ધાડ પડી, કે પછી દટંતર આવ્યું. એને માંડ સ્વસ્થ કરીને સમજાવીને આગળનો માર્ગ પૂછયો, ત્યારે એણે ડાબો હાથ હવામાં વર્તુલાકારે ફેરવીને કહ્યું કે આ રસ્તે ચાલ્યા જાઓ એટલે વડોદરા આવશે. આ બધું અંધારામાં જ થતું હતું.

એ માર્ગદર્શનનો જે થઇ શકયો તે અર્થ કરીને તે પ્રમાણે બસ વાળી. ચીલા જેવું દેખાતું હતું, તેનો આશરો લેતાં ખટારો ખેતરોમાં ચડી ગયો. તાજાં ખેડેલાં ખેતરોમાં નજર પહોંચે ત્યાં સુધી ચાસની લંબાયેલી હારોમાં ચીલો ખોવાઇ ગયો. પછી અમે ઓછામાં ઓછા એક કલાક સુધી અનેક આકૃતિઓ અને કદનાં ખેતરોમાં ટાયરોની નિશાનીઓની અવનવી ભાતો પાડતા ચીલા-સુંદરીની શોધમાં ભટકયા. -કૃષ્ણપક્ષની રાતના બ્લૅકઆઉટે આ ખોજમાં કરેલી સહાય કેમ ભૂલાય ?

એમ કરતાં સાડા બારેકનો સુમાર થયો, ત્યાં દૂરથી કોઇ ગામના દીવા ટમટમતા દેખાયા અમે ઉછળતા પછડાતા બસને આમ ફેરવી, તેમ ફેરવી, ને ત્યાં પહોંચ્યા, ને ગામમાં પેઠા.

વિરાટ ઝાડુના ઝપાટાની જેમ સાફ સફાચટ કરી નાખ્યું. છાપરા ઉપર વાજાંની પેટીઓ ખડકેલી હતી, અને એક મિત્ર અગાશીની મોજ માણતા હતા, એ ભાઈ લુછાઈને આંખના પલકારામાં ભોંયભેગા થઈ ગયા. પડઘમ ફાટી ગઈ. વાજાંની પતરાંની સોળ પેટીઓનો તેમાં જતનથી જાળવેલાં વાલોસહિત ખુદો વળી ગયો.

વાજાંવાળા આરબ હતા, અને તેમાંના પ્રત્યેકે પોતાના થયેલા નુકશાન, હોડીની રસ્તાની માહિતીની શેખી, રાતે એકંદર બનેલી ઘટનાઓ, ગુજરાનનું સાધન જવાથી કોર્ટ કચેરીના લેવાના રાહ, હોડી તેમજ બસના માલિકની સત્તર-પેઢી સુધીની, ખાસ કરીને તેના સ્ત્રી પક્ષના ઉલ્લેખવાળી, વંશાવળી ઇત્યાદિનું સટિક વર્ણન વિગતે અને એવી સુફિયાણી જબાનમાં સુણાવ્યું, કે વૈખરીની શક્તિના એ પ્રબળ દિગ્દર્શનમાં અમે મુગ્ધ થઈને અમારું દુ:ખ વિસરી ગયા. અથવા કહો કે બોલવાની ઈચ્છા છતા જે અમારાથી ન બોલી શકાયું તે આવી સુંદર રીતે બોલાયેલું સાંભળીને અમારું મન હળવું થયું.

બરાબર ત્રણ કલાકનો પાર વગરનો પરિશ્રમ, છતા ગામની ભાગોળ હાથ ન લાગી તે ન જ લાગી. એટલે છેવટે મરણિયા થઈને અમે આંધળિયાં કર્યાં. સામે પહેલો દેખાયો તે ચીલો પકડીને અમે ખટારો મારી મૂકયો. કરેંગે યા મરેંગે ! અને બન્યું પણ એવું, કે યુક્તિઓ ન ફાવી ત્યાં કેસરીમાં કામ લાગ્યા, ને એક ગામ અડફટે ચડ્યું. કયું તે કોણ જાણે.

પાદરે ખટારો ઉભો રાખીને અમારા જાદુગર શા હોડીને આગળના માર્ગની ભાળ કાઢવા ગામમાં મોકલ્યો. થોડીવારે હીરાભાઈ ધોધે જઈ આવ્યા. એણે પોતાના પ્રયત્નોનું એવી મતલબનું

નિવેદન સાદર કર્યું કે આ ગામમાં તો બધાં બૈરાં જ છે, અને તે માત્ર એટલો જવાબ દે છે કે અહીં તમે આવ્યા જ શા માટે, તમારું અહીં મધરાતે શું દાટયું છે વગેરે વગેરે. રસ્તો બતાવવાનો તો પ્રશ્ન જ અસ્થાને થઈ પડયો હતો.

ભઈ વાહ ! અત્યાર સુધીમાં બે ગામ દીઠાં; એક બહેરું મૂંગું ને બીજામાં એકલાં બૈરાં જ બૈરાં. ખરું તલેસમાતી ખાતું !

આ મહિલાપુર છોડીને અમે નીકળ્યા, તે કોણ જાણે કેમ પણ ચક્કર મારીને અમે પેલા ગામ આગળ આવીને ઉભા; કયા ગામ આગળ ? જેના દીવા દેખીને તેનું પાદર પકડવા અમે કલાકો સુધી અથાગ મહેનત કરી હતી તે ! યા નસીબ ! ન માગે દોડતું આવે............

અમે ખટારો ગામમાં યાહોમ ઝુકાવ્યો. બહાર ખાટલા નાખીને ઘણાય લોકો સૂતા હતા, પણ બોલે તે બે ખાય ! વસ્તીથી ઉભરાતા આ વેરાનને નાઇલાજે છોડીને અમે કોઇ પણ જીવતું જાગતું માણસ મળવાની આશા છોડીને બહાર નીકળ્યા, ત્યાં સામેથી એક નહિ, બે નહિ, ને એક સો માનવીઓનું ટોળું આવતું મળ્યું. એ લોકો રામલીલામાંથી પાછા વળતા હતા. પેલા એકલાં બૈરાંના જ વસવાટવાળા ગામનો ભેદ આમ પકડાયો. આસપાસના ગામોનો ઘણો ખરો પુરુષવર્ગ રામલીલા જોવા ચાલ્યો ગયેલો, ને અમારા લાભાર્થે સ્ત્રીસમાજને એમણે પાછળ રાખેલો. અમને કોઈ ગામે દાદ ન મળે તેમાં નવાઇ શી ? આ સહેલાણીઓએ અમને કહ્યું કે આજ ગામ સાકોદ. એમનામાંનો એક પરગજુ ભાઇ કમાણીની કમાણી અને વળી વડોદરાની મફત મુસાફરીનો અલભ્ય યોગ સાધીને રસ્તો બતાવવા અમારી સાથે

ચઈ ગયો. એક રૂપીયો આપવાનું રા. રમણલાલે એને વચન આપ્યું. સંઘ હાલીહલુલી કરતો આગળ ચાલ્યો. તે પછીના એક કલાકમાં બસ ત્રણ જ વાર ખોટકાઈ, ઊંધી વળતાં બે જ વાર બચી અને ઝાડનાં ડાળાંએ એના છાપરા ઉપર ઝાડુ મારીને માત્ર એક જ વખત વાંજાવાળાંઓની પેટીઓના અવશેષોની આકૃતિઓમાં નવા ઘાટઘૂટ પૂર્યા. આટલી સરળ મજલે અમને બીલુપુર લાવી મૂકયા. ડભોઈના દીવા અમે પોણા કલાકથી નિહાળતા હતા, અને ડાબી તરફ જાણે અમારા માનમાં યોજાઈ હોય તેવી આતશબાજીના ગુબારા કયાંક ઉડતા દેખાતા હતા.

બીલુપુર ગામે "પણમાં પડી એક તકરાર". ભોમિયો જે વાટે થઈને જવા ઇચ્છતો હતો તે બહુ ખરાબ છે એમ કહીને એ રસ્તે જવાની અમારા હાંકેડૂએ ના પાડી. એણે તો કહ્યું કે અહીંથી કૂંડેલા જવાનો રસ્તો હું જે જાણું છું, તેજ રસ્તે જઈશ. એની રસ્તાઓ વિષેની માહિતીની પરિપૂર્ણતા હજી આટલા અનુભવેય પરવારી નહોતી !

પરંતુ સત્તા આગળ શાણપણ શા કામનું ? હાંકેડૂએ પોતે માનેલા સારે રસ્તે ખટારો લીધો, અને તેના વિનાશના અમે તેટલા પ્રયત્ન છતાં માત્ર ચાર જ વખત એને ખોટકાવી શકયો. એક રસપ્રદ પ્રસંગે બે ચીલા વચ્ચેના ટેકરા ઉપર ખટારો અદ્ધર થઈ ગયો, અને એનાં ચક્રાં ઝનૂનથી હવામાં ઘુમરી ખાતાં રહી ગયાં. પેલા ભોમિયાના દાતરડાથી બસની નીચે પેસીને અમારામાંના કેટલાક સ્વયંસેવકોએ બસને બૂંડે હાલે અદ્ધર ઝીલી રાખતા ટેકાને ખોતરી કાઢયો, ને ચક્રોને માંડ ભોંય ભેગાં કર્યાં. આટલું થયું, એટલે બાકીનું સહેલું હતું; એન્જિને સ્ટાર્ટ લેવાની સાફ ના પાડી.

આમ કરતાં લગભગ પાંચ વાગે અમારો સંઘ કુંઢેલા પહોંચ્યો ખરો. ત્યાંથી અમારા હાંકેડૂરાજ ધનીઆવી જવા નીકળ્યા, ને પાછા ભૂલા પડવાનો થળ એમણે છેવટ સુધી ન છોડયો. ખરો ટેકીલો વીર. પૂર્વવત આગળ પાછળ આંટા મારતાં, કોઇ ભળતેજ ગામે અમે જઇ ચઢયા. ત્યાંની સરકારી કચેરીનો વડોદરે જવા નીકળેલો એક પટાવાળો ત્યાં અમને અચાનક મળી ગયો; એ વડોદરાનો રસ્તો બતાવવા સાથે આવ્યો, ને ગાડી સુસવાટ કરતી રસ્તે પડી.

ધનીઆવી બે ત્રણ ખેતરવા આઘું હશે. ભળભાંખળું થયું હતું. બાવીસેય માનવીની કાયાઓ કહ્યું નહોતી કરતી. છેવટે જીવતા ઘરભેગા થઇ જવા પામશું, એવી પ્રબળ આશાએ તેમનાં મુખો ઉપર થાકયાં પાકયાં પણ સ્મિતની દયામણી રેખાઓ પ્રકટાવી હતીઃ

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम्
भास्वानुदेष्यति हसिष्यति चक्रवालम् ।
एवं विचिन्तयति कोशगते द्विरेफे–

ત્યાં એકાએક हा हन्त हन्त नलिनीं गज उज्जहार ! એક ખેતરની વચમાં મોટો નિસાસો નાખીને ખટારાના એન્જિને પ્રાણ છોડયા. હાંકેડૂએ તેની ચાવી બંધ કરી, અદબ વાળીને ફતેહમંદ અદાથી જાહેર કર્યું: " પેટ્રોલ ખલાસ હો ગયા ! "

દુઃખતાં હાડકાંને ઉઠાવીને યંત્રવત્ અમે ખટારો છોડયો, સરસામાન બહાર કાઢયો, ને પેલા પટાવાળાને આગળ ધરીને ધનીઆવી પ્રતિ પગ ઉપાડયા. બે ડગલાં નહિ ચાલ્યા હોઇએ ત્યાં સાપ જમણેથી ડાબો ઉતર્યો. પણ બહુરણિયાને રણ શાં, ને બહુ દખિયાને દખ શાં ? સાપોળીયાના આ રાતને અંતે શા ભાર ?

એ પણ એનાથી થાય તે ભલે કરી લે; લગીરે ઓછું ન ઉતરે ! આવી જાવ !...એ સ્થિતિ અમારી હતી. અમે ધનીઆવી પહોંચ્યા. પણ ત્યાં પટેલ, વરતણિયો, કે ગાડું, કે સામાન ઉપાડવા મજુર, કશું જ નહિ. અમારી સામેના કાવતરાની પરિપૂર્ણતા સાચે જ પરિપૂર્ણ હતી !!

મકરપુરા ત્યાંથી ચાર માઇલ દૂર, ને ચઢતો તડકો; એ ચાર માઇલના પગ પ્રવાસે આ સહેલગાહને માથે શોભે તેવી કળશ ચડાવી ! એ પ્રકરણ ઉપર તો પડદો જ ભલે રહે.

પણ આ કાળા વાદળને રૂપેરી કિનારી હતી કશું ?

મકરપુરા ઠોય ઠોય કરતા અમે પહોંચ્યા. ત્યાંથી વડોદરા થાય બીજા ચાર માઇલ. ત્યાં વાહનનું નામ નિશાન શેનું હોય ? ખૂબ તપાસ કરતાં એક ભાડાની ગાડી ઉભેલી દેખાઇ. ત્યાં પૂછપરછ કરતા ગાડીવાળાએ કહ્યું કે "બે સવારી ખાલી છે, ને બે સવારી ઇસ્પીતાલમાં લઈ જવાની છે. મરજી હોય તો બેઠી જાઓ" ગાડીવાનના બીજા નોતરાની અમે રાહ જોઇ હશે ખરી ?

આની આગળ

## ૧૦

## હજી વધારે સબુર

**અ**લાહાબાદનાં દર્શન તે પછી કેટલીય વાર મેં કર્યાં, ને એ શહેરને ખૂબ ખૂંદ્યું. એ બધું કદાચ વહેલું મોડું વિસારે પડે તો નવાઈ નહિ, પરંતુ તેના પ્રથમ પરિચયનું વિસ્મરણ સહેજે થાય તેમ નથી.

એમ તો અમે સવારમાં દોડતી મોટરે પણ આનંદભવન, સ્વરાજભવન, ત્રિવેણીસંગમ આગળ ઉભરાતાં યાત્રાળુઓમાં ટટકદળ ઇ. જોવાનું ચૂક્યાં નહોતાં.

એક જૂના સમયના જાગીરદારનો મહેલ જોવા અમે ખાસ રોકાયાં હતાં. ભલભલા રાજા મહારાજાની સાહ્યબી જેની આગળ ઝાંખી પડે, એવી જાહોજલાલીનો પરચો એ મહાલય આપતો હતો. પરંતુ સાથે સાથે અમે જાણ્યું, કે એ જાગીરના વારસોમાં ટંટો પડતાં મામલો અદાલતે ગયો હતો; આ જમીનદારોએ

અદાલત ગમે તે ભોગે પણ પોતાના જ મહેલમાં બેમે એવી હઠ લીધી, અને તે પૂરી પણ પાડી. એનાં મૂલ્ય – પચાસ લાખ રૂપીયાનાં પાણી, અને આ માલેતુજાર મિલ્કતની સંપૂર્ણ સત્યાનાશી !

એ મનોહર પ્રાસાદના એક એક ખંડમાં અમુલ્ય વસ્તુઓ ભરી હતી. કારીગરીના નમૂનાનો ત્યાં પાર નહોતો. ન માની શકાય એવી મોજશોખની સામગ્રીના ભંડાર ત્યાં ભરેલા હતા.

એક ખંડમાં એક મેજ ઉપર સાપ – નોળીયાની લડાઇ હતી – મસાલો પૂરેલાં એ જાનવરોનાં ગોઠવેલાં ખોખાં હતાં.

ત્યાંથી થોડે દૂર સુંદર પોપટલાકડી ઉપર કાકાકૌવો હતો.

અમારી મંડળીના એક ભાઇને પ્રાણીવિજ્ઞાનના જ્ઞાનનો બહુ શોખ હતો. એમણે પોતાનાં જાડાં ચશ્માંમાંથી ધારીધારીને કાકાકૌવાને જોયો, ને નાપસંદગીથી ડોકું હલાવ્યું.

" બેલા સાપ–નોળીયા જાણે આબેહૂબ જીવતાં હોય એવા છે ખરા, પણ આ કાકાકૌવો સાવ ખોટો છે. " એમણે ચૂકાદો વગરમાગ્યે સુણાવી દીધો.

" એવું તમે શા ઉપરથી કહો છો ? "

" શા ઉપરથી શું. આ કાકાકૌવાના ચામડાને સ્ટફ કરનાર કોઇ હજામ હશે હજામ. જુઓ તો ખરા, કોઇ પણ કાકાકૌવો આવી રીતે પગ રાખીને ઉભો રહે ખરો ? અને એની પીઠની રેખાનું યે ક્યાં ઠેકાણું છે ? ડોકું પણ આટલું વિચિત્ર રીતે ટેડું હોઇ શકે જ નહિ. આ હજામે કુદરતનું ખૂન કર્યું છે. કોઇ પણ કાકાકૌવો આવો હોઇ શકે નહિ. "



"જલદુર્ગી"માં રંગૂનથી મદ્રાસ જતી કેટલીક ગુજરાતણ પ્રવાસિનીઓ ( ૧૯૩૬ )



કોરોમાન્ડલ કિનારે સ્ટીમરોમાં ઉતારુઓની આવી રીતે ચડઊતર થાય છે ! ( ૧૯૩૬ )

"અમને તો ભાઇ એમાં કશું ખાસ વિચિત્ર નથી લાગતું."

"ન લાગે ન લાગે. સમજ નહિ ને, તેથી. એ તો કરતા હો સો કિજીયે, ને અવર ન કીજે કામ. એ સમજવાની તકલીફ ન લેશો. પ્રાણીવિજ્ઞાન એવું રસ્તામાં કંઇ રેઢું નથી પડયું, કે જે આવે તે ભણી જાય. ખૂબ અભ્યાસ અને પુષ્કળ અનુભવના આધારે જ હું કહી શકું છું કે આ કાકાકૌવો સાવ બનાવટી છે, અને એની ગોઠવણ – સ્ટેન્સ – તદ્દન અકુદરતી રીતે કરેલી છે. અરે, આ તે કાકાકૌવો કે કૂતરું."

અને તેજ પળે કાકાકૌવાએ એક રાતી આંખ ઉંચી કરી, પેલા પ્રાણી શાસ્ત્રી તરફ ઝેરી નજર ઠેરવી, ને કાન ફાડી નાખે એવી ચીચીયારી પાડી.

એણે બધું ઉદાર ચિત્તે ખમી ખાધું હશે; પરંતુ શિશુપાળની એકસો ને એકમી ગાળ જેવું પેલા પ્રાણીશાસ્ત્રીનું છેલ્લું વાક્ય એનાથી ન સહેવાયું!

× × ×

અમે અલાહાબાદથી ઉપડયા જબ્બલપુર, ને ત્યાંથી મોટરબસ ભાડે કરીને હાંકી મૂકયું અજંટાની ગુફાઓ તરફ.

અજંટાની ગુફાઓનો બાહ્ય દેખાવ બતાવતાં જે ચિત્રો તેને લગતા પુસ્તકમાં અમારા જોવામાં આવ્યાં હતાં, તે ઉપરથી અમને એવું લાગ્યું હતું, કે એ ગુફાઓનાં દ્વાર જમીનની સપાટીને સમતલ અગર તો તેનાથી સહેજ ઉંચાં હશે પરંતુ ત્યાં પહોંચતાં અમે વસ્તુસ્થિતિ સાવ જુદી જ દેખી.

આ ગુફાઓ ખાસ્સા ઉંચા ટેકરાની ટોચને લાગતી, ઘસ ઉપર કોતરેલી છે. ત્યાં પહોંચવા માટે પાર વગરનાં – અમને તો

તે વખતે એવાં લાગ્યાં – પગથીયાં ચડવાનાં રહે છે, અને તે પછી એક પછી એક ગુફાઓ આવે છે. અજંટાની સહેલ કરવાની ઇચ્છા રાખનાર આ હકીકતને પહેલી ચેતવણી તરીકે નોંધે.

જેની ધસ ઉપર ગુફાઓ કોતરી છે તે ડુંગર બીજના ચંદ્રના ઘાટે છે. એ ચંદ્રાકની અંદરની કીનારીએ ગુફાઓનાં દ્વાર છે. એ દ્વારોને લગતી કેડી, અને તે પછી સીધી ઉંડી ખાઇ છે. અર્ધ-ગોળની વચમાંની આ ખીણમાં જળઝરણું છે.

અજંટા સંબંધેની " કાબિલ તવજ્જુહ ઇત્તલા " સંક્ષેપમાં નીચે પ્રમાણેઃ—

૧. ગુફાઓ ધરતીને સમતલ નહિ પરંતુ ઉંચા ટેકરા ઉપર હોવા વિશેની ઉપર્યુક્ત બાબત.

૨. આ સ્થળ સ્ટેશનથી પાંત્રીસ માઇલ દૂર છે, અને ત્યાં પગથીયાંની તળેટીએ એક નાનકડી ઇસ્લામી હોટેલ શિવાય બીજું કશું ખાવા પીવાનું સાધન નથી – તે વખતે નહોતું; અને પૂછપરછ ઉપરથી સાંભળેલી વાત ખરી હોય, તો સામાન્ય રીતે નથી જ હોતું.

૩. ગુફાઓમાં એવું ઘોર અંધારૂં છે, કે ગમે તેટલી તેજદાર હાથ બત્તીઓ પણ તેની પ્રચંડ દીવાલો, અને ઉન્નત છત ઉપર એ વિશાળ ખંડોમાં, ફીકાં, દયાજનક, ભ્રમોત્પાદક કુંડાળાં પાડવા ઉપરાંત કશા કામમાં આવતી નથી. અજંટાનાં ચિત્રો એકેક કરીને એક બીજાથી સ્વતંત્ર અલગ અલગ જોવાનાં નથી. એની ચિત્રાવલિઓ ક્રમાનુસાર જોવાની ખરી ખૂબી છે. ધનવાનો માટે ત્યાં રોશનીનું સાધન છે ખરૂં – એટલે કે કલા જેવી નકો નહિ

આપનારી વસ્તુને જોવા ખાતર મુઠી ભરીને રૂપિયા નાખી દેવાની વૃત્તિ' જેનામાં હોય, તેવા ધનવાનો માટે.

અજંટાનાં કે એ ઐતિહાસિક સ્થળનાં નીઝામ સરકારના રક્ષકો તરફથી 'રહેતી વ્યવસ્થાનાં ગુણગાન અહીં અનાવશ્યક છે. એ કાર્ય માટે નોખાં પુસ્તકો લખવાં પડે. પરંતુ જે અન્ય સ્થળે ઉપલબ્ધ નથી તેવી ઉપર લખી ચેતવણીઓનો અનાદર જે કોઇ અધન યાત્રી કરશે, તે નીરાંતે પસ્તાશે.

અજંટાનુ સુદર " અર્ધચંદ્રપ્રદાન " પ્રાપ્ત કરીને અમારી મંડળીએ સીધું વહેતું મુકયું હરિપુરા તરફ.

× × ×

હરિપુરાના નામ સાથે લખનૌનાં સ્મરણો જાગે છે. વ્યવસ્થા અને શિસ્તની હરિપુરાની " સરદારશાહી " ના સુખદ અનુભવ પછી તેને આગલે વર્ષે જ અનુભવવામાં આવેલી લખનવી નવાબશાહીની યાદ તાજી થાય, એમાં શું આશ્ચર્ય ?

લખનૌમાં છેક વિષયસમિતિની મંત્રણાનો આરંભ થતા સુધી પણ તે માટેનો મંડપ અધૂરો રહ્યો હતો. અને ખુલ્લા અધિવેશનને તે મારેની તૈયારીઓ પૂરી નહિ થઇ શકેલી હોવાને કારણે, મોકુ કરવું પડયું હતું.

ધૂળના કોટ – આંધી – દિવસમાં પાંચ સાત વાર આવે જ આવે. કુદરતનો એવો એક વણનોતર્યો ફિરસ્તો અમારી સાદડીની કુટિનું આખુ છાપરું ઉડાવીને એક શુભ સાયંકાળે રફુચક્કર થઇ ગયો. ધૂળની આંધી અને અમ શા પરોણા વચ્ચે કશું પણ અંતર રહે, ઉભયના સ્નેહ અર્થાત ધૂળથી ભર્યા સમ્પર્કમાં કશી કચાશ રહી

જાય, એ સ્થિતિ એ વ્રેટ્રોળને અસહ્ય લાગી હશે. આ સત્કાર તરીકે પછીથી અમારી પથારીઓ ઉપર કપડછાન જેવી ધૂળના બે થી ત્રણ આંગળ જેટલા જાડા થરનાં ઓછાડ નિરંતર છવાયેલા રહેતા હતા.

મહાસભાની છાવણીમાથી અમે વખતોવખત મશહૂર વાજિદ-અલીશાહનું લખનૌ જોવા નીકળી પડયા હતા

એક સાંજે અમે ત્યાંના પ્રખ્યાત ઇમામબારા જોવાનો વિચાર કર્યો. પ્રાચીન ઇમારતો આગળ નાની મોટી ચિત્રવિચિત્ર વસ્તુઓ વેચનારા ઘણા લોકો રહે છે. લખનૌથી માહિતગાર એવા એક મિત્રે અમને એક વાર ચેતવણી આપી, કે એવા માણસોથી ઠગાવું નહિ.

એમણે કહ્યું, " જો કે એમ તો ત્યાં કેટલીક નાની અને મસ્તી છતાં સાચે જ સુંદર વસ્તુઓ મળી જાય છે ખરી તે લેવા ચૂકવુ નહિ દાખલા તરીકે, જેમાં સીગારેટ મૂકીને પી શકાય એવી, આબેહૂબ હુક્કા ઘાટની પરંતુ નાજૂક અને ખુબ સૂરત લાપડાની ડાઇકીઓ – અરે ભૂલ્યો, પાપડાની લાઇકીઓ – અરે નહિ, હું કહેવા માંગુ છું, કે ડાકલાના પાઇકો....... "

એમના જોડીદાર હસ્યા, અને ખુલાસા રૂપે બોલ્યા, "પણ અલ્યા, બોલવાનો આટલો બધો રઘવાટ શા માટે કરવો પડે ? વખત કયા વહી જાય છે ? ગાડીનો ટાઇમ ઓછો જ જતો રહે છે ? " અમને સંબોધીને – "આ ભાઈ કયારનો એમ કહેવા માગે છે કે ઇમામબારા આગળ નાનકડી સુંદર હુક્કા ઘાટની, લાકડાની લાઇપો મળે છે "

પરંતુ અમે તો ઇમામબારા જોવા ગયા ત્યાંથી ફક્ત હુક્કા ઘાટની, નાજૂક, લાકડાની પાઇપો ખરીદીને જ સંતોષ માન્યો !

લખનૌનો વિવેક તેમજ લખનવી હિંદુસ્તાની સાચે જ વિસ્મય-કારક છે. લખનવી બિરાદર સાથે વાત કરવી, એટલે કાચાપોચા માણસને પૂરો ત્રાસ. એ ગાંધીશાહી હિંદુસ્તાની ન હોય.

એવા સો ટકા લખનવીઓના બે ચાર અનુભવ પછી કાઠીયાવાડ તરફના એક ગુજરાતી બાઈને મેં એક દક્ષિણ ભારતીય મદ્રાસી મહાસભાજન આગળ કકળાટ કરતા સાંભળ્યા હતા — " ઓલ્યા લેંઘાવાળા, માળા વગર કારણે ક્યારકા હિંદુસ્તાની ભાષાકા પત્તર ફાડ્યતા હે...".

લખનૌ, એટલે "વાજિદઅલીશાહ કા ઇલાકા". પ્રત્યેક લખનવી પોતાને નોખો ને નિરાળો નવાબ જ સમજે. સમય જેવી તુચ્છ વસ્તુની હરગીઝ કનવાર ન કરે — અરે એની હસ્તી જ ન ગણુલે. અને કોઈ પણ જાતની તકલીફ લેવી પડે તો — માશાલ્લા !

અધિવેશન માટે સત્કારસમિતિએ ઉતાવળે જ્યાં ત્યાંથી ભેગા કરેલા × "વ્હાલેન્ટીયરો" તો સાચે જ અણમોલું રત્ન હતા.

---

× ઉત્તર હિંદવાસીઓ અંગ્રેજી શબ્દોના ઉચ્ચારોની આવી દશા શા માટે કરતા હશે, એ મને કદી નથી સમજાયું. ગમે તેવો વિદ્વાન પણ ઉત્તર ભારતીય આ ખૂનામરકી કરવાનું ચૂકતો નથી, એ સનાતન સત્ય જેવી બીના છે.

લખાણમાં રેસીડન્ટ, સ્ટેશન, વાઇસરોય, લેન્ડ ઇ. ને એ રેજીડેણ્ટ જ્વાઇણ્ટ, વ્હાયસરાય, લૈણ્ડ — એમજ લખે યુ. પી. વાળા અને પંજાબી સટેશન અને સકુલજ બોલે છે, અને સ્થિરને અસ્થિર તથા સ્કાઉટને ઇસકાઉટ, ઇ. જ કહે છે. અડધો સ શબ્દારંભે તે બોલીજ નથી શકતા.

અને મરાઠીના ગીરગામ બ્યોક રોડ, વ્હાયસરાય, નોવ્હેમ્બર, બ્યોંક, ઇ. થી આપણે ક્યાં અજાણ્યા છીએ ? મદ્રાસીને imaginaryની.

એક વાર અમે બહાર ગયા ત્યારે અમુક "સેવક"ને ઝુંપડી સાચવવાનું કામ તેના ઉપરીએ સોંપ્યું હતું. રાતના અમે કામ પરવારીને પાછા ફર્યા, ત્યારે એક ખાટલો બહાર બેચી કાઢી, તેના ઉપર મળ્યાં તેટલાં અમારાં ગોદડાં બિછાવી, પગ લાંબા કરીને એ ચોકીદાર ભાઈ આરામથી તેના ઉપર પોઢી ગયા હતા.

અમારામાંના એક જણે એમને જગાડીને બંધુભાવથી સલાહ આપી, કે દોસ્ત, મહાસમિતિના ઉતારે આવી રીતે ચોકી ન થાય. સેવકે તો ખડે પગે પહેરો ભરવો ઘટે.

સ્વયંસેવકે એ બોલનાર તરફ એક તીરે-નજર ફેંકી. એમાં તિરસ્કાર ભરેલો હતો. એણે વહાવેલો સુફિયાણી વાણિનો પ્રવાહ આ કલમથી ઝીલાય તેવો નથી, કેમકે કલમ, તેમજ આ કાગળ અગ્નિરોધક એસબેસ્ટોસનાં બનેલાં નથી પરંતુ ટૂંકામાં એનો સાર એટલો ધરાવી શકાય, કે તમે તે કયા ફલાણા મુલકના ફલાણા બાદશાહ થઈ ગયા, કે તમારે દરવાજે અમે ખડે પગે દરવાની કરીએ?

પોતાના મિત્રને મજા પડી. એમણે વળી પૂછ્યું, કે એ વાત સાચી, પણ આમ સૂઈ જવાય ખરું?

ઉત્તરનો સારઃ સૂવાય નહિ, તો શું ઉંધે માથે ઉભા રહેવાય?

એને વધારે સમજાવવા જતાં ઉત્તર એટલો જ સાંપડ્યો, કે એવા પહેરા ભરનારા જુદા. એ તમને લખનૌમાં નહિ જડે. આ

જોડણી પૂછશો, તો તે કહેશે – "અઇ – યમ – પે – છ – આઈ – અન – પે – ઓરં – વઇ". એના બધા ઉચ્ચાર એ ધોરણે થાય છે. છેલ્લો વ્યંજન તો એ સંસ્કૃતની જેમ, માથામાં વાગે તેવો આમોજ બોલવાના. અને છેલ્લો "ર" આવે, તો તેનો ઉચ્ચાર "રં" જેવો કરવાના.

સત્તરવાર ગરજ હોય, અને ચોકી કરાવવી હોય, તો તમે જોયું તેવી, તમારા ખાટલા અને ગોદડાંના હિસાબે ને જોખમે થશે. અને એ પસંદ ન હોય, તો તમારી ફલાણી ફલાણી દરવાની તમારી ફલાણી ફલાણી મેળેજ કરી લેવી.

એક સ્વયંસેવકને તેના ઉપરીએ સ્વાગત માટેની કચેરી આગળ ઉભા રાખ્યા હતા. એ બહુ જવાબદારીનું કામ ગણાય. અડધોએક કલાક સુધી તો એ ભાઇ ત્યાં ઉભા રહ્યા. પછી અંદરથી એક ખુરસી ખેંચી લાવીને તેના ઉપર એ વિરાજ્યા. દસેક મિનીટ પછી નવરાશના માર્યા એણે " કોપરાં જોખવા " માંડયાં. થોડી વારે એમના ઉપરી અમલદારે એમને બોલાવી મંગાવ્યા. એ યુગલની વાનચિતનો સાર આ રહ્યો:

" વોલંટીયર, જરા અહીં આવો તો. "

" આપ જ અહીં તશરીફ લાવો, તો શું ઘસાઈ જશો ?"

" ખુરશી ઉપરથી ઉભા થવા પૂરતી પણ તમીઝ કે શિસ્ત તમારામાં નથી ? "

" શા માટે ઉભા થઇએ ? આઠ આઠ કલાકના અખંડ પહેરાની કડી મજુરી કરીએ તો કરીએ, ને તેમાં પાછા વાતે ને વાતે ઉભા થઇએ, અને બોલાવો ત્યારે ડુમ હલાવતા દોડતા આવીએ, એમ ને ? નહિ જનાબ, અમે તમારા વેચાણ ગુલામ નથી. એવી ગુલામી અમારાથી નહિ થાય. અમે વોલંટીયર છીએ, કોઇના બાપના નોકર નહિ. અને તે ન પોસાય તો " યહ લિજીયે આપકી વ્હાલેન્ટીયરી " કહેતાંક ને લાકી પછાડીને આ આઝાદ-તબીયત લખનવી સેવકે ચાલતી પકડી, અને તેમની સાથે મહાસભાને ખરચે કરાવેલો ખાકી પોષાક પણ ચાલતો થયો.

લખનૌ એટલે શોખીન અને લહેરી શહેર. ત્યાં ખાવે પીવે શું દુઃખ હોય ? પરંતુ ગર્દાના પર્દાથી આચ્છાદિત એવા અમને છાવણીવાસીઓને એ વિષયમાં જે અનુભવ થયો, તે વિશે ન બોલ્યામાં જ માલ છે

મનુષ્યના જીવનમાં ખોરાક કેટલો મહત્તનો ભાગ ભજવે છે, એ પૂરવાર કરવાની જરુર સામાન્ય રીતે ભાગ્યે જ હોય. પરંતુ મુસાફરીમાં એ " રોટીકા સવાલ "નુ સ્વરૂપ સવિશેષ અટપટું થઇ પડે છે. એ તો " કોઇ અનુભવી જાણે રે, અવરથી ન જાય કહ્યું. "

મુંબાઇ – કલકત્તાની પરભારી લોહસડક ઉપર ખાદ્ય અને પેય વસ્તુઓ સંબંધે પ્રમાણમાં ઓછી સવડ કહેવાય. પરંતુ દિલ્હીને રસ્તે એની મજા છે. દૂધ, ખુરચદ, રબડી, દહીંવડા, ઇ. અનેક પ્રકારના પદાર્થો મબલખ મળે છે. સામાન્ય રીતે, દૂધ શિવાય અન્ય વસ્તુઓનો આશ્રય લેવાનો પ્રસંગ મુસાફરી દરમ્યાન મને ઓછો જ પડતો હતો. પરંતુ પેલી દોજખમાં જવા સર્જાયેલી આપત્તિએ ઓઢાડેલા અંધારપિછોડાની મોહકાણને લીધે, આ છેલ્લા પર્યટન દરમ્યાન વસ્તુસ્થિતિએ જરા પલટો ખાધો હતો, અને તેને લીધે, જુદી જુદી રેઇલ્વે લાઇનો ઉપર મળતી ખાવા પીવાની વસ્તુઓની સરખામણીનો ખ્યાલ મને આવવા પામ્યો હતો. અશુભમાંથી શુભ સાંપડે છે, તે આનુ નામ

અને એ સરખામણીના વિચાર સાથે મને લાહોરના " કુલફી "નું તત્કાળ સ્મરણ થયું.

૧૯૩૧ ની સાલમાં મહાસભાના કરાચીવાળાં અધિવેશનમા હાજરી આપવા હું નીકળ્યો હતો. કલકત્તાથી દિલ્લી, અને

દિલ્લીથી લાહોર, એમ ભરતખંડને આડે ધાએ ચીરતા અમે ચાલ્યા. બંગાળા, બિહાર, યુક્તપ્રાંતો, દિલ્લી, પંજાબની દેશી રિયાસતો ઇ. ને પાર કરતા અમે પહોંચ્યા એક મંગળ પ્રભાતે પંજાબના પાટનગરના સ્ટેશને.

ત્યાં એક ફેરિયાએ આવીને અદબથી પૂછ્યું, " બાબુસાબ, કુલકા ખાઓગે જી ? ગરમાગરમ, બડા અચ્છા બનાયા હે, જી. "

મને ભૂખ લાગી હતી; અને એ ક્ષુધાતુર અવસ્થામાં ગરમાગરમ કુલકાનું સાંભળ્યું. વળી પૂછતાં જાણ્યું, કે તેની સાથે દાળશાક મફત મળતાં હતાં. એટલે તરત આપણે હા પાડી દીધી. ક્ષુધાતુરાણાં......

" કિતના લાઉં, જી ? "

આપણે ઘરની સાધારણ રોટલી પાંચ સાત સહેજે ચડાવી જઇએ; અને મજાના આછા પાતળા કુલકા હોય, તો બે ચાર વધારે પણ સમાઇ જાય. છતાં આપણે વિચાર્યું, કે મુસાફરીમાં મને તેટલો મિતાહાર સારો, તેથી મેં કહ્યું, "ચાર પાંચ લાઇયે."

તરત એ થાળીમાં પાંચ કુલકા મૂકીને લાવ્યો.

આ નાજૂક ચીજો આંગળી જેટલી જાડી, અને ગ્રામોફોનની બાર ઇન્ચી રેકોર્ડ જેટલા ક્ષેત્રફળની હતી. કુલકા ખરા, પણ પંજાબના !

મારી સાથેના ઉતારુઓએ મારી ભાવનાઓની છબી મારા મો ઉપર જોઇ હશે, તે હસવા લાગ્યા. મેં વિચાર કર્યો, કે એમના મનમાં એ લોક શું સમજતા હશે. એમનેય બતાવી દઉં, ગૂજરાતનું પાણી.

એ જુસ્સામાં મેં હુમલો શરૂ કર્યો. પણ અડધે કુલે પહોંચતાં સાંધા ઢીલા થઇ ગયા...હેંહેંડે ડે.

અને પછી લસ્સી જોવામાં આવી. હાથગાડી ઉપર મૂકેલાં મોટાં માટલાં, તેમાં ધોળું પાણી, અને એમાં તરતાં બરફનાં મોટાં ચોસલાં. લસ્સી બે પ્રકારની હોય છે; એક સહેજ મીઠાશવાળું દુધ–પાણી, અને બીજી જાડી મઠા જેવી છાશ. છાશ પણ બે પ્રકારની મળે છે. પંજાબના લોક ભયંકર ઉનાળામાં આ પીણા ઉપર આમ જીવન ટકાવે છે એમ કહી શકાય. કલકત્તાના રસગુલ્લા, બનારસની કચોડી, દિલ્હીની આલુ ટિકિયાં, મદ્રાસની ઇડલી–દોશે, કાઠિયાવાડના ગાંઠીયા, અને પંજાબની લસ્સી, એને હિંદના વિવિધ પ્રદેશોની વિશિષ્ટતાઓમાંની કેટલીક કહી શકાય.

લાહોરથી આગગાડીએ પૂરપાટ દોટ મૂકી, કરાચી તરફ મુલતાન પસાર કર્યું, અને ચીનાબના, તથા તે પછી સિંધુના પૂર્વતટની સમાન્તરે અમે આગળ વધ્યા. મોહનજો ધડોનાં ખોરડાં દૂરથી જ કોઇએ બતાવ્યાં, તે ઉપરથી મોહનજો ધડો જઇને જોઇ આવ્યાનો સંતોષ અમે માન્યો.

અમારા વાળી ગાડીમાં જ ગાંધીજી અને બીજા કેટલાક રાષ્ટ્રીય અગ્રેસરો પણ મુસાફરી કરતા હતા, એટલે સ્ટેશને સ્ટેશને દર્શનાતુર માનવમેદનીઓનાં ધમસાણ થયા કરતાં હતાં. કરાચી આવતા પહેલાં ડ્રીગ રોડ સ્ટેશને ગાંધીજી ઉતરવાના હતા, ત્યાં કાળાવાવટાધારી જુવાનોની એક ટોળી અપશુકનિયાળ પોકારો ગજાવતી આવી, અને લાકડીઓ ઉગામતી ગાંધીજી ઉપર પ્રહાર કરવાની ચેષ્ટા કરતી ધસી પડી.

ગાડીમાંથી નીચે ઉતરતાં ગાંધીજીને રોકવાનો પ્રયત્ન તેમના

સાથીઓમાંથી કેટલાકોએ કર્યો અને એમને રક્ષણવર્તુલમાં ઘેરી લઇને સ્ટેશન બહાર વાહને પહોંચતા કરવા સ્વયંસેવકો તૈયાર થયા. ગાંધીજીએ કડક મુખમુદ્રા કરીને એમને ઠપકો આપ્યો.

" મુઝે કિસીકા ભી રક્ષણ કી આવશ્યકતા નહિ હૈ. મેરી હિફાજત મૈં કર સકતા હું. યહ મેરે બચ્ચે હૈં; વહ કભી ક્રોધમેં આ કર હાથાપાઇ ભી કર લે, તો ક્યા ઉસસે પિતા પિતા મિટ જાતા, ઔર બાલક બાલક નહીં રહતા ? મેરી ઔર મેરે બચ્ચોં કે બીચ આનેકી ધૃષ્ટતા કોઇ ન કરે. " એમ કહેતા ડોસા તરત નીચે ઉતરી પડયા.

ક્રોધથી લાલ મુખવાળા શ્યામધ્વજધારીઓ એમને ઘેરી વળ્યા. જોનારા સૌના જીવ તાળવે ચોંટી ગયા. પરંતુ ગાંધીજીના મુખ ઉપર મુક્ત હાસ્ય હતું. એની આંખો પણ હસતી હતી; એનું રૂંવેરૂંવું પ્રસન્ન હતું. એમણે આ જુવાન ટોળી સાથે પાંચેક મિનીટ વાર્તાલાપ કર્યો હશે. અને પછી ?

એજ યુવકો એમના અંગરક્ષક બન્યા; તાલીમબદ્ધ કતાર બાંધીને એમણે ગાંધીજીને સલામી આપી, અને મોટરમાં બેસાડીને પોતે જ એમનો જયજયકાર ગજવતા એમને મહાસભાનગર સુધી પહોંચતા કરી દીધા.

× × ×

રંગૂનથી કલકત્તા ૯૦૦ માઇલ, કલકત્તાથી દિલ્લી તેટલું જ; દિલ્લીથી લાહોર ૩૦૦ માઇલ; અને લાહોરથી કરાચી ૭૫૦ માઇલ. કુલ ૨૮૫૦ માઇલ, એક સળંગ મુસાફરીમાં. આ પ્રમાણે અમે એ સફરમાં કાપ્યા હતા.



## ૨૧

# ઘૂમરો અને ધર્મશાળા

આપણી આંગાથી પાન ૬૬ ઉપર થોભી ગયેલો કાલકા મેઈલ, હવે ભલે આગળ વધીને હાવડા તરફ યાહોમ ધસે. આપણે રોકેલી કાળની ગતિ હવે ભલે પુનઃ આગળ ચાલે. હવે એને કોણ રોકનાર છે ?

કલકત્તે પહોંચતાં પહેલાં વચમાં એક સ્ટેશને વળી નવું જ કૌતક થયું હતું. મારાવાળા ડબામાં એક ગૂજરાતી મંડળી હતી, એ વાત આગળ પણ આપણે કરી ગયા છીએ. એ મંડળીમાં એક બાઈ અને તેનું બાળક હતાં. એ બાળકને "છી" કરવાનો સમય થઈ ગયો હતો, પરંતુ કોઈ પણ રીતે એ બંદુ પાથરેલા કાગળ ઉપર કે સંડાસમાં બેસે નહિ. બહુ માથાફોડ અને વિચાર-શક્તિના વ્યયને અંતે બહુમતીથી એમ નક્કી કરવામાં આવ્યું, કે બીજું સ્ટેશન આવે ત્યાં સદર બાળરાજાની બાએ નીચે ઉતરીને એને પ્લેટફોર્મ ઉપર બેસાડવા પ્રયત્ન કરવો.

યથાસમય સ્ટેશન આવ્યું, અને મંડળી સાથેના પુરુષો, અર્થાત્ સ્ત્રીધણના " સ્ત્રીવાળો " પ્લેટફોર્મ ઉપર જરા પગ છૂટો કરવા ઉતર્યા. પેલી બાઈને કોણ જાણે શો વિચાર આવ્યો હશે, તે એ નીચે ઉતરવાને બદલે સંડાસમાં ચાલી ગઈ. ઉતારુઓની ચડઉતરની ધમાનમાં એ તરફ કોઈનું ધ્યાન ન રહ્યું.

સમય થતાં ગાર્ડની સીટી વાગી, અને ગાડી ઉપડી. મંડળીના સરદાર લટારને સમેટીને અંદર આવ્યા, ત્યાં સ્ત્રીવર્ગ કકળી ઉઠ્યો, કે ફલાણાં બેન " જગાને છી " કરાવવા નીચે ઉતર્યાં છે, તે હજી આવ્યાં નથી.

ગાડી એટલી વારમાં પ્લેટફોર્મની બહાર નીકળી ગઇ હતી. પેલા ભાઇએ ઝટ સાંકળ ખેંચી, ને ગાડી ઉભી રહી. બરાબર તે જ પળે પેલો બચુ અને તેની બા પોતાનું કામ પરવારીને સંડાસમાંથી બહાર નીસર્યાં !

ગાર્ડ અડધો ગુસ્સામાં અને અડધો ગભરાટમાં દોડતો આવ્યો. સાંકળ ખેંચનાર ભાઇ મુંઝવણમાં પડયા. એણે પોતાની આસપાસ નજર કરી, તો એક ભીખારી છોકરો વગર ટિકિટે મુસાફરી કરવાની દાનતથી બારણાની ઓથમાં ઉભો હતો. મુંઝાયેલા ભાઇએ સમયસૂચકતા વાપરીને એને ઝાલ્યો, બહાર કાઢ્યો, અને ચોરથી એવો ધક્કો માર્યો કે એ નીચે પડી ગયો.

ગાર્ડે દોડતા આવીને પૂછ્યું, " કોન રસી ખીંચા ? "

" હમ ખીંચા. "

" કાય કુ ? "

" યહ છોકરા ગાડીમેંસે નીચે ઉથલ પડા ઉસ વાસતે. "

એક તો બિચારો ભીખારી, અને મફત મુસાફરી કરવા ડબામાં ઘુસેલો, તેનાથી કશું યે કેમ બોલાય ? ગાર્ડ સાહેબ એટલું બબડતા ચાલ્યા ગયા, કે ઓલ રાઈટ, પણ હવેથી આવા ભીખારીઓ પડી જવા જેવા નજીવા કારણસર સાંકળ ખેંચશો નહિ !

મુસાફરીમાં કાઠિયાવાડી ઘુમટો પણ પોતાનો ભાગ ભજવતો રહ્યો છે, ભજવે છે, અને કાઠિયાવાડી સંસ્કૃતિ જીવંત છે ત્યાં સુધી ભજવતો રહેશે. હિંદુસ્થાની પડદાપોશીના મોટા ગોટાળાની વાત બાજુ મૂકીએ; પરંતુ એ ઘણાખરા મુસાફરોના અનુભવની વાત છે, કે ગુજરાતી સ્ત્રીઓ હજી આ જમાનામાં, અને પરદેશની રખડપટ્ટીઓમાં પણ ઘરડે ઘડપણે લાજુલાડીવેડાના વેશ કાઢવામાં બીલકુલ પાછી પડતી નથી.

અમારી સાથેની કાઠિયાવાડી મંડળીમાં કેટલીક એવી જુનવાણી મહિલાઓ હતી. તેમાંનાં એક બેન કલકત્તે રહી જવાનાં હતાં.

આ ટોળીમાંનાં એક સન્નારીને કાયા સાથે લેણદેણી ઠીક દેખાતી હતી. બે માણસની જગામાં એ એકલાં માંડમાંડ સમાય એવી એમની સ્થિતિ હતી. રાતનો સમય થતાં બીજા ઉતારૂઓએ આઘાપાછા થઈને એમને સુવા માટે બાંકડા ઉપર જગા કરી આપી અને જેમ તેમ કરીને એ આડે પડખે થવામાં સફળતા પ્રાપ્ત કરી શક્યાં પણ ખરાં. પરંતુ ટ્રેઇનનો સહેજ વધારે આંચકો આવતાં, મોટા ધડાકા સમેત પાટીયાં ઉપરથી એ આવ્યાં નીચે.

બિચારાં ઘુમટાળાં, તે ખૂબ શરમાયાં, પણ પાછાં ઉઠીને પૂર્વવત ગોઠવાયાં. પરંતુ વળી પાછું ઇતિહાસનું પુનરાવર્તન થયું. બે ત્રણ વાર એનો એ ક્રમ પુનઃ પુનઃ થવા પામ્યો એટલે તેમની

સાથેની બીજી બાઇઓએ વિચાર કર્યો, કે હવે તો બેઠક સાથે એમને બાંધી લેવાં. પરંતુ તે પછી એમણે સૂવાનો પ્રયાસ જ માંડી વાળ્યો.

પરંતુ આ આડ કથાની સમાપ્તિ અત્રે નથી થતી હાવડા સ્ટેશને એ મંડળીએ બે વાહનો ભાડે કર્યાં, એક ટેકસી અને એક ઘોડાગાડી. કલકત્તામાં રહી જવાની જેમની ઇચ્છા હતી તે યુગલે ગાડીનો ઉપયોગ કરવો, અને રંગુન જનારાએ ટેકસી લઇ જવી, એવું નક્કી કરવામાં આવ્યું.

પરંતુ મનુષ્યની યુક્તિઓ ઘૂમટાની આંટીઘૂંટીને કયારે સફળ રીતે પાર કરી શકે છે ? ઘોડાગાડી ઉપડયા પછી તેમાં બિરાજેલા મહોદયે જોયું, કે તેમની પડખે બેઠાં હતાં તે એમના પોતાનાં અર્ધાન્ગના ન હોતાં. એ બાઇ કયારનાં એ જાણતા હતાં, પરંતુ શરમના માર્યા કેમ બોલાય. અને તેવી જ રીતે ટેકસી લેનારા ભાઇએ એમની સાથે ચડી બેઠેલાં બાનુને કહ્યું, કે તમારે તો ઘોડાગાડીમાં જવાનું હતું, કેમકે તમે એ ભાઇનાં વહુ છો, મારાં નહિ.

પરંતુ એટલી વારમાં ટેકસી ઘોડાગાડીની બહુ આગળ નીકળી ગઈ હતી.

મોડેથી, કલકત્તાવાળા સજ્જન પારકી મત્તાને લઇને ધર્મશાળામાં ગયા, અને ત્યાં ઘુમટાળા "દાગીના"ની પાછી અદલા બદલી કરી લીધી.

આ ઘુમટાના સંબંધમાં આર્યસમાજના પ્રચારકો બહુ ગંમત કરે છે. પર્દાપોશીના રિવાજ સામેના પ્રચાર દરમ્યાન એ લોકો અનેક પ્રકારના તુક્કા ઉરાડે છે. તેમાંનો એક એવો છે, કે રોહતક સ્ટેશને એક ઉત્તર હિંદુસ્તાની પોતાનો સામાન અને સાથે

'લુગાઈ' લઇને આગગાડીમાંથી નીચે ઉતર્યો, અને સામાન ઉપાડવા એણે મજુર કર્યો. પેલી બાઈ ઘૂંટણ સુધી ઘૂમટો તાણી, ટોકડું વાળીને સામાન પાસે બેસી ગઈ હતી. પ્રચારકના કથન પ્રમાણે, મજુરો ભેગા થયા અને સામાન ઉપાડયો, તેમાં પેલી ટૂંટીયું વાળીને બેઠેલી બાઇને પણ પોટલું સમજીને એ લોકો ઊપાડી ગયા !

× × ×

શનીવારના પ્રાતઃકાળે સાડાઆઠ વાગે, ભારતીય અંગ્રેજ સરકારની છંડાયેલી રાણી, અગર કહો બ્રિટિશ હકુમત નીચેના ભારતનું ત્યક્ત પાટનગર કલકત્તા, એમાં અમારો પ્રવેશ થયો હતો

લગભગ દોઢ દાયકા પહેલાં એજ નગરમાં થયેલું મારું પ્રથમ આગમન એ પ્રસંગે મને સહેજે સાંભર્યું. ૧૯૨૫ની સાલના ડિસેંબર મહિનાની ૨૬ મી તારીખે હું પ્રથમવાર હાવડા સ્ટેશને ઉતર્યો હતો. મને કોઇની ઓળખાણ કે ભલામણ નહોતી. તેથી એક "મુઠીયા" (મજુર) ને માથે સામાન ચઢાવીને એને મેં કહ્યું કે ભાટીયા બાબુલોક (– ત્યાં ગુજરાતીને બધા ભાટીયા કહે છે –) ની પટ્ટી (લતા) માં લઇ જા. અમે હાવડા પુલ ઉપરથી હેરિસન રોડ ઉપર નીકળી, કેનિન્ગ સ્ટ્રીટમાં દાખલ થઇને ઇઝરા સ્ટ્રીટમાં પ્રવેશ કર્યો.

અમારો વરઘોડો બે તરફનાં મકાનો તથા વટેમાર્ગુઓનું નિરીક્ષણ કરતો કરતો ધીમે ધીમે આગળ વધતો હતો, તેવામાં કોઇએ ટહુકો કર્યો : "રમેશભાઇ ! "

મેં એ અવાજની દિશા તરફ જોયું, તો પૂનમચંદ નામના ગુજરાતી યુવક બારીમાં દેખાયા.

ઓહો હો. તમે ક્યાંથી ?."

સીધો વડોદરેથી. "

" ક્યાં ઉતારો રાખ્યો છે ? "

" તમે પૂછ્યું, એટલે પેલા ગુરુજીની જેમ, તેરે હી ઘર ધામા ! "

એ ભાઇ હસ્યા; " અરે. જરૂર જરૂર. "

એ સમયે કલકત્તાની પ્રખ્યાત નાતાલની ધમાલ પૂરબહારમાં હતી, અને એકંદર,' ત્યાં થોડા દિવસ રોકાઇને મેં એ નગરને તેની પૂરી સજાવટમાં નીરખ્યું હતું.

એ ફેરે તો હું અજાણ્યો કહેવાઉં. પરંતુ આ વખતે એવું ઓછું જ હતું ?

× × ×

જૂના અનુભવીની અદાથી મેં આગગાડીમાંથી મારો સામાન ઉતરાવ્યો, ડબાની ભીડમાં અડતાલીસ કલાક દબાઈ ચંપાઇને બેસી રહેતાં અકડાઇ ગયેલા પગને છુટા કરવા મજૂરને માથે સામાન મૂકાવીને હું પગપાળો નીકળી પડયો, હૅરિસન રોડવાળી ધર્મશાળા તરફ.

અને ત્યાં મોટી પચાત થઇ પડી. આ ધર્મશાળાનું નામ મજૂરને કહેવા હું તેના તરફ ફર્યો, અને તેજ પળે હાથતાળી આપીને એ નામ મારા સ્મરણમાંથી સટકી ગયું.

" અરે દેખો, હૅરિસન રોડમેં, ક્યા ઉસકા નામ, વો ધરમ-સાલા હૈ ન, વહા જાના હૈ "

" કોનસી ધરમસાલા હજુર ? એક જૈન ધરમસાલા હૈ વહા"

" અરે ના ભાઇ, વહ નહીં, લેકીન દુસરી હૈ ન, વો અરે ક્યા નામ ઉસકા, કોઇ મારવાડી શેઠને બંધવાઇ હૈ. !"

" મે તો નહીં જાનતા, હુઝુર. "

" પત્તો નહીં, તુમ ચલો હમ બતાયેંગે. "

સડકે ચાલતાં ચાલતાં એ નામ યાદ લાવવાની મે ખૂબ મહેનત કરી. પરંતુ યાદદાસ્ત પણ, બીજી ઘણી ખરી વસ્તુએ અને વ્યક્તિની જેમ, આપણી ગરજે ઊંચે ચડે છે.

આપણે કોઈ વાર ખાસ જરૂર પડતાં, વાતચિત કરતાં, કોઈ સ્થળનું નામ કહેવા અસંત આતુર હોઇએ, ત્યાં નજરનોટિસે કે નામ બોલતે બોલતે સ્મરણમાંથી એકાએક અલોપ થઈ જાય છે. એને સંભારવાની જેમ વધારે મહેનત કરો, તેમ એ વધારે શરમાય છે સહેજ અધકચરું યાદ આવે, ને વળી પાછું ઉડી જાય. એમ એ ખીજવનારી સંતાકુકડી રમે છે વાત કરનાર અંતરીક્ષમાં અણદેખાતી આંખે ત્રાટક માંડે, અને તેની તર્જની હવામાં અદ્ધર રહે જાય; યાદ કરવાની એવી મહેનત પડે, કે માથાના વાળ કાળા હોય તે ધોળા થઇ જશે એવુ લાગે જાણે જીવનમરણનો આધાર એ નામ યાદ આવવા ઉપર ટકી રહેલો હોય એવી તીવ્ર આતુરતાથી તમે એ નામ સંભારવા માટે જીવ પટકી નાખો, પરંતુ યાદશક્તિ ચચક ન આપે તે ન જ આપે.

છેવટે જમે તેમ લોચા વાળીને તમે વાતને સમેટી લ્યો; પછી રાતના ઉંઘમાંથી ઝબકીને સહસા એ નામ પોકારતા તમે જાગી ઉઠો. જ્યારે એની કોઇ પણ જાતની જરૂર ન રહે, અને તેના ઉપર તમે એટલી હદ સુધી ખીજાઇ ગયા હો, કે 'હવે તો એ નામ યાદ આવે તો યે એનું મો કાળુ કરવુ છે, અને આ ભવે કે

પરભવે એનો પાસ પણ મને ન જોઇએ' એવી ભીષણ પ્રતિજ્ઞા તમે લીધી હોય, એ વિસ્મરણને કારણે ઘરમાં પણ કંકાસના રોળ થઈ ચૂક્યા હોય, ત્યારે ઝટ લઇને મોટા ઓરડા જેવા અક્ષરે મધરાતે એ તમારી સામે લખાઇને ઉભું રહે, અને તમારા માથા ઉપર યાંત્રિક હથોડાની જેમ ઠોકાયા કરે.

કલકત્તાના સંબંધમાં જ આ પ્રકારનો અનુભવ મને થઈ ચૂક્યો હતો. પહેલી વાર હું ત્યાં ગયો ત્યારે ત્યાંનો હું સાવ અજાણ્યો હતો, એ ઉપર નોંધાઈ ચૂક્યું. છે. એ અજ્ઞાતપણાનું કારણ એવું જ કંઈક હતું.

મારા કલકત્તે જવાના ઈરાદાની ખબર પડતાં એક ભાઇ મને ખાસ મળવા આવ્યા હતા.

"લ્યો ત્યારે તમે તો ઉછળીને ભારત માતાના પાલવની કીનારે પહોંચવાના" એમણે ધડ દઈને કહી નાખ્યું.

મેં અપરાધ કબુલ્યો.

"ત્યારે તમારે એવી ફિકરચિંતા ન રાખવી. હું તમને ખાસ એ જ કહેવા આવ્યો છું. ત્યાં તો આપણે સારું ઓળખાણ છે. તમારે દિલ્હીથી ત્યાં તાર કરવો. એટલે એ ભાઈ તમને લેવા સામા સ્ટેશને આવશે."

"એવી તસ્દી શા માટે ? મને જ નામ ઠામ આપો, એટલે હું એમને શોધી લઈશ. એ ક્યાં રહે છે ?"

"રહે છે...આપણે અરે પેલું શું નામ, જે કહીએ તે.. .. એસ્તો, પેલું, ગૂજરાતી પટ્ટીમા...અરે તારીની, પણ કંઈ વાંધો નહિ. સ્ટેશનેથી ગમે તેને કહેશો, એટલે તરત ભાટીયા બાબુનો લત્તો બતાવશે."

" અરે કશી ચિંતા નહિ રે; એ તો હું શોધી લઇશ."

એમને કપાળે પરસેવો ફૂટી નીકળ્યો હતો. ફિક્કું હસીને એ બોલ્યા, " હાસ્તો, જુઓને, જ્યારે જોઇએ ત્યારે સાણું યાદ ન આવે. "

" પણ એ ભાઇનું નામ શું ? "

" હા, એમનું નામ, હાસ્તો, એમનું નામ...એમનું ના...મ" લમણે આંગળી દઇ ડોકું નીચું ઘાલી, કપાળે ભ્રૂવલ્લીઓનું આખું જંગલ ચઢાવીને વળી એમણે મેજું કર્યું. " એમનું નામ, એસ્તો આપણે. .આ અહિં–" ગળા ઉપર ઝનુનથી આંગળાં ભોકતાં– " અહિં છે, ને હોઠે નથી આવતું. અરે પેલું...બહુ જાણીતું નામ છે રે. " ર " ઉપર છે. કે પછી કદાચ " ચ " ઉપરે ય હોય. ત્યાં બહુ પ્રખ્યાત છે. રસ્તે નાનાં છોકરાંને પૂછીએ તો પણ બતાવે. "

" કલકત્તામાં ગૂજરાતી લતામાં જઇ, થોડાં નાનાં છોકરાં શોધી કાઢીને એમને જરૂર પૂછી લઇશ. પરંતુ સવાલ એટલો જ છે, કે પૂછવું શું. "

" અરે હાસ્તો, એ ભાઇનું નામ...આપણે પેલું...નામ સરસ છે, નવી ઢબનુ "

" રસેન્દ્ર ? નાગેન્દ્ર ? "

" ના ભાઇ ના "

" ત્યારે મન્મથ, ક્ષિતિજમોહન, ચક્રવર્તી, અક્ષયકુમાર..."

" તમે ય શું યાર. મને હમણાં યાદ આવશે, એમનું નામ ....."

મને એમની દયા આવી.

" અરે, હજી ગઈ કાલે રાતે જ ઘરમાં વાત નીકળી, ને કહ્યું કે ફલાણા ભાઇને કહેજો કે કલકત્તામાં કોઇ વાતે મુંઝાવાની જરૂર નથી, આપણા–ફલાણા ભાઇ ત્યાં જ છે ને. મને શું ખબર કે ખાસ સંભારીને રાખેલું નામ આમ ભૂલી જવાશે ? "

" એ તો ભૂલી જવાય. એમાં શું. "

" પણ શેનું ભૂલી જવાય. અમારા સગાંમાંથી જ છે. મારા સાઢુભાઇ થાય. "

" તો પછી કયાંથી યાદ આવે ? "

" ના ના, મશ્કરીની વાત નથી. તમે તમારે કલકત્તામાં કોઇને ય પૂછજો ને, કે..."

" શું ? કે અમારા વડોદરાવાળા મનહરભાઇના સાઢુભાઈ કયાં રહે છે, એમ ? "

છેવટે કલકત્તામાં, જેનું નામ યાદ નથી આવતું એ સડક ઉપર, જેમનું નામ હૈયે છે પણ હોઠે નથી પહોંચતું એ ભાઇને મારે દિલ્હીથી તાર કરીને ખબર આપવી, અને કલકત્તે જઇને નાનાં છોકરાંનો પત્તો મેળવી, ને એમને શોધી કાઢવા, એવો ક્રમ કરવો ઠર્યો.

આ બે નામ યાદ કરવાની ત્રાસદાયક મહેનતની એ પાંચ મિનીટ દરમ્યાન એ ભાઇની વય મારી નજર સામે દસ વરસ જેટલી વધી ગઇ; અને મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું, કે મારા વડોદરેથી રવાના થઇ ગયા પછી વિના કારણે અને સાવ મરજી વિરુદ્ધ એ નામો યાદ કરવાની ભેજાની ગડમથલે એમનો આખો દિવસ ધૂળ કરી નાખ્યો હશે.

અને નહિ તોયે ભૂલી જવાના કિસ્સાઓનો ક્યાં તોટો છે ? દા. ત., મારા સાંભળવામાં એક એવો કિસ્સો આવ્યો હતો કે એક શાહુકાર બહુ ભૂલકણા હતા. તેથી તેમણે એવો માણસ રાખવાનો નિશ્ચય કર્યો, કે જે કોઈ માણસ અગર વસ્તુનું નામ ભૂલે નહિ

એક હુશીયાર છોકરાને નોકરીએ રાખીને એમણે એની સ્મરણશક્તિ ખીલે તે માટે પુષ્કળ તાલીમ આપીને અનેક માત્રાઓ ખવડાવી. પછી જ્યારે એમની ખાતરી થઈ કે હવે તો આ માણસ કોઈ પણ વસ્તુ ભૂલે તેમ નથી, ત્યારે જ એક દિવસ એને ઘોડાની લગામ હાથમાં આપીને કહ્યું, કે આને પાઈ આવ

સ્મરણવિશારદ જુવાન લગામ પકડીને તળાવે ગયો ત્યાં અચાનક જોશથી ભડકીને ઘોડો માથેથી લગામ છટકાવીને નાઠો ભાઈશ્રીના હાથમાં એકલી લગામ રહી ગઈ

એણે આસપાસ જોયું, તો એક ભરવાડને દીઠો. એને પાસે બોલાવીને, પોતાના શેઠને સંદેશો પહોંચાડવા યાદદાસ્તના એ ઉસ્તાદ નીચે પ્રમાણે ખુલાસાવાર બોલ્યા

"અમે એ, જીસકે ઘરમેં મેં નોકરી કરતા હું, ઉમેં કહના, કી જો તુમ હાથમેં દીયા વો રહ ગયા, ઔર લેડા કરનેવાલા નાસ ગયા"

સ્મૃતિભ્રમનો, જોઈએ ત્યારે યાદ ન આવવાની કુદરતની મરજનજૂની અવગયડાઈ શિવાય બીજા કોઈ નિયમ કે ધોરણને અનુસરતા નથી મનુષ્યને દુઃખી કરવા શિવાય એમનો બીજો ધ્યેય હોતો નથી





બર્માને છેલ્લા રામરામ—રંગૂનથી કલકત્તા જતા "આસ્રા" ઉપરથી (૧૯૩૯ની નવેંબરની ૨૬ મી; સ્ટીમર નદી છોડી સમુદ્રમાં પ્રવેશે છે તે સમયે).



બનારસ : શ્રી કાશી વિશ્વેશ્વરના ખંડિત પ્રાચીન મંદિરનો પોઠિયો. એના કદ ઉપરથી અસલ મંદિરના કદનો ખ્યાલ આવે છે

ગયા મહાયુદ્ધમાં જે ખાખ થયાં છે તે જમીના રાજ્યાસનો.



" મયુરાસન "



" હંસાસન "

## ૧૨

### કુળ કાટા? કલ કાટા

આગળ હું અને પાછળ મજુર, એમ અમે કલકત્તામાં ઉભી વાટ ચાલ્યા જતા હતા. છેવટે મેં વિચાર કર્યો કે કોઇને પૂછી જોઉં. ડાબી તરફ એક બારણામાં એક દરવાન ઉભો હતો. એને મેં પૂછયું : " અરે ભાઇ, યહાં, કયા ઉસકા નામ...વો ધરમસાલા હૈ ન, વો કહાં હય ? "

" કોનસી ધરમસાલા ? "

" એક મારવાડી સેઠને બંધવાઇ હૈરે...કયા ઉસકા નામ, હાં, ચમડીયા સેઠ કી ધરમસાલા હૈ ? "

" હમકો માલુમ નાહી. થોડા આગે જાને પર એક દો જૈન ધરમસાલા હૈ, અગર આપ ઉસકો ઢૂંઢતે હો તો. "

" અરે નહીં રે, ચમડિયા નામ કે સેઠને બંધવાઇ..."

" હમ નાહીં જાનતા, આગે પૂછો " અણુ કટાણાન ટૂંકે પતાવ્યું.

ત્યાં મજુર એકાએક વચમાં પુરાયો, " લેકીન બાબુસાબ, યહ બી તો ધરમસાલા હૈ. યહ નહીં ચલેગી ? "

મેં ભીંત તરફ જોયું. નાનું શું પિત્તળનું પાટીયું ત્યાં ચોંટાડેલું હતું : " અગ્રવાલ-ધર્મશાળા. "

" અરે મુડીયા કહીંકા, દેખતા હૈ તો કભીમે બોલતા કયું નહીં ? યહી ધરમસાલા તો હમ ઢૂંઢતે હૈં. "

કલકત્તાનું ઓળખાણ કરાવવા પણું હોય ખરું ? તોયે એની એક બે વિશિષ્ટતાઓ અહીં નોંધી લઉં.

કલકત્તામાં ગુજરાતીઓના કામકાજ અને વસવાટનો લતો એટલે મુખ્યત્વે ખંગ્રા સ્ટ્રીટ, પોલોક સ્ટ્રીટ, ફેનિંગ સ્ટ્રીટ, અમરતલા, અને તેની આસપાસની અનેક ગલીઓ તથા બજારોનું જૂથ; તે ઉપરાંત છૂટાછવાયા ગુજરાતીઓ તો આખા શહેરમાં વેરાતા પડયા છે. રંગૂનમાં ગુજરાતીઓને જેમ " બોમ્બેવાલા " કહે છે, તેમ કલકત્તામાં એમનું ખાસ નામ " ભાટીયા બાબુ " છે. કચ્છીથી માંડીને સુરતી સુધીના બધા ગુજરાતી હિંદુઓ બંગાળીને મન ભાટીયા જ છે. કચ્છી ભાટીયાઓએ એવી માયા ફેલાવી છે !

કલકત્તાની ખાસ " ખુબી ", તે વિક્ટોરીયા મેમોરીયલને નામે ઓળખાતું ભારતનું શરમગૃહ, તથા સામ્રાજ્યવાદ જૂઠ અને બેઇમાનીની કેટલી હદ સુધી પહોંચી શકે છે તેની સાહેદી આપતું " બ્લૅક હોલ "ના ધતીંગનું સ્મારક. ( તા. ક. એ તો હવે છેવટે નીકળી ગયું છે. )

બાકી કલકત્તામાં ભેંસાગાડીથી બધું જ હેઠ. વીસ વીસ ફીટ લાંબી જાડી વળીઓના છ ફીટ પહોળા ત્રાંપા બે પૈડાં ઉપર ગોઠવેલા, અને તેને જોડેલા બે પાડા, જેની પીઠ ઉપર સાટકાના સપાટા નિરંતર પડયા જ કરે છે, અને જેના સાડીનવ્વાણું ટકા મુસલમાન હાંકેડુઓ ઠંડે કલેજે ગમે તેવા વેગીલા વાહન વહેવારની વચમાં એમના ગોકળગાયની પૂરપાટ ઝડપે ધમધમાટ ધસતા પાડાને ઝુકાવવાની ટેવવાળા છે – કલકત્તાની એ સર્વવ્યાપક ભેંસાગાડી.

મોટી સડકો ઉપર, અનેક ગુણો અગર ગાંસડીઓના બોજાથી ચ્ચડ કચડ થતાં, જીવતા જીવત દોજખ ભોગવતા હાંફતા પાડાથી માંડ ખેંચાતાં આ જમીનજહાજ અપ – ટુ – ડેટ આલીશાન લીમુસીન મોટરો, રિક્શા, બસ, ટ્રામ અને બેસુમાર પગ યાત્રીઓની ભીડમાં, જાણે સમય તેમને માટે સદૈવ વાટ જોતો બેરી જ રહેતો હોય તેવી બે ફિકર અદાથી, આ બધી ઉતાવળીયા ધમાલથી અલિપ્ત જળકમળવત, પોતાની જ કલાકના અડધા માઈલની જોખમ ભરી ઝડપે ચાલવાની અન્ય સર્વ વાહનોને ફરજ પાડતાં હજારોની સંખ્યામાં ચાલ્યાં જાય છે.

અને ગલીઓમાં, વખારો તથા દુકાનો આગળની એમની સગ્ગજન જૂની લાગતી છતાં નિત્ય નવિન ભીડલીલા...એનું વર્ણન શક્ય નથી. પાડા પોતાની પગની મંદ ગતિનું સાટું વાળતા હોય તેમ પૂંછડા વીંઝવાની ઝડપ વીજળીવેગી રાખે છે. એની છાણભરી ઝપટ કે પૈડાંની ધરીની મળી તમારા વસ્ત્રોના સંસર્ગ માટે નિરંતર આતુર રહેતી. મળીના સમાગમની છાપ લીધા વિના કલકત્તાની "જહોએ" વાળી ગલીઓમાંથી કોઈ પણ નવો વટેમાર્ગુ સહીસલામત પસાર થઈ શકે, તો એવો શખ્સ નવાઈની વસ્તુ તરીકે સંગ્રહસ્થાનમાં સ્થાન પામવાને યોગ્ય લેખવો ઘટે.

પહોંચી ગયો. ત્યાં મકાનના દરવાને મને ખબર આપી કે એ શેઠ સ્થાનફેર કરીને સામી "કોઠી" માં ગયા છે. ત્યાં જઈને મેં પૂછ્યું તો ત્યાંના પહેરેગીરે સમાચાર આપ્યા, કે એ બાબુ પાંચમે મજલે બિરાજે છે. આ ઊર્ધ્વયાત્રા નિરાયાસે કરવાના હેતુથી હું લિફ્ટ પાસે ગયો, તો લિફ્ટવાળાએ નવા જૂની સંભળાવી, કે લિફ્ટ બગડી ગઈ છે.

પગ ઠોકતો પાંચ–છ દસ દાદરા ચઢીને હું ઉપર પહોંચ્યો. વજુભાઈ મળ્યા. મને હાંફતો જોઈને એમણે કારણ જાણવા માગ્યું, કારણ કે કારણ વિના કાર્ય સંભવતું નથી.

મેં ઉત્તર આપ્યો : "કારણ એ, કે આ મકાનની લિફ્ટ બગડી ગઈ છે"

"કોણે કહ્યું ?"

"તમારાં નાટકોની જેમ આકાશવાણીથી એ હકીકત નહોતી જાણી પામર લિફ્ટવાળાના કહેવાથી મને ખબર પડી શકી."

"એક લિફ્ટ બગડી ગઇ છે એ વાત સાવ સાચી. પણ તેની પડખે બીજી છે તે તો ધમધોકાર ચાલુ છે."

આ દિલાસાએ મને ઘટતી શાન્તિ આપી જ હશે ને !

બે–પાંચ મિનીટ ગપ્પાં માર્યાં, ત્યાં એમને એમના "સાહેબ" પાસે જવાનું થયું. એ ગયા, એટલે મેં તેમની પાસેની બેઠકવાળા ભાઈને પૂછી જોયું, કે બપોરે જમવા વજુભાઈ કેટલા વાગે જાય છે.

"જમવા ! ઓ હો, એ તો જૂની વાત થઈ ગઈ. હવે તો

સવારે દસ વાગે જમીને આવવાનું, તે ભલા વાગજો સાંજના પાંચ. ઑફીશિયલ ટાઇમ. "

" ત્યારે તો જમીને જ આવ્યા હશે. " મેં ઓસરતા ઉત્સાહથી કહ્યું.

" ના રે ના. એમને બપોરે જમવાની જૂની ટેવ, એટલે બારેક વાગે એમનું ભાણું ઘેરથી અહિંજ આવે છે.

મારી આશાનો પારો પાછો ચડયો. મારા મનથી, કે ફિકર નહિ, ભાણામાં ભાગ પડાવીશુ. મિત્રનો અધિકાર છે ને. ત્યાં તો પેલા બંધુએ માહિતીદાન ચાલુ રાખ્યું.

" પણ આજે શનીવાર છે, એટલે ભાણું નથી આવવાનું. સાંજે ઘેર જઇને જ જમશે. "

સંસારના ચક્રનેમિક્રમ જેવો ક્રમ મારી ભોજન – અપેક્ષાનો થયો, અને ખાલી પેટમાં અન્નને બદલે નાસીપાસીનું તેલ રેડાયું. ચાલ જીવડા, પડયું પાનું સુધારી લે. પાંચ વાગે તો પાંચ વાગે. એ પણ ગનીમત પરંતુ કોણ જાણે ભાઇ, પાંચ વાગે ભોજન પામવાની પણ ખાતરી કરી લેવી સારી જો !

" પાંચ વાગે તો અહિંથી રવાના થઇ જશે ને ? " મેં પૂછ્યું.

" પાંચનો ટાઈમ તો એકંદર ઓફીસનો. પણ વજુભાઈ સાત–સાડાસાત પહેલા છૂટા થઈ શકતા જ નથી કોઈ વાર આઠ ને નવ પણ થઈ જાય. આજકાલ લડાઈના મામલાને લીધે એર મેઇલનું એવું બધું અનિશ્ચિત રહે છે કે..."

" પણ આજે, શનીવારે..."

એક જમાનામાં કલકત્તામાં ભેંસાગાડીવાળાઓનું રાજ્ય અબાધિત નિષ્કંટક પ્રવર્તતું હતું. એમની દાદાગીરી આગળ પોલીસ પણ લાચાર હતી, પરંતુ ત્રીજા દાયકાના અંતમાં પોલીસે પોતાની સઘળી હિંમત એકત્ર કરીને એ ભેંસાગાડીની નાગચૂડમાંથી છૂટવાના પ્રયત્નરૂપે, તેની દિવસચાલ તથા અમુક સડકો ઉપરની અવરજવર પરત્વે અંકુશ જાહેર કર્યો. ભેંસાગાડીવાળાઓએ વ્યાપક હડતાલ પાડી, ને સડકોમાં આડાં ગાડાં નાખીને શહેરનો વહેવાર અટકાવી દીધો. તે પ્રસંગે પોલીસે એવો નિર્દય ઝપાટો ચલાવ્યો, કે (અંગ્રેજી શૈલીમાં ગુજરાતી લખીએ તો, ભેંસાગાડીવાળાઓની દાદાગીરીનો "બરડો તૂટી ગયો." તે પછી પોલીસના પગમાં જોર આવ્યું, ને એણે વિના રોકટોક કરવા હતા તે નિયમો કર્યા, ગલીઓમાં "એકમાર્ગી" વહેવાર ગોઠવ્યો, ને એકંદરે શહેરને એમની અળખામણી મગરૂરીથી કંઈક અંશે મુક્ત કર્યું.

છતાં હજુયે ભેંસાગાડીનું સામ્રાજ્ય "લિમિટેડ મૉનર્કી"ના રૂપમાં પણ ખુશહાલ પ્રવર્તે છે, અને તેમની ઓથ વિના દેશી વેપારીથી વેપાર થઈ જ ન શકે એવું "હેલ્પલેસનેસ કૉમ્પ્લેક્સ"–અસહાયતા વ્યાપ્ત માનસ–પૂર્વવત દેખાય છે.

અને તેથી બીજે નંબરે આવે કલકત્તાની ગાયો અને સાંઢ; એ હૃષ્ટપુષ્ટ જનાવરો કલકત્તાની ગલીઓ તેમજ મોટી સડકો ઉપર પણ તેમના પિતાશ્રીઓનું રાજ ચાલતું હોય તેમ યથેચ્છ વિચરે છે. સ્થળે સ્થળે ગોયુગલો, અગર પોતાના પૂરા જનાનાસહિત વિચરતા ગો–નવાબો, અને ઘણીવાર એકલા અટુલા વાંઢાવેવલા સાંઢ મહાશયો દૃષ્ટિગોચર થાય છે. તમારી અડફેટમાં એ આવે, કે એની અડફટમાં તમે આવો, તો ખસનારા

બંદા એ નહિ; તમારે ગરજ હોય તો તમારો માર્ગ કરી લ્યો. અને ગાય હોય, તો એટલું સુખ, કે ધીમે રહીને પ્રચંડ ડોકાથી તમને આઘા ખસેડીને ડોલતી ચાલી જાય; પણ સાંઢનો ભરોસો રખે કોઇ કરતા !

સડકોની બાજુ ઉપર અને ખાસ કરીને આલુ પુરી કચોરી. તથા ચા દૂધની હિંદુસ્થાનીઓની દુકાનો આગળ ફૂટેલાં ચા-દૂધનાં માટીનાં પાત્રો, પડીયા, પત્રાળાં ઇ. ના ગંદવાડાના મ્યુનીસીપાલીટીની કચરાપેટીઓ પાસે તેમજ અન્યત્ર થતા ઢગલાઓમાં નાસ્તાપાણી શોધતા આખલાની માયા અજબ છે ! કદાચ સાંઢ માટે વિખ્યાત કાશીની પણ કલકત્તા હરિફાઇ કરી જાય, તો આશ્ચર્ય નહિ.

એનું નામ તે કલકત્તા. બાકી બધું સમજ્યા.

ધર્મશાળામા સામાન મૂકી, નહાઇ, પરવારીને હું મારા મિત્ર વજુભાઇની શોધમાં નીકળ્યો. કલકત્તામાં બીનધંધાદારી કલાશોખીન નટોની મંડળી ઉભી કરી, ગૂજરાતી નાટકો ભજવીને અનેક લોકોપયોગી સંસ્થાઓને વરસો થયાં દ્રવ્યદાન આપનાર એ બંધુને શોધી કાઢવાનું કાર્ય વિકટ તો નહોતું જ. પેલા વડોદરાવાળા મિત્રે પોતાના જે મિત્રની ભાળ આપી હતી, તેમની ખોજ કરતાં તો નિદાન વજુભાઇની ખોજ વધારે સહેલી હોય, એ સાબીત કરવા માટે અદાલતી પુરાવાની આવશ્યક્તા ભાગ્યે જ રહે. હું જાણતો હતો કે એ ભાઇ ઓફીસમાંથી બપોરના બાર વાગે ઉદરપૂર્તિ અર્થે ઘેર જાય છે. મેં વિચાર કર્યો, કે એ સમય સાધીશું તો સાથે સાથે આપણો ઘાટ બેસી જવાનો.

કલાઇવ સ્ટ્રીટમાં એમની ઓફીસ મેં જોઇ હતી ત્યાં હું

" શની ને બની, એમને સરખું જ; " એમણે મારી ક્ષુધાનું ઉજળું ભવિષ્ય ભાખ્યું.

રાતના છેવટે ઘરના રાધેલાં અન્નને પ્રાપ્ત કરીને મેં વજુભાઈને વાત કરી, કે મુસાફરીને લીધે પેટમા બરાબર નથી રહેતું. મનુષ્ય વણમાગી પણ સલાહ આપનારૂં પ્રાણી છે, અને મે તો એ હાથે કરીને માગી લીધી હતી. એમણે વિના વિલબે અને વિના સંકોચે કહ્યું, કે સ્ટીમરમાં ચઢતા પહેલાં હરડે ફાકીને ફરાગાત થઈ જવુ સારૂ.

મે પૂછ્યું, " કઈ જાતની હરડે લઈશુ ? "

" કઈ જાતની કેમ ? એમા વળી જાત શું ને ભાત શું. "

" વાહ, એમ તે હોય ? હરડે અનેક પ્રકારની હોય છે "

" એ કેવી રીતે ? "

" લ્યો ત્યારે સાભળો. "



# ૧૩

## હરડે

એક હતા મિયાં સાહેબ. એક દિવસ એમના મિત્ર એમની મુલાકાતે આવ્યા. મેમાનની ખાતરબરદાસ્ત તો કરવી જ જોઇએ. એટલે ઘરમાલિકે એમને વિવેક કર્યો, " કયોંજી, કુછ ચાઈ – વાઈ પીયેંગે ? "

" અ જી ચાઈ કયા પીવે ? પેટમેં થોડી બદહઝમી માલુમ પડતી હૈ. ચાઈ પીનેકા દિલ હી નહીં હોતા. "

" બદહઝમી ? ઉસમેં કયા બડી બાત જનાબ ! થોડીસી હરડે ફાક લી, કે બસ...આ...ને દુસરે દિન પેટ સાફ, ઔર તબિયત ફસકિલાસ. "

" હાં યહ ભી ઠીક હૈ. હરડે બડી ફાયદેમંદ ચીઝ હૈ. મેરી પાસ ઐસી અચ્છી હરડે થી, કી ઝરા સી ફાકી લી, ઔર દુસરે દિન માનો, બિલકુલ આરામ. "

" અજી વાહ, ઉસમેં ક્યા કહના હરડે તબીયતકી હિફાઝત કરનેવાલી આલા ચીઝ હૈ મેરે વાલીદ સહાબ એક દફા મુઝે ફરમા રહે થે, કિ આપ કે પાસ ભી એક ઐસી હરડેથી . લેકીન જાને દીજીયે યહ બાત "

" અજી ઐસા કભી હો સકતા ? મેરી કસમ આપ ઝુરૂર સુનાઇએ કહીએ વો હરડે કૈસી થી "

" કોઇ ખાસ કહેને કે લાયક બાત નહીં હૈ જી. લેકિન આપકી ખ્વાહીશ હૈ તો સુન લિજીયે કોઇ શખ્સ -હમારે ઘરમે ચલા આતા, ઔર પેટ કે બારે મે શિકાયત કરતા, તો હમારે વાલિદ સહાબ એક છોટી સી સદૂક લાતે, ઉસકો આહિસ્તા ખોલતે, ઔર મરીજસે કહતે, કિ ઇસમે હાથ ડાલો, ઔર જો ચીઝ પાઓ, ઉસકો દો મીનટ હાથમે પકડ રખો લેકિન હાં, દો મીનટસે ઝયાદા નહીં હોના , નહીં તો પીછે કસુર હમારી નહીં રહેગી. "

। " ઇસ કદર ? "

" લિહાજ ફરમાઇયે દો મીનટ હરડે હાથમે પકડ રખી, કિ ઉસ સીધા રાસ્તા પકડના હોતા પૈખાનેકા કોઇ કમબખ્ત અગર ઝયાદા દેર તક પકડ રખતા, તો ફિર ક્યા કહું ? ઉસકો જુલાબ બંધ કરનેકા ઇલાજ કરના પડતા "

" ખૂબ, ખૂબ સુફીદ ચીઝ કી સુનાઇ આપને તો, દોસ્ત, ક્યા ઉસકી તારીફ કી જાય ! ઐસે તો હમારે દાદા ભી એક આમુલી સી ચીઝ રખતે થે સુની સુનાઇ બાત હૈ કસુર કાનોકી " કાનપટ્ટીને બે હાથ અડાડીને—"લેકિન બિલકુલ માની હુઇ બાત હૈ"

" ઉસમે ક્યા શક. અજી સુનાઇયે તો સહી, ઉસકી ક્યા તાસીર થી ? "

" અરે મિયાં સહાબ, ઉસમેં કોઇ ખાસ તાજુબીકી બાત નહીં. લેકિન જાને દિજીયે. મુમકીન હૈ, સુનને પર ભી આપકો ઇતબાર નહીં હોગા. "

" તોબાહ તોબાહ, ઐસા કભી હો સકતા ? કસમ ખુદાકી, આપકો કહના હી પડેગા. ઔર ઇતબારકા તો મૈ અવ્વલસે ઇકરાર કરતા હું, ફરમાઇયે. "

" ખૈર, સુનીયે. હમારે દાદાકે બગીચેમેં એક દરખ્ત થા. ઉસ દરખ્તકો એક હી ફલ લગા હુવા થા, માનો કદ્દૂ જૈસા બડા. "

" કદ્દૂ જૈસા ? ઝુરૂર કોઇ ગઝબકી ચીઝ હોગી. "

" અજી ઐસી હી, મામુલી. કોઇ બીમાર આદમી આ પહુંચતા, તો હમારે દાદા ઉન્હે કહ દેતે, કિ ભઇ, બગીચે મેં જાઓ, ઉમકે બીચ જો પેડ ખડા હૈ ઉસકો લગા હુવા ફલ કી ઔર દેખો. આધ મિનિટસે ઝયાદા મત દેખના. નહીં તો, જીમ્મેવારી હમારી નહીં. ઔર દેખને કે બાદ, યહાં આનેકી ઝરૂરત નહીં, સીધા અપને ઘરકો ચલે જાના. દેર મત લગાઇએ. નહીં, તો, કપડે કી અગર ખરાબી હો, તો મુઝે કુછ મત કહના. "

" ઐસી હરડે ? "

" જનાબ કી ખિદમતમેં, વહ તો થી હરડે, જીસકો દેખતે હી બસ......મામલા તમામ શુદ. "

" શાબાશ, ખૂબ કહી! "

" ઇનાયત આપકી "

" હમારે પરદાદા થે. વહ બડે ઇલમી માને જાતે થે. "

" માને જાતે થે ક્યોં ? વાકઈ ઇલ્મી હોંગે. આપકે પરદાદે ઇલ્મ કે બારેમેં શુબહ કયા. હમને ભી આપકી તારીફ સુની થી. કહીયે, આપકે ઇલ્મકી કોઈ ખાસ ખૂબી......"

" ઇલ્મ તો...લેકીન છોડીયે બાત. આપકો યકીન નહીં હોગા."

" અજી મિયાં સહાબ, ઐસા કભી હો સકતા ? આપકે હરએક લબ્ઝમેં મેરા યકીન પૂરા માન લિજીયે. આપકે પરદાદાકી તારીફ બગૈર સુને મૈં યહાંસે નહીં જાઉંગા. "

" ખૈર, તો સુનિયે. " પછી જનાબે માંડીને વાત કહી. આ રહ્યો તેનો સાર.

અમારા પરદાદા એક નવ્વાબ સાહેબના ઉમરાવ હતા. એક દિવસ દિલ્હીના બાદશાહ સલામતે રૂક્કો મોકલ્યો; તેમાં ફરમાવ્યું હતું, કે બાદશાહ સલામતને એક લાખ અશરફીની દરકાર છે, તો એ રકમ તરત કાસદ સાથે મોકલી આપજો. નવ્વાબ સાહેબે એવી મોટી રકમ આપવાની પોતાની અશક્તિ બદલ લાચારી જાહેર કરી. બસ, થોડા દિવસમાં શાહી ફોજે આવીને બાગોળ સામે નાખ્યો પડાવ. નવ્વાબ સાહેબ તંગ આવી ગયા. દરબાર ભરીને એમણે બધાની સલાહ માંગી.

આવી મોટી શાહી ફોજ આગળ નવ્વાબની નખ જેવડી સવારીયા પલટણનું ગજું શું ! બધાએ હાથ જોડીને કહી દીધું કે ચૂપચાપ હુકમને તાબે થઈ જવું, ને રાજ્ય ઘરાણે મૂકીને પણ રકમ ભરી દેવી, એ ડહાપણનો રસ્તો છે. સર સલામત, તો પગડી બહોતેરી.

પછી નવ્વાબે અમારા પરદાદાને પૂછ્યું, " આપકી ક્યા રાય હૈ ખાં સાહેબ ? આપ ક્યોં ચૂપ બૈઠે હૈં ? "

અમારા પરદાદાએ ઉત્તર આપ્યાઃ " ગુસ્તાખી માઆફ, લેકીન હુઝુર, મેરી રાય યહ હૈ કિ થોડે દિનોંકી આપ મેહલત માંગ લીજીયેગા. "

" ઉસસે ક્યા ફાયદા ? "

" મુઝે ઉમ્મીદ હૈ કિ હમ ચંદ દિનોંમેં સારી શાહી ફોજકો પરાસ્ત કર સકેંગે. "

" હેં " કહેતાક ને આખો દરબાર ચોંકી ઉઠયો. આ કેવી વાહીયાત વાત ! દરિયા સાથે દુશ્મની ? એમને લાગ્યું કે ખાં સાહેબનું કાતરીયું ગેપ થઇ ગયું છે.

નવ્વાબે જરા ખીજાઇને પૂછ્યું, " આપ જાનતે હૈં, આપ ક્યા કહ રહે હૈ ? "

" મૈ ખૂબ જાનતા હું, જહાંપનાહ. "

" લેકીન શાહી ફોજસે મુકાબલા કરેગા કૌન ? "

" હુઝુર કા હુકમ હો, તો બંદા તૈયાર હૈ. "

" આપ ? ઔર અકેલે ? "

અમારા પરદાદાએ તસલીમ કરી. એમણે નવ્વાબને અરજ કરી, કે મને ફક્ત ત્રણ દિવસનો સમય આપો, ને પછી મઝા જોઇ લ્યો. આમે ય શરણે જવાનું જ હોય, તો ત્રણ દિવસમાં શું ખાટું મોળું થઇ જવાનું હતું ?

રકઝક કરતાં છેવટે નવ્વાબે શાહી હુકમના અમલ માટે ત્રણ દિવસની મહેતલ માંગવાની હા પાડી.

અમારા પરદાદા સીધા પોતાને ઘેર ગયા. ઘેર જઇને એમણે પેટીમાંથી પોતાની હરડે કાઢી. એને બે છોયી કાપી. અંદરથી

ખોતરી ખોતરીને એને પોલી કરી નાખી, પછી એની બે તરફ એમણે ડબગર પાસે ચઢાવરાવ્યા ચામડાં.

અમારા પરદાદાએ ગળામાં ઢોલ ભેરવ્યો, ખીસામાં પુષ્કળ રૂ ભર્યું, તે પછી પોતે ચાલ્યા શાહી ફોજ તરફ એકલા. છાવણીને નાકે સંત્રીએ એમને રોક્યા, ને કામ પૂછ્યું. અમારા પરદાદાએ રૂઆબથી જવાબ દીધો, કે અમારે ખુદ સીપેહસાલાર સાહેબ સાથે વાત કરવાની છે, ને અમારા નવ્વાબ સાહેબે મને તે માટે મોકલ્યો છે.

સંત્રી એમને સીપેહસાલાર પાસે લઇ ગયો, એમણે પૂછ્યું " કહીયે, નવ્વાબ સહાબકી કયા ખ્વાહીશ હૈ ? "

" હમારે નવ્વાબ સહાબ ચાહતે હૈ કિ જગે મૈદાનમેં પરાસ્ત હોને કે પેશતર હી આપ યહાંસે તશરીફ ઉઠા લે જાય. "

" હૈ.. ઐસી ગુસ્તાખી ! "

સીપેહસાલાર છેડાઇ પડયા સાથે સાથે, હાથી સાથે હોડ બકતા આ મગતરાની મૂરખાઇ ઉપર એમને હસવું પણ આવ્યું. એમણે મજાકમાં સવાલ કર્યો, " અગર હમ ન જાયેં ? "

" તો ઉસકા નતીજા બૂરા હોગા. "

" ઐસા ? અરે કોઇ હૈ ? પકડો ઇસ પાગલકો. "

અમારા પરદાદાને પરહેજ કરવા સીપાઇઓ પાસે આવવાની તજવીજમાં પડયા, ત્યાં એમણે કાનમાં રૂનાં પુમડાં ખૂબ ઠાંસી ઠાંસીને ભર્યાં. ને પછી જનાબે ઢીમક ઢીમક ઢમ, ઢીમક ઢીમક ઢમ, ઢોલ ઠોકવો શરૂ કર્યો.

ઢોલનો અવાજ કાને પડતાની સાથે જ સીપાઇઓ તેમજ

તેમના સરદાર થંભી ગયા. બીજી ક્ષણે, બધા બે હાથે પેટ દબાવતા જાય નાઠા.

પછી અમારા પરદાદા ખાલી થયેલો તંબુ છોડીને નીકળ્યા બહાર અને પડયા મેદાને. જનાબ છાવણીમાં ફરતા જાય, ને ઢોલ બજાવતા જાય. ચારે તરફ ધમાલ થઇ પડી. માણસો, ઘોડા, હાથી, ઉંટ—અરે આસપાસનાં ઝાડ ઉપર બેઠેલાં અને ઉડતાં પંખી પણ અસહ્ય પેટપીડાને રોકી શકયાં નહિ.

આ તબકકે મેમાનથી વચમાં બોલાઇ ગયું. "વાકઇ ?"

"તો કયા આપ મઝાક સમઝ ગયે ? ઐસા હો તો..."

"અજી નહીંજી, બેઅદબી મુઆફ કરીયે ના, આપ ઔર મઝાક ? ખુદા ખૈર કરે. બાત આગે ચલાઈએ."

મિયાં સાહેબે વાત આગળ ચલાવી.

જોતજોતામાં આખી શાહી છાવણી ખાલીખમ થઇ ગઇ. ઢોલના નાશકારક નિનાદથી બચવા જેને જેમ ફાવ્યું તેમ નાઠા. અમારા પરદાદાના કાનમાં પુમડાં ભરાવેલાં હતાં; પણ નાક થોડું જ બંધ કરાય ? છેવટે નાક દબાવીને પોતે દોડતા ઘેર પહોંચ્યા, ઢોલ ઉંચે મૂકી દીધો, ને હજુરની તહેનાતમાં પાછા પેરા થઇ ગયા.

હજુરે પૂછયું, કે ત્રણ દિવસ પૂરા થઇ ગયા છતાં તમે કશું કર્યું નથી, તેનો ખુલાસો શો છે.

"હજુર દુશ્મન પરાસ્ત હો ગયે, ઔર ભાગ છૂટે."

"ઝૂટ, સરીયામ ઝૂટ. કયા, યહ દિલ્લગીકા મોકા હૈ ?"

અમારા પરદાદાએ અદબથી તેમને બારી બહાર બધે નઝર નાખવા અર્જ ગુજારી. નવાબ સાહેબે જોયું, તો સાચે જ છાવણી

ખાલી હતી. ડેરા તંબુ ઉભા હતા, પણ માણસ કે જાનવર, કોઈ દેખાતું નહોતું. જનાબ આશ્ચર્યમાં ડૂબી ગયા.

અમારા પરદાદાએ કહ્યું કે જહાંપનાહને હજી વધારે ખાતરી કરવી હોય તો આપ જાતે પધારીને જોઈ લે.

રસાલો તૈયાર કરીને નવ્વાબ ચાલ્યા શાહી છાવણી તરફ. ત્યાંનો મામલો દેખીને તેમની ખુશાલીનો પાર ન રહ્યો. નાકે આડો રૂમાલ રાખીને પોતે આખી છાવણી ઘૂમી વળ્યા અને પછી દરબારમાં પાછા પધાર્યા.

" વાહ મેરે નમકહલાલ સરદાર. આપને તો કમાલ કર દિયા. લેકિન યહ તો બતાઇયે, કોનસી હિકમત આપને લગાઇ ! "

" કરામત કુછ નહિ સિવા કિ હુજુરકી નિગેહબાની. "

" ફિર ભી, કહીયે. "

" હુજુર, સિર્ફ એક ઢોલકી બદૌલત યહ સબ હુવા. "

ઢોલની મદદથી ? નવ્વાબ સાહેબને લાગ્યું કે હજુરીયો મશ્કરી કરે છે. એમણે એ ઢોલ જોવા માંગ્યો.

અમારા પરદાદા ઢોલ લઇ આવ્યા, ને નવ્વાબ આગળ મૂક્યો.

" ક્યા ઇસકો બજાનેસે શાહી ફૌજકા યહ હાલ હુવા ? "

" હુજુર. "

" વાહિયાત, બિલકુલ વાહિયાત. અચ્છા થોડા બજાઇયેગા, હમ ભી તો દેખે, ક્યા હોતા હૈ. "

અમારા પરદાદાએ એમને બહુ સમજાવ્યા; પણ એ તો રાજાની હઠ. એણે છેવટે ધમકી આપી કે તમે નહિ બજાવો તો હું પોતે બજાવીશ. અમારા પરદાદાએ છેવટે લાચાર થઈને અરજ

ગુજારી, કે એક મિનીટ ખામોશ થાઓ. પોતે જલદી રૂ આણી ને પોતાના કાનમાં ખૂબ ઠાંસ્યું.

અને પછી નવ્વાબે ઢોલ વગાડયો.

પહેલા ધમકારાની સાથે પોતે પેટ દબાવીને કૂદ્યા. અને બીજા દરબારીઓ પણ...

અડધી મિનિટમાં ડાયરો ખાલી.

" અસી થી હમારે પરદાદેકી હરડે " બયાનકારે વાત પૂરી કરી.

" કમાલ, કમાલ, ખૂબ કહી. અઝબકી સુનાઇ. "

" કુછ માનને મેં દિક્કત હો..."

" હાં હાં, યહ કૈસા હો સકતા ? મેં કયોં ન માનું ! આખિર ઉસમે કોનસી તિલસ્માતી બાત હૈ જો ન માની જાય ! આપકે પરદાદે વાકઇ ઇલ્મી થે. લેકિન હાં, એક બાત ઐસી હૈ, જો મેં આજતક કિસીકો કહ સકા નહીં. "

" કહને મેં કયા હરજ હૈ ? કહ દિજીએ. "

" હમારે પરદાદે કે વાલિદ મહાબ કે પાસ...ઝરા ઠહરીયે મૈં દો મિનટમેં વાપસ આતા હું. " એમ કહેતા મિયાં પેટ દબાવીને ઉભા થયા.

" કયા હુવા જી ? "

" કુછ નહીંજી, " મિયાંએ જતે જતે દુઃખી અવાજે કહ્યું, " હમારે પરદાદા કે વાલિદ મહાબ કે પાસ ઐસી હરડે થી, જીસકો યાદ કરતે હી...અરે બાપરે ! મુઝે મુઆફ કિજીયેગા. મેરેમે રહા

નહીં જાતા " કહેતા એ દોડયા. દોડતે દોડતે બોલતા ગયા, " ઇસ કમબખ્તીકા મારા મેં યહ બાત આજ તક કિસીકો ભી કહ સકા નહીં. "

× × ×

વજુભાઈને મેં સમજણ પાડી, " હરકેનું એવું છે. એમાની કઈનું સેવન આપણે કરીશું ? "

" ભાઈ શ્રી; પહેલા પુરુષ દ્વિવચન કે બહુવચનને બદલે કૃપા કરીને, પહેલા પુરુષ એકવચનનો જ, આ બાબતમાં ઉપયોગ કરો, તો મહે ... "



## ૧૪

# શહેર શહેરના ફેર

કલકત્તા શહેરની સડકો તથા ગલીઓ અને બજારોમાં નાનાવિધ વસ્તુઓ વેચતા ફેરીયાઓની જાતજાતની 'બોલી', મારૂં ધ્યાન હંમેશાં ખેંચે છે. હિંદના જુદા જુદા પ્રદેશોમાં આવેલાં મોટાં નગરોની સડકો ઉપર સંભળાતા વિવિધ પ્રકારના પોકારોની સરખામણી રસપ્રદ થઇ પડે તેવી છે. આમેય રાજમાર્ગો તથા ગલી કૂંચીઓમાં ઘૂમતા તથા ઘેર બેઠે ગૃહિણીઓને જોઇતી – તેમજ નહિ જોઇતી પણ વસ્તુઓ પહોંચતી કરનાર પરગજુ ફેરિયા કોમ ખૂબ આદર અને વર્ણનને પાત્ર છે. ધીકતા તાપમાં કે કડકતી ટાઢમાં, આબોહવાની પર્વા નહિ કરનારા આ નિર્વાહયોગીઓનો પરોપકારી સમુદાય તમારા સુખસગવડ ખાતર માથે બોજા ઉઠાવીને, અગર કોઇ હીણભાગી મજુર પાસે ઉંચકાવીને, સર્વત્ર વિચરે છે, ને અનેક માઇલનાં અંતર પગતળે કાઢી નાંખે છે. આજકાલ સુપરાઇના ભંગીઓ સંબંધે પણ રામાયણો રચાય છે; પરંતુ આજ

સુધી કોઇ લેખકે, કોઇ વર્તમાનપત્રે કદાપિ પ્રયાસ કર્યો છે ખરો, ફેરીયા મહાશયનું મહાભારત આલેખવાનો ?

એ ઉણપ આપણે પૂરી કરીશું.

ભરતખંડના જુદા જુદા વિભાગોનાં શહેરોની ફેરિયાબોલીમાં વિશાળ ફરક રહે એ સ્વાભાવિક છે. પરંતુ તેમાંની કેટલીક તો એવી સર્વસામાન્ય, બલ્કે એવી સર્વવ્યાપક થઇ પડી છે, કે જેને બીજગણિતના "કૉમન ફૅક્ટર" ની જેમ અલગ તારવી શકાય. એ પોકાર તો હવે પ્રાયઃ પ્રત્યેક નગરમાં એક જ ઢબે ને રાહે રાગોટાતા સંભળાય છે.

દાખલા તરીકે, "ચના જોર ગરમ."

તમે રંગૂન જાઓ કે રતલામ, કલકત્તા કે કરાંચી, મથુરાં કે મદ્રાસ–બધે જ ગળામાં ભેરવેલી ઝોળી, તેમાં બાંધેલું પાત્ર, ને એક તરફના ભારને લીધે બીજી તરફ ઢળી ગયેલી કાયાવાળો પુરખીઓ લલકારતો સંભળાયા વિના રહેજ નહિ:

"ચના જોર ગર્મ, મૈં લાયા મજેદાર બાબુ
ચના જોર ગર્મ.
મેરા ચના બના હૈ આલા, ઉસમેં
ડાલા ગરમ મસાલા ઉસકો
ખાવે નંદકા લાલા, ચના જોર ગર્મ."

અને જ્યારે બે કે તેથી વધારે ચના જોર ભેગા થઈ જાય, ત્યારે સામસામી જે બેતબાજી જામે છે, તેમાં ડૂબકી મારવાની ચેષ્ટા કરીએ તો આખું એક પુસ્તક થઈ જાય. એની આગળ

મુસાફરો પાણી ભરે. એવું જ મસાલેદાર ચૂરણના ફેરિયા વિશે પણ ઘણે સ્થળે જોવામાં આવે છે.

આ લોકોનાં આવાં જોડકણાંને " લટકાં " કહે છે.

કલકત્તા શહેર સવારે સામાન્ય રીતે બહુ મોડું ઉઠે છે. ને ઉઠયા પછી, પેટપૂજા કર્યા વિના બહાર નીકળવાનો ત્યાં શિરસ્તો નથી. દસ વાગતા સુધી કલકત્તાની બધી બજારો સુનકારમય હોય. તે પછી ધીમે ધીમે લોકો આવવા માંડે. પણ કલકત્તા રાતનું રાજા.

પરંતુ સડકો ઉપર વહેલી પ્રભાતથી ફેરિયાપોકાર સંભળાવા માંડે છે. સર્વથી પ્રથમ મહત્વ નાસ્તા પાણીને ભાગે જાય, એ ભોજનપ્રિય કલકત્તાના સંબંધમાં સમજી શકાય એવી હકીકત છે.

" જોલ ખાવા...ર. "

આખા ઉત્તર હિંદુસ્તાનમાં એકલું પાણી પીવાનો રિવાજ ક્યાં ય નથી. પાણી સાથે કંઇ પણ, છેવટે બીજું કશું નહિ તો કાંકરી ગોળ, પણ જોઇએ જ. એટલે પાણી પીવું એનો અર્થ નાસ્તો કરવો, એવો જ વાસ્તવમાં થાય. બંગાળામાં પણ એવો રિવાજ છે. સવારના પહોરમાં " જોલ ખાવા...ર " એટલે જળ ખાઓ, અર્થાત નાસ્તો કરો, એ સલાહ સૂચનાના સૂર બંગાળી ઢબે " અ " ના " ઓકાર " કરતા, કાને અથડાય જ અથડાય.

સવારે ગૂજરાતી લતાઓમાં મારવાડી ફેરિયા જલેબીના તાટ લઇને નીકળે છે—" ગોરમ જીલેબી " કરતા. ગૂજરાતીઓને અને વિશેષતઃ કાઠિયાવાડ તરફના ગૂજરાતીઓને ચા સાથે જલેબી ગાંઠીયા વગર નથી ચાલતું.

સવારના નાસ્તાને મારવાડીઓ પોતાના લતામાં " કલેવા-

ધલેવા "ના પોકારથી વેચે છે. કલેવા,' એટલે મારવાડીનું " જેલ ખાવાર. "

જકરીયા સ્ટ્રીટના મુસલમાન લતાઓમાં જાઓ, તો ત્યાં " હલવા, મુંબઈવાલા હલવા..."ના પોકાર સાંભળ્યા વિના ભાગ્યે જ પાછા આવવા પામો.

બંગાળી ફેરિયાપોકારમાં બીજી ખાસ ધ્યાન ખેંચનારી બોલી 'મો...ટર ભા...જા'. એ છે. એનો અર્થ 'મટરભાજી' અર્થાત લીલા વટાણાનું શાક. પરંતુ તે ઉપરથી રખે કોઈ માની લે કે એ લોકો સાચે જ મટરનું શાક વેચે છે. ખુમચામાં અનેક ખાદ્ય વાનીઓ હોય, ને તેમાં મટરની વસ્તુ એકેય ન હોય છતાં 'મોટર ભાજા'ની બુમ શેરીનાં બાળકોને સંભારી આપે છે, કે ખાવાના વાળો આવ્યો.

જેને મુંબઈમાં ભેળ કહે છે તે વસ્તુનો ફેરિયો કલકત્તાને 'રાન્ટોન ભાજા'ના પોકારોથી ગજાવે છે. ટનટન ભાજી શા માટે, એનો ખુલાસો આ કલમની શક્તિની પરે છે.

બંગડીવાળા ચુડા.. ચા, ચુડા ..ચા...નું ધ્રુવપદ લલકારે છે. બગીચામાં, માનિકતલ્લાના બાગમાં સાંજના સમયે 'મુકુડીયાં'ની બાંગ સાંભળવામાં આવે, તો કાંઈ ગભરાવાની ચમકવાની જરૂર નથી એ નથી ગાળ, કે નથી ગનોહ. એ તો છે માત્ર ચંપીવાળાની ખુદ્દબ્જકેરાન. કલકત્તામાં મોટે ભાગે ચંપી કરનારા બધા ઉડિયા (ઓરીસ્સાના વતની) હોય છે. મુકુડીયા એટલે મુકુન્ઉડીયા, અર્થાત ચંપી કરનારો ઉડીયો.

શેરબજારમાં મોટું હાંડલું પેટ ઉપર બાંધીને તેમાં ભરેલા વિચિત્ર વાસ તથા રૂપરંગ વાળા પાણીને ચમચાથી ડખોળતો એક

બંગાળી રાગોટે છે; 'જોલ-હાજમાં'! એટલે કે અજમાનું પાણી. દાદસવાદીયા બાંગલા 'મોશાય' પારકું પેટ માનીને કરેલાં ભોજનને રફેદફે કરવાના વિકટ કાર્યમાં જઠરને કુમક આપવા, કે પછી માત્ર સ્વાદની ખાતર (–આ ગંધાતા ડખામાં સ્વાદ શો આવતો હશે એ તો બંગાળી જ જાણે; જે કોઇ પ્રેમઅંશ અવતરે–) બંગાળીઓ એ ખૂબ પીએ છે. ને જોતજોતામાં માટલું ખાલી થઇ જાય છે.

કલકત્તાની ફેરિયાઆલમની સ્વયંપ્રસિદ્ધિના આટલા નમૂના આપણા કામ માટે પૂરતા છે.

ગુજરાતીના કુતૂહલને ગલગલીયાં કરાવે એવા ફેરિયાપોકાર દક્ષિણ ભારતના તામીલ ઇ. ભાષાઓના છે. ફેરિયાઓની પદ્ધતિ બધે બહુ પ્રચલિત નથી હોતી. દક્ષિણ ભારતમાં મદ્રાસ બાદ કરતાં આખા કર્ણાટકમાં તેમ અન્ય પ્રદેશોમાં પણ શાકભાજી જેવી વસ્તુઓ સિવાય બીજી ચીજોની ફેરી જૂજ હોય છે. પરંતુ મદ્રાસમાં લાક્ષણિક લલકાર સાંભળવા પુષ્કળ મળે છે.

પ્રાતઃકાળે, બલકે લગભગ અંધારામાં 'કો...ળીમોટ્ટે'ની કર્ણભેદી બૂમ સાંભળવામાં આવે છે. કોળીમોટ્ટે એટલે મરઘીનાં ઈંડાં. વળી 'ઇડીયાપુમ પિટ્ટુ દોશે' અર્થાત ઇડીયાપુ અને દોશે; પ્રાત : કાળના નાસ્તાની એ વાનીઓ બહુ લોકપ્રિય છે. તે ઉપરાંત 'ઈ...પોઇ...', એટલે દહીં, આમાં 'ઉઓ – મ ᳚,
મસા.. લ વડઇ...' ઉમેરો, એટલે મદ્રાસ ઇલિ
નાસ્તાની વસ્તુઓ ઘણીખરી આવી જાય. ઓમપુરી
મસાલવડે એટલે જાત જાતના અડદની દાળ ઇ. નાં વડાં
નમકીન વસ્તુઓ. વળી 'પપડમ'નો શોખ પણ ત્યાં

મદ્રાસમાં જમવા માટે ધાતુનાં પાત્ર નથી"

કેળનાં પાંદડાંનો સાર્વત્રિક ઉપયોગ થાય છે. એની ફેરી " વાળે યેલે "ની તીણી ગર્જનાઓથી થાય છે. અને કપુરી મદ્રાસનાં પાન હિંદભરમાં મશહૂર છે. એની અપેક્ષા ઘેર બેઠે હોય, તો " યેતલા-યેતલા "ના સૂરીલા નાદની રાહ જોવી. આ પોકાર તામીલ ભાષાના છે.

ફેરીની વસ્તુઓ ઘણું ખરું નારીવર્ગને અલ્પાયાસે ઘેર બેઠે મળે તે પ્રકારની હોય છે. તેમાં બંગડીઓ મહત્વનો ભાગ ભજવે, એ સમજી શકાય તેવી ઘટના છે. તેના તેલુગુ (–તિલંગ દેશવાસી, જેને આંધ્રદેશી કહેવામાં આવે છે, અને જ્યાંનાં એક કુંવરી તે ગૂજરાતનાં વિખ્યાત "મહારાણી મયણલ્લા" હતાં–) ફેરિયા પોતાની ભાષામાં " વાળાઇલ વાંગલે, અમ્મા, વાળાઇલ વાંગલે, રબ્બરવળે, પટ્ટુવળે, દિલ્લીવળે..." વાળાઇલ=બંગડીઓ, વળાયાં, બલોયાં; વાંગલે એટલે " લેશોજી " જેવું; અને પછી જૂદી જાતનાં "વળે" ની ટીપ બોલવામાં આવે છે.

મદ્રાસ ઈલાકામાં સાથીયા પૂરવાનું મહત્વ મહારાષ્ટ્રથી યે અધિક છે. અને સાથીયા પૂરવાનો અધિકાર સૌભાગ્યવતી સ્ત્રીઓને જ હોય છે. તેલુગુ ભાષામાં ફેરિયા લોકો સૌભાગ્યવતી મહિલાઓને રુચે તેવી રીતે રંગોળીનો ધોળી માટીનો ભૂકો વેચતાં " મુગ્ગુપણ્ડી અમ્મા મુગ્ગુપણ્ડી, મુત્તાઇદી દેસે મુગ્ગુપણ્ડી "ના આકર્ષક પોકાર કરે છે. મુગ્ગુપણ્ડી અર્થાત ધોળી માટીનો ભૂકો; મુત્તાઇદી એટલે સૌભાગ્યવતી; " સૌભાગ્યવતીઓ માટે રંગોળીનો ભૂકો લેજો આ " એવો એનો ભાવાર્થ થાય.

ગૂજરાતની જેમ મદ્રાસની સ્ત્રીઓને પણ લાલ ખાટાં બોરનો શોખ વધારે જણાય છે, અને " રેગુપણ્ડુ અમ્મા–રેગુપણ્ડુ "ના

કલકત્તાનાં નારીવર્ગ તરફથી ત્યાં સુંદર સ્વાગત થતાં લાગે છે ! મદ્રાસની ખાસ વસ્તુઓમાં "નોન્ગ–નોન્ગ" અર્થાત મુંબઇમાં જેને "તાડફળ" કહે છે તેનો પ્રચાર ધ્યાન ખેંચે છે.

મુંબઇના "બારીક ભી...ટ"ની હારમાં મદ્રાસનું "ઉપુ ઉપુ......" ઉભું રહે છે. ગૂજરાતના ઘાસલેટના વેરા ફેરિયાના તીણા તથા દીર્ઘસૂત્રી "ગ્યાસલેઇ......ટ"નું સ્થાન મદ્રાસમાં "મણ્ણેન્ને..." લે છે. મણ્ણે=માટી, એન્ને=તેલ; માટીનું અર્થાત ખનીજ તેલ. –

તે ઉપરાંત હજામ, ચંપી, તેલમાલીશ ઈ. મદ્રાસ ઇલાકાનાં વિશિષ્ટ અંગો કહેવાય, પરંતુ તેના જાહેર પોકાર થતા હોવાનું મારા જાણ્યામાં નથી. મદ્રાસના આ નમૂના કોઇ પણ સામાન્ય કુતૂહલવાળા ગૂજરાતી માટે બસ ગણાય; વધારે આપતાં અપચો થવાની દહેશત રહે, એવી મદ્રાસી વાણી છે !

રાજપુતાના–મારવાડમાં એવું કોઇ વિશાળ નગર નથી કે જેની તુલના મુંબઇ, કલકત્તા કે મદ્રાસ સાથે કરી શકાય; અને ત્યાં ફેરી બહુ ઓછી થાય છે. કાપડવાળાના "પોમચા ઓઢણા લેલ્યોજી...("ચ"નો ઉચ્ચાર મરાઠીના "ચ" જેવો થાય છે) કે શાકનો ફેરિયો "ગાજર મુલી લેલ્યો એ..." એવા મારવાડી પોકાર ઉપરાંત ચના જોર, ચૂરણ ઈ. ના અન્ય સર્વ સ્થળે હોય છે તેવાં સાર્વજનિક પ્રકારનાં નિમંત્રણ કાને પડે છે.

પરંતુ સબુર; આ બધી મહેનત શા માટે ? હાથીના પગલામાં પ્રાણી માત્રનાં પગલાં સમાય, એ ન્યાયે, જગતના માનવ-સંગ્રહસ્થાન શા રંગુન એકલાને લઇએ, તો તેમાં આવશ્યક પ્રમાણમાં સારા ભારતવર્ષનો સમાવેશ થઈ જાય છે. મુંબઇનાં "બારીક

મીટ ", " કલ્હૌ કરો કરો કલ્હૌ " તથા " કોકમ કૌ–કમ " એ ત્યાંની વિશિષ્ટતાઓ ખરી, પરંતુ તે બાદ કરતાં રંગૂનનો ફેરી ભંડાર પૂરતો વ્યાપક ગણાય.

એક જ ફેરિયો " એક્કાના એક્કાના, ઉરકાશ ઉરકાશ, તખુ તખુ, તખુ તમુ, " બોલતો રંગૂનમાં જ સંભાળાય ! એક આના ( હિંદુસ્થાની અને ગૂજરાતી ) ઉરકાશ (એક પૈસો, મદ્રાસી ) તખુ તમુ ( આનો–બે આના : બર્મીઝ ), બધું બોલવાનું રહે, કેમ કે અનેક જાતના બનેલા જનસમાજને એમણે આકર્ષવો રહ્યો.

રંગૂનની ફેરિયાબોલીઓને વિવિધ પ્રાદેશિક વિભાગોમાં વહેંચવી હોય તો તેમ થઈ શકે ખરું; પરંતુ તેમ કરવાથી એની મઝા ચાલી જાય. ઉપર આપણે મદ્રાસ, કલકત્તા ઈ. ના નમૂના લીધા, તેમાં મુખ્યત્વે ખાદ્ય વસ્તુઓ. કાપડ ઈ. ની બોલીઓ પસંદ કરવાનો પ્રયાસ કર્યો છે, કે જેથી સરખામણીને કંઈક અવકાશ રહે. રંગૂન વિષે પણ તેમજ કરીએ.

કાપડના ફેરીઆમાં ગૂજરાતી હિંદુ અને મુસલમાન અગ્રસ્થાને છે. કાઠિયાવાડી વાણીયા " ફેન્સી કાપૅ...ડ " અને મુસલમાન ફેરિયાના " કપડાવાલા મેમસાબ, છે આના ગજ મેમસાબ "ના દ્વિઅર્થી પોકાર રંગૂન રોજ સાંભળે છે.

કલકત્તાની સ્ટીમરમાં આવતાં ટીંડોરાં અને પરવળના ખુમચાવાળાના " ગિલ્લોરા ગિલ્લોરા..."થી ગલીઓ ગાજી ઉઠે છે. " પટૌલ " અર્થાત પરવળના અટલ શોખીન બંગાળી હોય છે.

સવારના પહોરમાં ઢીંચણ સુધીની જ સફેદ લુંગી પહેરેલા કાળા મદ્રાસીનું " પુટ્ટીયાપ્પુ " ( ચોખાની એક મદ્રાસી વાની જે ખાંડ સાથે નાસ્તામાં લેવાય છે )નું નિમંત્રણ એવું બુલંદ હોય છે, કે



૧૯૨૯ માં સમસ્ત રંગૂનનાં નગરજનો તરફથી અપાયલા માનપત્રનો
ગાંધીજી ઉત્તર આપે છે

સંભળાયા વિના રહેજ નહિ. હિંદુસ્થાની મેલા ભાડભૂંજા ખાંધે મેલો કોથળો ઉપાડીને " ચનામુરી "ના પોકારોથી ચણા, મમરા, ધાણી ઇ. વેચતા ફરે છે, " ઇબે બટાની " પોકારતા હિંદુસ્તાની છોકરા મગફળીના દાણા ( બર્મીઝમાં " ઇબે, " ) શેકેલા વટાણા, શેકેલા વાલ, નમકીન શેકેલા ચણા, શેકેલા ચણાની દાળ, કોળાનાં શેકેલાં બીયાં ઇ. ની ફેરી સ્થળે સ્થળે કરતા ફરે છે. એક ચીનો મગફળી–વટાણાની ફેરી કરતાં સંગીતમય દીર્ઘસૂત્રી રાગે " ઇબે સાલા ઇબેયા,... " અને તે પછી કશુંક લંબાણથી બોલતો ટીનનો ડબો પડખે લટકાવીને ફરે છે. અને ઉત્તર હિંદુસ્તાનના રહેવાસી " ચિઉરી... " તથા " પ્રીયાજી " ના તીણા લાંબા લલકાર કરતા ચેવડો અને ભજીયાં, ભેળ, મુંબઇમાં ગોળ ગપ્પાવાળા તથા ભેળવાળા જેવા ખુમચા લઇને ફરે છે, તેવી વસ્તુઓને ખપાવવાના ભગીરથ પ્રયત્નો કરે છે. એક ગગનગાંઠીયા વેચનારો મુસલમાન ભઠિયારો લહેકાથી " આ ગયા આ ગયા, બંબઇવાલા આ ગયા મીઠાઇવાલા આ ગયા... " નાં લટકાં રાગોટતો બાળકોનું બહુ ધ્યાન આકર્ષે છે.

રંગૂનની વિશિષ્ટતા કહેવાય તેવા અન્ય પોકારોમાં " સાબિયા સાબિયા... " ( –વાસણને માંજવાનું કામ સરળ કરી આપે તેવી ખારી માટી, બર્મીઝમાં સાબુને " સાપ્યા " કહે છે, અને ધોવાની માટીને તે કારણે સાપીયા મટ્ટી કહેવામાં આવે છે, તેને ટૂંકામાં મદ્રાસી તેલુગુ ફેરીયા " સાબિયા " કહીને પોકારે છે– ) નોંધને યોગ્ય છે. વળી " પાં – પાં " (ફુલ, બર્મીઝ શબ્દ, ) " પાં – ઓ પાં – ઓ ( પાં = ફુલ, ઓ = પાત્ર, અર્થાત ફુલકુંડાં ) " સા – ઓ " ( સા = પાણી, ઓ = પાત્ર, એટલે કે માટલાં ) એ બર્મીઝ નામોના પોકારથી ફેરી તો મદ્રાસીઓ જ કરે છે.

કુલફી મલાઇ રંગૂનમાં પણ ખૂબ વેચાય છે. એ વસ્તુના જે ફેરીયાના હાથમાં ફાનુસ હોય, તેને હિંદુ સમજવો, અને તે વિનાનો હોય તે મુસલમાન. એમની ફેરી રાત દિવસ નિરંતર હોય છે; ને એ કામ હિંદુસ્તાનીજ કરે છે. રંગૂનના નિવાસના મારા આરંભકાળમાં એક રાતે હું વાંચતો બેઠો બેઠો હતો, ત્યાં બારણા આગળ એકાએક રાતની શાંતિનો સહસા ભંગ કરતો " સાહેબજી " નો-અવાજ સાંભળ્યો. કોઈ મિત્ર આવ્યો હશે એમ સમજીને સામું " સાહેબજી " બોલવા હું તરત ઉઠયો. બારી ઉઘાડીને જોઉં છું, તો આઇસક્રીમ કુલફીનો ફેરીયો જતો હતો, એ ફરીથી બોલ્યો–" સાહેબજી "! એની આઇસક્રીમ બોલવાની ઢબ એવી છે, કે માત્ર સાહેબજી જેવું સંભળાય છે. પંદર વર્ષ સુધી મેં એના " સાહેબજી " સાંભળ્યા છે, અને વિવેકથી હજી પણ એ ગૂજરાતીઓને ભૂલાવામાં નાખતો, નિશદિન " સાહેબજી " ચારે તરફ વેરતો ખુશ હાલ ફરે છે.

રંગૂનમા મુખ્ય વસ્તી બર્મીઝ, મદ્રાસી અને બંગાળીની છે. એ ત્રણ જાતો માછલીની પૂરી શોખીન હોઈ એ " સમુદ્રફલમ્ " ને એ નગરમા મહત્વ હોય એ સ્વાભાવિક છે તેના બુલંદ કંઠવાળા ફેરિયાના " મચ્છી મચ્છી, તવાઇ મચ્છી.. " માછલીઓની અન્ય લોકપ્રિય જાતોનાં નામ સહિત લલકારતા મોટી છાબડીઓની કાવડો ઝૂકાવતા શહેરમાં ફરી વળે છે. આ કાર્ય બે જાતો કરે છે, એક હિંદુસ્તાની મુસલમાન, અને બીજી મદ્રાસી હિંદુઓની એક ખાસ જાત.

ઉપર કરેલા વર્ણન ઉપરથી સહેજે સમજાશે કે ફેરીનાં ... પ્રત્યેક પ્રકારના વેપારનો વ્યવસાય પ્રાયઃ ભારતીયો જ

કરે છે. બર્મીઝ કંઇ પણ કરતા હોય, તો ફળની જૂજ ફેરી, અને તે પણ સ્ત્રીવર્ગ કરે છે. તેમના તીણા, મીઠા હલકદાર કંઠના " નીમોદી નીમોદી..." ( સીતાફળ ), ઈ૦ લલકાર કર્ણપ્રિય હોય છે. કોઇ કોઇ બર્મીઝ ફેરિયો કાવડ ઉપાડીને "કેમુદી" (ચીકાખાઇ) તથા " ટ—ચો " ( માથું ધોવાની બર્મીઝ લાકડી ) વેચતો કોઇ કોઇ વાર દૃષ્ટિગોચર થાય ખરો. પરંતુ વિશેષતઃ એમનો વ્યવસાય બર્મીઝ લત્તાઓમાં હોય છે. ચીના કાપડવાળા મોટી ગાંસડી ખાંધે ભેરવીને " શીક્ક "ની ચીસ નાખતા ફરે છે. ને કેટલાક ચીના કાન સાફ કરવાનો અસબાબ હાથમાં ઝાલીને " કાન સફા " એવી રીતે બોલતા સંભળાય છે, કે માત્ર " આન્ " એટલું જ સમજી શકાય.

બર્મીઝ ફેરીની બોલીઓમાં ગૂજરાતને બહુ રસ ન પડે, એ સમજી શકાય તેવું છે. તેથી તેમાં ઉંડા નહિ ઉતરીએ.

પરંતુ આમેય, આ વિષયને આટલેથી જ વાળી લઇશું. રંગનાં ચટકાં શોભે; કૂંડાંમાં મજા નહિ.

પ્રસંગવશાત, મદ્રાસ બર્મામાં એટલું વ્યાપક છે, અને મદ્રાસ તથા મદ્રાસીઓ સાથેની મારી એવી અસામાન્ય લેણદેણી છે, કે વચમાં પડીને એ નગરની મેં હોંશે કરીને આરંભેલી તથા તદ્દન જૂદી ભાવનાથી આટોપાયેલી યાત્રાની પણ વાત કરી લઈએ.



## ૧૫

## રાજાજીનું રાજ "મંદરાજ"

ઇ. સ. ૧૯૩૪ના ઑક્ટોબર મહિનાની બીજી તારીખે મદ્રાસ શહેરમાં રાષ્ટ્રીય મહાસભાની મહાસમિતિનું અધિવેશન હતું; અને તેમાં મારે હાજર રહેવાનું હતું. દર શુક્રવારે રંગૂનથી મદ્રાસ સ્ટીમર જાય છે, તેમાં મારે જવાનું હતું.

ફ્રાન્સ તથા ઇંગ્લેન્ડનાં અનંત યુદ્ધોના પડઘા ભારતમાં સત્તા સ્થાપવાના ગજગ્રાહ રૂપે જ્યાં પહેલા પડયા હતા; ડુપ્લે, લાબોર્દોને ઇ. ફ્રેન્ચ મુત્સદ્દીઓ તથા સેનાપતિઓ બ્રિટીશ ચાતુર્યની ભીંત સાથે માથાં પટકી પટકીને જ્યાં પરવાર્યા હતા; જ્યાં અંગ્રેજોએ પોતાના હેતુની સિદ્ધિ અર્થે હિંદી સિપાહીઓનો ઉપયોગ કરવાનો પહેલો, સફળ તથા આખા ભરતખંડ ઉપરાંત બર્મા, ચીન, ઇજીપ્ત ઇ. ને પણ આગળ જતાં ભારે પડી ગયેલો પ્રયોગ અજમાવ્યો હતો — એવા મદ્રદેશના મદ્રાસનગર તરફ જવા એક પ્રાતઃકાળે સ્ટીમર " ઇથીપોપીયા " માં હું સવાર થયો.

રાજાજી – " સી. આર. " ના રાજ મદ્રાસને શિક્ષિત મદ્રાસીઓ પોતે " મૅડ – રાસ " કહે છે. હશે; ઈંગ્લિશ અને સંસ્કૃત શબ્દોનો આવો સમન્વય સાધવો એમને ગમતો હશે; એમની શબ્દોની પસંદગીની ટીકા કરનાર આપણે કોણ ? અને એ શબ્દ-પ્રયોગ મદ્રાસનો ગુણવાચક હોય, તે સામે આપણાથી કેમ વાંધો લઇ શકાય ? મદ્રાસને શિક્ષિત મદ્રાસીઓ કરતાં વધારે સારી રીતે અન્ય કોણ જાણે ? અને એમ તો ઉત્તર ભારતીયો એને "મંદરાજ" કહે છે; હશે, આપણે શું ?

રંગૂનથી રવાના થતે મારી સાથે એક તામીલ બ્રાહ્મણ યુવક હતા. એમણે મને પહેલેથી કહી દીધું હતું કે તમારે સ્ટીમરમાં ખાવાપીવા વિશે જરાયે ફિકર કરવી નહિ; હું સાથે છું, ને તમને કોઇ પ્રકારની એ વિષયે તકલીફ નહિ પડવા દઉં. મદ્રાસની સ્ટીમરો ઉપર " ડેક પેસેન્જરો " માટે ભંડારી માંસાહારી મદ્રાસી હોય છે–નિદાન તે સમયે હતા. તેઓ ત્યાં એવો અસહ્ય ગંદવાડો કરે છે, કે નબળાપોચા પેટવાળા બીનઅનુભવી જોનારને, દરિયો સામાન્ય રીતે ન લાગતો હોય તો પણ એ દેખાવ જોઇને તેમની દશા દરિયો લાગ્યા જેવી થયા વિના રહે નહિ. આ કારણથી એ કટ્ટર શાકાહારી મિત્રે મને આ પ્રમાણે ધાડસ આપી હતી.

એ દક્ષિણ ભારતીય મિત્રને વિશ્વાસે હું હાથ હિલોળતો સ્ટીમર ઉપર " લાટસાહેબની જેમ " પહોંચી ગયો. પેલા ઐયર ( મદ્રાસ ઇલાકામાં સન્માનસૂચક સંબોધન જેનો અર્થ સાહેબ અગર sir જેવો થાય છે અને જે " આર્ય " નું અપભ્રંશ હોવાનું મનાય છે ) પાસે ભોજન સામગ્રીમાં શું હોઈ શકે ? ભાત, છાશ, આંબલીનું પાણી અને મરચાં–મદ્રાસી ખોરાકનો એ

સરવાળો અમારા ઐયા પાસે ટિફિન કેરીયર હતું, તેના ત્રણમાંથી બે ખાનાં "દધ્યોદનમ્" થી ભર્યાં હતાં. અને ત્રીજામાં હતી "મોર" (છાશ)

આગલી રાતે બનાવી રાખેલી વસ્તુ, એક ટંક તો ગળે ઉતારી ગયો, પરંતુ સાંજે એ મોંમાં જાય એવી ન રહી. ઐયાએ પણ ત્રીજે ટંકે તો એની અખાદ્યતા કબુલ કરી, ને શેષ દધ્યોદનમ્‌ને પધરાવ્યો સમ્રાટસાગરને ખોળે. દરિયાનાં જે પ્રાણીઓએ તેનો સ્વાદ ચાખવાની હામ ભીડી હશે, તેમની કેવી દશા થઈ હશે, તેની વિગતમાં ઉતરવાનું આ સ્થળ નથી.

અને પછી ? મદ્રાસ પહોંચતાં દિવસ પુરા ચાર થાય છે. પહેલો દિવસ તો નીકળી ગયો, પણ શેષ રહેલા ત્રણ દિવસોનું શું કરવું ? મે મિત્રવર્ય સન્મુખ આ સમસ્યા રજુ કરી.

એમણે ઝટ પદ્માસન વાળીને ઉત્તર આપ્યો, "જુઓ મિત્ર, હું તો બ્રાહ્મણ છું. એકાદશીઓ કરવાનો મને મહાવરો છે આપણા રામ તો સહેજે ત્રણ દિવસના અપવાસનું પુણ્ય પ્રાપ્ત કરવા તૈયાર છે.

"અને આ પાપી જીવનું.."

"ભલા માણસ, તમેય બ્રાહ્મણ છો; આ અલભ્ય લાભ શીદ ગુમાવો છો ? ભૂખે મરવાનું પુણ્ય બસ લૂંટોજ લૂંટો. આ અસાર સંસારમાં માત્ર એ એકજ તરણોપાય છે."

બાકીના ત્રણ દિવસોમાં સંસારની અસારતાની મને જેટલી પ્રતીતિ થઇ, તેટલી અગાઉ કદીયે થવા પામી નહોતી.

ચાર દિવસને અંતે, અપવાસથી પ્રાપ્ત ?

બોજા નીચે જેના પગ લથડિયાં લેતા હતા, એવું અમારું બ્રાહ્મણ યુગલ મદ્રાસને સીધા કીનારે ઉતર્યું.

કીનારે ઉતરીને હું સીધો ગયો " સાવકાર પેટ "માં. મદ્રાસમાં ગૂજરાતી વેપારીઓનું એ સ્થળ કેન્દ્ર છે, તેથી તેને શાહુકાર પેટ કહેવામાં આવે છે. રંગૂનના એક મિત્રે આપેલી ઓળખાણનો લાભ લઈને એક ગૂજરાતી વેપારીને ઘેર મેં મુકામ નાખ્યો. ત્યાં પહોંચ્યો, ને તરત સાંભળ્યું કે તે વર્ષના રાષ્ટ્રપતિ બાબુ રાજેન્દ્રપ્રસાદ તે જ સાંજે આવવાના હતા. કપડાં બદલવાનો પણ સમય ન હતો, એટલે પહેરેલે કપડે જ હું સેન્ટ્રલ સ્ટેશન તરફ રવાના થયો. ત્યાંથી ધક્કામુક્કીમાં અન્ય નેતાઓમાં શ્રી. ટી. પ્રકાશમ્ સાથે પણ મારા ખભા અથડામણમાં આવ્યા. એ બહાદુરે તરત ઉચ્ચ સ્વરે મને સુણાવી દીધી, " I am still good enough for a lot more of this elbowing stuff, and I can hold my own as well as anyone else. Come on ! "

મેં એવી રીતે કમ-ઑન થવાની ના પાડી; એ ઘરડા પરંતુ બાવળની ગાંઠ જેવા સંગીન, અને વળી છંછેડાયેલા જૂના જોગી સાથે ખંભા અથડાવીને, પછી મારે ક્યાં રહેવું ?

સ્વાગતની ધમાલ ઉકલી ગઈ, એટલે હું છુટકારાનો દમ ખેંચીને બહાર નીકળ્યો. પૈસાની જરૂર પડતાં મેં ખીસામાં હાથ નાખ્યો, તો તેમાં પાકીટ ન મળે, અને ખીસામાં પાડવામાં આવેલા કાપમાંથી હાથ વિનારોકટોક સીધો બહાર નીકળી ગયો. સાથે ચસ્માંને પણ પાંખ આવેલી હતી. પાકીટમાં મારી કુલ પુંજી, મહાસમિતિના સભ્ય તરીકેનું પ્રમાણપત્ર ઇ. બધું હતું.

મદ્રાસને કાંઠે ઉતર્યાને અડધો કલાક માંડ થયો હશે ત્યાં આ પરચો મને મળ્યો.

હવે ક્યાં જવું ?

"રાષ્ટ્રપતિનું સ્વાગત સરઘસ કોંગ્રેસ હાઉસ તરફ જતું હતું એ વિચાર કર્યો, કે જો ત્યાં પહોંચી જવાય, તો તે સ્થળે ઘણા ય પરિચિત મહાસભાજનોને મળવાનો સંભવ છે. આ વિચારને અમલમાં મૂકીને હું સરઘસમાં જોડાયો. ત્રણ દિવસના અપવાસ, સ્ટેશનની ભીડની એક કલાકથી વધારે સમય સુધીની અથડામણ, અને પછી......

કોંગ્રેસ હાઉસ માઇલાપુરમાં છે. અને માઇલાપુર તેના પ્રમાણે ( પાંચ નહિ તો ચાર ) પૂરા માઇલ દૂર નીકળ્યું.

વ્યાયામવિશારદો કહે છે કે ચાલવું, એ ઉત્તમોત્તમ વ્યાયામ છે. આ ઉત્તમોત્તમ વ્યાયામનો લાભ ઉઠાવતો ઉઠાવતો હું કોંગ્રેસ હાઉસ પહોંચ્યો, તો ત્યાં મને કહેવામાં આવ્યું કે મહાસમિતિના સભ્યોને અન્ય સ્થળે ઉતારો આપવામાં આવેલો છે.

છેવટે એક વિદ્યાર્થી યુવાનના સહકારથી હું પાછો મારા મુકામે પહોંચ્યો. મને વિચાર સ્ફુર્યો, કે મારી વીતકકથાની વાત ઘેર જઇને કરીશ, તો જે સજ્જનનો હું મેમાન હતો તેમને અવશ્ય દુઃખ થશે, અને એમના જીવને સંતાપ લાગશે. પરંતુ ખીસાં સાવ ખાલી થઇ ગયાં હતાં, એટલે કહ્યા વિના છૂટકો નહોતો. છેવટે નિર્ણય કર્યો, કે કહેવું ખરું, પરંતુ ચાલુ ખર્ચ માટે બને તેટલી ઓછામાં ઓછી રકમ જ એમની પાસેથી લેવી અને તે પણ ટૂંક સમયની ઉછીના તરીકે જ સ્વીકારવી. બીજે દિવસે રંગૂન તાર

કરાન જરૂરા સાધન મંગાવી લેવું, અને તેમનું લેણું પ્રથમ ચૂકવી દેવું.

આ પ્રમાણે યજમાનની સહાનુભૂતિના ધોધ, તથા દ્વેને ખાળવા માટેના વિવેકના શબ્દો રૂપી પુસ્તા માટેની બધી માનસિક તૈયારી કરીને મેં તેઓશ્રીને મારૂં દાસ્તાન હસતે હસતે સંભળાવ્યું.

તેઓશ્રી જે ઉવાચ, તેનો ટૂંક સાર નીચે પ્રમાણે છેઃ

" અરે શું મારા સાહેબ, તમે ય માણસ છો કે પાયજામો. એટલું ય ભાન રાખતાં ન આવડે, તો ગામ છોડીને બહાર શું કરવા નીકળવું પડે ? હું તે તમારી અક્કલની શી વાત કરૂં ! શહેરમાં રઝળવા નીકળીયે ત્યારે એટલો ય ખ્યાલ ન રાખીએ, તો આવી જ દશા થાય ને. લ્યો, હાલી નીકળ્યા.! મદ્રાસમાં તમારા કોઈ બેન્કર ફેન્કર દાટયા છે, તે આપ પાઘડી વેરતા ફરો છો......"

અડધા કલાક પછી આપણો સારો સામાન ઉપડાવીને આપણા રામ ચૂપચાપ અને રાતોરાત કોંગ્રેસ વાળે ઉતારે પહોંચી ગયા.

કામકાજને લીધે આવસ્યક હોય, તેટલા દિવસ જ મદ્રાસમાં વીતાવીને બીજે જ શુક્રવારે એ નવાનુભવભૂમિ છોડીને રંગૂન તરફ રવાના થતું જહાજ પકડવાનો મેં વિનાવિલંબે નિશ્ચય કરી લીધો

સ્ટીમર ઉપડવાને દિવસે સવારે આકાશ ઘેરાયું, ને ધોધમાર વરસાદ સાથે ગાજવીજ અને પવનના ઝપાટાનું જોર જામ્યુ. ત્રણ દિવસથી મેહ ઝીણા ઝરમર વરસતા જ હતા. પરંતુ અસલ રૂપમાં ખીલવા માટે તે મારી રવાનગીના પ્રસંગની રાહ જોઈ રહ્યો હતો.

મદ્રાસના મારા બીજા એક ગુજરાતી મિત્રે ઉપર્યુક્ત અનુભવના બીજા દિવસથી મારી ખૂબ ખાતર બરદાસ્ત કરી હતી. રંગૂનથી મદ્રાસ આવતે ખાવા પીવાના સંબંધમાં મને થયેલા અનુભવની તેમને માહિતી હતી, એટલે એક મોટા થા કડીયામાં એમણે ચાર દિવસ સારી રીતે ચાલે તેટલું ભાથુ બાંધી આપ્યુ હતું. એમની મોટર મુસળધાર વરસાદની આંધીમા મને મસુદ્ર કિનારે પહોંચાડી ગઈ.

ગાજવીજનું તોફાન, ધોધમાર વૃષ્ટિ, અને રંગૂન તરફ જતાં અર્ધનગ્ન, પરસેવે નીતરતાં, શરીરે ચોળેલા તેલની "ખુશ્બો "થી મહેકતાં, ગાંસડાં પોટલાં અને કોથળાથી સુસજ્જ થઈને ટોળે મળેલા ટંગાન મદ્રાસી માનવીઓની છાતીભીંસ ભીડના ખુશ્નુમા મસુદાયને પાર કરીને હું ધક્કા ઉપર પહોંચ્યો. સ્ટીમર કીનારાને લગભગ અડીને ઉભી હતી. થોડે દૂર દરીયાનાં મોજાને ખાળવા માટે બાંધેલી પાળ રૂપી આડની ઉપર ભયંકર ઘુઘવાટ સાથે, ખીજાયેલા સિંહોની જેમ ફીણરૂપી યાળ ઉછાળતાં પ્રચંડ મોજા હૂ-હૂ-હૂ કરતાં ધસતાં, સ્ટીમર જાણે ફુલ માત્ર હોય તેમ તેની ફેરફેરિક કરતા હતા પહાડ-જેવા એ તરંગરાજેની પરંપરા હુડુડુડુ કરતી ધસી આવતી, અને ધક્કાની સાથે અથડાતી, ત્યારે તેની વાછટ ઉંચે ઉડીને પવન ઉપર સવાર થઈને છેક અમે ઉભા હતા ત્યા સુધી પહોચીને અમને છાંટી નાખતી હતી.

એવા તોફાનમાં લંગર ઉપાડવું નહિ, એવો સ્ટીમરકંપનીનાં અધિકારીઓએ નિર્ણય કર્યો હતો. એ નિર્ણયના શુભ સમાચાર સાંભળીને તૂતક ઉપર મુસાફરી કરનારા ઉતારૂઓના પગ ઢીલા થઈ ગયા હતા.

અંતે ત્રણેક કલાકની તપશ્ચર્યા પછી લંગર ઉઠાવવાનું 'નક્કી' કરવામાં આવ્યું. કિનારા ઉપર સીડી એવી રીતે ઉભી કરવામાં આવી હતી કે એનો ઉપરનો છેડો સ્ટીમરના કઠેડાને લાગે. મોજું ઘુઘવતું આવે ને વહાણને ઉંચું ઉછાળે. સાથે સીડી ફીનારેથી ઉચકાઇ જતી. અને વળી સ્ટીમર નીચે આવતાં તેનો છેડો જમીનને અડે એટલે બે ચાર ઉતારૂઓ ઝડપથી ચઢી જાય; આ ક્રમ અનુસાર યથાસમય, કોઇ ખાસ ગંભીર અકસ્માત થયા વગરજ, ઉતારૂઓ ચઢી ગયા. અને સૌનું થયું તે મારૂં પણ થયું.

તુતક ઉપર હું ઉભો. સરસામાન તથા ભાતાનો કંડીયો, એ બધું મારી પાસે મૂકેલું હતું. સ્ટીમરે લંગર ઉપાડયું. સાંકડા બારામાં ટગબોટોની મદદથી તેને ફેરવીને ખુલ્લા દરિયામાં પહોંચતી કરી, ત્યાં મારી જમણી તરફથી ડુંગર જેવડું મોજું હમહમ કરતું આવ્યું, ને તુતક ઉપર ફરી વળ્યું. એની થાપટથી અર-બડીયાં ખાતો હું કોઈ વસ્તુનો સહારો લેવાનો પ્રયત્ન કરતો હતો. ત્યાં બીજે પાસેથી તેનાથીય વધારે વસમી એવી જળથપાટ ધમધમાવીને લાગી.

જેમ તેમ કરીને સમતોલપણું પુનઃ પ્રાપ્ત કરીને મેં આસપાસ દ્રષ્ટિ કરી. મારો બધો સામાન જળમાં તરબોળ હતો. અને ભાથાના કંડીયાની સ્થિતિનું વર્ણનજ ન કર્યામાં માલ છે......

પરંતુ અને તેમ છતાં, હું જીવતો જાગતો અને એકંદરે સહીસલામત રંગુનમાં જવા પામ્યો હતો એની મારાથી ના નહિ કહેવાય; જૂઠું નહિ બોલાય !

એમ તો મારા મદ્રાસના અનુભવ એ નામના શહેર પૂરતાજ અને ઉપર કહેલા પ્રસંગ પરત્વે જ સીમિત હતા, એવું નથી સમજવાનું. એનાં મૂળ બહુ ઉંડાં જાય છે.

છેક ૧૯૧૯ની સાલની વાત છે. મુંબઇમાં એક વખત એક વર્ષ દરમ્યાન મારે ઘર બદલવાનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો. સાંજનો સમય હતો. એક પાટીવાળાને બોલાવીને મેં તેને માથે બૅગ–બિસ્તર ચડાવ્યાં. પાટીવાળાએ રસ્તે પડતાં પગ સાથે જીભને પણ છુટી કરી.

" આઈ યમ યે મેટ્રીક્યુલેટ ઑફ ધી મૅડરાસ યુનીવરસીટીઝ સર…… "

મદ્રાસના આ મેટ્રિકનું કહેવું એમ હતું કે એના અતિશિક્ષિત પ્રાંતમાં શિક્ષિતને પેટ પૂરતું કમાવાના પણ સાંસા છે, અને તેથી પોતે રોજગાર શોધતો મુંબઈ આવ્યો હતો, અને ત્યાં છેવટે મજુરીનું કામ કરવું પડતું હતું.

મને એ મેટ્રિક મજુર પ્રત્યે સમભાવ જાગ્યો, અને એને મજુરીના વાજબી દામ ઉપરાંત કંઇક વિશેષ સહાય આપવાનો મેં દયાભાવથી મનસૂબો કર્યો.

જ્યાં જવાનું હતું તે ઘેર પહોંચીને ઓરડીની બહાર મેં સામાન ઉતરાવ્યો, અને અંધારું હોવાથી કોઇ પડોશી પાસે દિવાસળી માગવા ગયો. પંદર રૂપીયા ખરચીને શોખથી ખરીદેલી મારી ફેઝ ટોપી પેટી ઉપર મૂકીને હું ગયો. દીવાસળી લઇને પાછો આવીને જોઉં છું, તો મેટ્રિક મજુર નદારદ. અને તેની સાથે મારી તુર્કી ટોપી પણ નદારદ ! દયાએ તુર્કી ટોપી રૂપી ડાકણને ખાઇને કહેવતને સાર્થક ઠરાવી હતી.

એ પ્રાન્ત અને તેના વતનીઓ પરત્વેની મારી લેણાદેણીના આ પાસાનું વધારે વર્ણન કરવા જતાં પૂર્વગ્રહના અપવાદને પાત્ર, લેખાઇ જવાના ભયથી આટલેથી જ એ દાસ્તાન સમેટવું મને યોગ્ય લાગે છે.



## ૧૬

# આડી વાટે ને વાતે

**પરંતુ** ભરતખંડના પૂર્વ કિનારાની મુસાફરીનો ખ્યાલ મદ્રાસના મારા ઉપર વર્ણવેલા એક અને કદાચ અપવાદરૂપ અનુભવ ઉપરથી જ બાંધવો, એ યોગ્ય ન જ હોય. મદ્રાસ એટલે આખો પૂર્વ કાંઠો નહિ જ. દાખલા તરીકે, વિઝાગાપટ્ટમ લઇએ.

વિઝાગાપટ્ટમનું બારૂં એટલું બધું સુંદર છે, એના ઉપર નિસર્ગ દેવીની એટલી બધી કૃપા છે, કે એને કાવ્યનો ટુકડો કહી શકાય. અને તેની કાવ્યમય સુંદરતાના અપરાધને લીધે જ કદાચ વિઝાગાપટ્ટમ વેપાર વણજના કામ માટે નકામું નીવડતું હશે !

કોણ જાણે કેમ, પણ બદસૂરત, ભૂંડાં ભૂખ જેવાં બંદરો જ વેપાર વ્યવસાયને અનુકૂળ નીવડે છે. મુંબઇ, કેલકત્તા, રંગૂન, અને એ બધાંને અનાકર્ષકપણામાં આંટી જાય એવા મદ્રાસના ધક્કા જોઇને, જેનો માલ ભરીને સ્ટીમરો હારાદોર ઉભી હોય તે વેપારીઓ સિવાય બીજા કોનું હૃદય ઉલ્લાસથી નાચી ઉઠે ?

પરંતુ વિઝાગ તો નર્યું મૂર્તિમંત રસ–કાવ્ય છે વેપાર વણજમાં એને કેવી રીતે યશ પ્રાપ્ત થઇ શકે ? અને તે કારણે વર્ષો સુધી સરકાર અને સ્ટીમર કંપનીઓ વચ્ચે વિઝાગના મનોહર “ જળવાહન–વિશ્રાન્તિસ્થાન ”ની કેકાકેર થયા કરતી હતી

હિન્દના કોરોમાંડલ કિનારાની મુસાફરી પશ્ચિમ કાંઠા કરતા તદ્દન જૂદી જ પડી જાય છે મદ્રાસ ઉપરાંત ગોપાળપુર અને વિઝાગાપટ્ટમનો અનુભવ મળ્યો તે ઉપરથી હું જોઇ શકયો, કે કોરોમાંડલ કાંઠા ઉપર ગોપાળપુર અને મદ્રાસની વચમાં વિઝાગાપટ્ટમ ( –જેને ઈંગ્રેજીમાં “ સ્ટાઇલ ”થી બોલનારા વાઇઝૅગ કહે છે–નીઝામ–નઝામનું નાઇઝૅમ કર્યું છે તેવી રીતે– ) શિવાય બીજે કયાં ય એ આખા કિનારા ઉપર એવો ખુણો ખચકો નથી કે જેમાં વહાણ પ્રવેશીને હરીકામ થાય, અને જ્યાં માલ તથા ઉતારુઓની સંરક્ષિત રૂપે ચડઉતર થઇ શકે

પશ્ચિમ તટ ઉપર પણ આ બાબતમાં લગભગ એવી જ સ્થિતિ છે ઉભય સમુદ્રોમાં વહાણને ખુલ્લા દરીયામાં કાંઠેથી ઠીક ઠીક દૂર લાંગરવું પડે છે અને માલ તથા ઉતારુઓની અવરજવર મછવા વડે થાય છે તેમને ઉતારવા ચડાવવાનો વિધિ વિશેષતઃ તોફાનની મોસમમાં બહુ જોખમ ભર્યો તથા કોઇના પણ મોભામરતબાની રેવડી કરી નાખે તેવો અને કષ્ટકારી હોય છે

પરંતુ ફરક એ હોય છે, કે મદ્રાસ કિનારાના ઉડિયા, આંધ્રદેશી તથા તામીલનાડવાસી રાંકા જેવા ઉતારુઓ માત્ર લંગોટભેર, હાડ પિંજર, શ્યામવર્ણી તથા કંગાલ સરસામાનવાળા હોય છે જ્યારે કરાચીથી મુંબઇ સુધીના તરી માર્ગના મુસાફરો તેમનાથી ઘણી વધારે ઉંચી આર્થિક ( અને તેથી સામાજિક ) કક્ષાના હોય છે.

કોરોમાંડલ કાંઠાની સ્ટીમરો બંદર પાસે આવે, ત્યારે માછલી, નારીયેળ ઇ. થી લાદેલી હોડીઓનાં જુથ લઇને કાળા લંગોટીયા ખારવા તેને ફરી વળે છે. પરંતુ પશ્ચિમ કિનારે પ્રકાર જરા જૂદો હોય છે.

કોરોમાંડલ કિનારે તેમજ બર્મા, કોલંબો તથા તેનીય આગળ પડેલા પૂર્વસ્થ દેશો તરફ સફર કરતી સ્ટીમરોમાં ખારવા વિશેષતઃ ચટગાંવ, મૈમનસિંગ, ઢાકા ઈ. બંગાળા ઇલાકાના કેટલાક જીલ્લાના રહીશો હોય છે. જ્યારે પશ્ચિમ તરફ મોટે ભાગે માલદીવના કોકણી, અને સુરત જિલ્લાના કાંઠા વાળા ખારવા નજરે પડે છે. આ ભારતીય ખારવા સાતે સમુદ્ર ખેડતી મહાનૌકાઓને ચોખૂંટ ધરતીની પ્રદક્ષિણા કરાવે છે.

પૂર્વ કિનારાના પ્રધાન બંદર મદ્રાસને મેં આંટીમાં લીધું, તેના સમતોલપણા રૂપે પશ્ચિમના મહાબંદરની મુસાફરી પણ અહીં વર્ણવી લઇએ તો બહુ વિષયાંતર નહિ થાય. અને થાય તો યે શું કરીએ ? શ્રી. રમણલાલના પિતાશ્રી વસંતલાલ દેસાઇના તત્વજ્ઞાન ભર્યા શબ્દોમાં કહીએ તો, " એનું થાય શું ! "

એ સાલ હતી ૧૯૩૬ની, અને મુસાફરી હતી ભાવનગરથી મુંબઇની. સ્ટીમર કંપનીના ભાવનગર મુકામ ખાતેના પ્રતિનિધિ મારા મિત્ર હતા. એમણે મને સૂચનાઓ અને સલાહ આપી, કે રેલ્વેની કંટાળા ભરેલી અને ખરચાળ મુસાફરી કરતાં તરી માર્ગે મુંબઇ જવું વધારે ઇષ્ટ છે. સ્ટીમર કંપનીના એજન્ટ પોતે થઇને પોતાના મિત્રને પોતાની સ્ટીમર સંબંધે એવી સલાહ આપે, તેનો અર્થ સામાન્ય રીતે એવો જ નીકળે, કે એ ભાઇ ફ્રી પાસ કઢાવી આપવા ઇચ્છતા હશે. નિદાન બીજી સ્ટીમર કંપનીઓ અને તેના

તૂતક ઉપર મુસાફરી કરવાની ટિકિટ મારે પોતાને હિસાબે અને જોખમે ખરીદવાનું મહાભારત કાર્ય કોણ પાર પાડી આપત? બિરાદર હો તો ઐસા હો.

અમારી સ્ટીમર "દયાવતી" ભાવનગર છોડીને મહુવા બંદરે, કિનારાથી માઇલેક દૂર આખી રાત પડી રહી. કેમ સાંજના છ વાગતા પછી મહુવાથી ઉતારુ લેવાય નહિ, તેમ સ્ટીમરમાંથી મહુવાના ઉતારુઓને નીકળવા દેવાય નહિ, એવો તે વખતે નિયમ અમલમાં હતો. રાત પડી, અને કિનારેથી મચ્છરોનાં વાદળ ને વાદળ ભાવનગરથી નવા આવેલા શિકારનો સવાદ ચાખવા સ્ટીમર ઉપર ઉતરી પડયાં. એવાં ભૂખ્યાં, એવાં તરસ્યા, કે એની આગળ પેલાં "ટોપીવાળાનાં ટોળાં"નાં શોષણ પણ ફીકાં પડી જાય, ફીકાં.

અધૂરામાં પૂરું તે, મહુવાથી "સ્પેશિયલ ડેક"માં એવી તો ભીડ ભરાવા માંડી, કે ગોવા બંદર પહોંચતા સુધીમાં તો એ તૂતક ખદબદી ઉઠયું, અને હાલવા ચાલવા પૂરતી જગા પણ ન રહી. અને એ આનંદના અતિરેક રૂપે, એક દક્ષિણી યુવતિને હિસ્ટીરિયા આવ્યો. મને ઘણું ય કહેવાનું મન થયું, કે, "અરે પન તું ડર ના, તુને હિસ્તીરિયો થશે!" પણ પાછો એ વિચાર માંડી વાળ્યો.

બીજી રાત સ્ટીમરમાં વિતાવી, ને અરબી સમુદ્ર અંધારામાં જ ખેડયો. પ્રાતઃસમે યદુનંદનને જાગવાને વખતે, મુંબઇ બંદર મહાશુભસ્થાનના આગમનની પ્રસ્તાવના સમી નાની મોટી સ્ટીમરોની અવરજવર અમારી દૃષ્ટિએ પડી.

અરબી સમુદ્રમાંથી મુંબઇ પહેલી વાર આ પ્રસંગે મારા જોવામાં આવ્યું. એ દૃષ્ટિકોણથી પણ સુંદર મુંબઇ તો સુંદર જ

છે. એક પછી એક સુપરિચિત ઈમારતો ઓળખતા અમે ચાલ્યાં, ખડકો અને ટાપુઓની વચમાંથી માર્ગ કરતા કરતા.

યથાસમય કિનારો લાગ્યો. બધાં બંદરોએ સ્ટીમરની ચડઉતર વખતે હોય છે તેવી જ મજુરો, ઉતારુઓ, સરસામાન ઇ. ની ધમાલ પાર કરીને અમે બહાર નીકળ્યા. કોંગ્રેસ હાઉસ પહોંચવા માટે બાર આનામાં ગાડી ઠરાવી, અને એ પનોતા સ્થળે યથાસમય હું પહોંચી ગયો ત્યાં વિરુભાઈને ત્યાં મારો મુકામ પડવાનો હતો.

ઘર આગળ પહોંચીને ગાડીમાંથી મેં સામાન ઉતાર્યો; પછી ગાડીવાનને ઠરાવ્યા પ્રમાણેના બાર આના આપ્યા, કે તરત એણે રૌદ્ર રૂપ ધારણ કર્યું. ભાડાની ગાડીવાળા સાથે જેને ટંટાનો પ્રસંગ પડ્યો હોય તેજ એ ટંટાશાસ્ત્રની ખૂબીની સમુચિત કદર કરી શકે.

પ્રારંભમાં ઘવાયેલી લાગણી, અને લાચારીનો ભાવ, પછી તમે એને જે ભયંકર અન્યાય કરી રહેલા હો તેની અધમતાનો વાસ્તવિક ખ્યાલ તમને આપવાનો એનો ઉદારચિત્ત પ્રયાસ આવે. ભાડું ઠરાવ્યાની રકમ વિષે તમારા જેવા સારા માણસ આવું ખોટું બોલે, તે માટે સખેદાશ્ચર્યનું દિગ્દર્શન, એ ત્રીજો તબક્કો. છતાં તમે તમારા હલકટ ખ્યાલને વળગીજ રહો, તો આસપાસ જમા થયેલી (બે બાખાગી, ત્રણચાર ચીથરેહાલ છોકરાં, આ શોરબકોરમાં પોતાનો ફાળો આપવા પોતાથી બનતો શેરદિલ પ્રયાસ કરતું એક કુરકુરીયું, પાસે નળ નીચે વાસણ માંજવા જતા બે ઘાટી, તથા સમભગ દિગંબર અવસ્થામાં, ત્યાંજ સ્નાન કરતા ભિક્ષુક કક્ષાના એક સજ્જન, એમની બનેલી ) માનવમેદની જોગ તુરત અપીલ પ્રસિદ્ધ કરવામાં આવે, કે શેઠે બે રૂપિયા ઠરાવેલા, ને હવે બારઆના કહે છે.

આમ છતાં તમારું જીદ ઉતરે નહિ, એટલે મામલો ચન-

મારા મિત્રો હોય તેવા અધિકારીઓ પરત્વે તો મારો એવો વર્તાવ અનુભવ હતો. છતાં મારા મનથી, કે ટકોરી જોવું સારું. પાછળથી ગેરસમજને અવકાશ ન રહે; સ્પષ્ટતા સુખી થાય.

તેથી મેં ઉત્તર આપ્યો, " તમારું કહેવું સાચું છે. તમારા જેવા મિત્ર સ્ટીમરમાં જવાની સોઇ કરી આપે તેમ હોય, એટલે અવશ્ય ખર્ચ બચી જાય એટલું જ નહિ, પણ સગવડ સાધન પણ મળે એ વિશેષ. એટલે તમારી સલાહ શા માટે મારે ગળે ન ઉતરે ? જરૂર સોઈ તો તમે કરી આપશોજ, ખરું ? "

" એ વિષે તમારે બેફિકર રહેવું. નહિ તો પછી મૈત્રીનો શો અર્થ ? આટલે વર્ષે આપણો મેળાપ થયો, અને હું તમને એટલોય કામમાં ન આવું, એ કંઇ બને ? "

આપણું તો કામ થઇ ગયું ! હવે નીરાંતે ઉપલા વર્ગમાં અને તે વળી 'ખુદાબખસ સફરની મોજ માણવાની યોજનાઓ મારા મનમાં ગોઠવાવા પણ લાગી.

એ સન્મિત્રની સૂચના અનુસાર હું સ્ટીમર ઉપડવાને દિવસે ધક્કા ઉપર સવેળા હાજર થઇ ગયો. મને વળાવવા આવેલા સ્નેહી સંબંધીઓ પણ ઉચ્ચ શ્રેણીના ઉતારૂને શોભે એવા ઠાઠમાઠથી સાજનમાજન જેવા બનીને આવ્યા હતા. અમને દૂરથી દેખીને પેલા એજન્ટ મિત્ર પણ દોડતા આવ્યા, અને હોંશથી સર્વને સ્ટીમર ઉપર લઇ ગયા.

ત્યાં ખૂબ આનંદ કર્યો, છબીઓ લેવાઈ, ને આવા કામગરા મિત્ર હોવાના મારા સદ્‌ભાગ્ય બદલ હું સર્વની ઇર્ષ્યાનો વિષય બન્યો.

વહાણ ઉપડવાનો સમય પાસે આવ્યો એટલે મને સફળ

ઇચ્છીને મંડળી પાછી વળી, અને એજન્ટ મિત્રને મેં પૂછયું કે મારો સામાન કયાં મૂકાવવાનો છે.

" ઓહો, એમાં શું ? તમારી ઇચ્છા હોય ત્યાં. "

" પણ તેની મને શી સમજણ પડે ? "

" તમારે જે વર્ગમાં જવું હોય ત્યાં મૂકાવીએ. "

" તમે મારે માટે કયા વર્ગનો બંદોબસ્ત કર્યો છે ?

" તમે કહો તે વર્ગની ગોઠવણ કરી આપું. એમાં તે કઇ મોટી વાત છે ? જુઓ, ફર્સ્ટ કલાસની ટિકિટના રૂ...., ને સેકન્ડની બર્થના...રૂપીયા થાય છે. તમારી પાસે કયા વર્ગ માટેની જોગવાઇ છે ? ટિકિટનો બંદોબસ્ત તો એક મિનીટમાં થઇ થશે. "

આપણા રામ " શીતળ ચંદ્ર " જેવા થઇ ગયા.

" એ તો ભારે થઇ જાય. એના કરતાં રેલની મુસાફરી કરી હોત તો......"

" અરે વાહ, લ્યો ને, તમે કહેતા હો તો તૂતકની ટિકિટ કાઢી આપું. એના ફક્ત...જ રૂપીયા છે. પણ હું તમને સ્પેશીયલ ડેકની ભલામણ કરૂં. એના બે રૂપીયા વધારે આપવા પડે ખરા, પણ ઉપરના તૂતક ઉપર બેસવાનું મળે, ને ભીડ પણ ઓછી રહે મારો અભિપ્રાય પૂછો, તો સેકન્ડની બર્થ કરતાંયે એ સરસ. "

એમ તો એમ સહી ! ઉપરના તૂતકમાં સાચે બે ત્રણ જ ઉતારુ હતા. ત્યાં મેં સામાન મૂકાવ્યો, ને ટિકિટના પૈસા ચૂકવ્યા. આ પરગજુ સન્મિત્રની ખાસ ભાગે હૈયે નહિ એવી વિદાય જેમ તેમ કરીને લીધી, અને ઢીલે હાથે પથારીનો વીંટો ખોલ્યો. ચાલ જીવ, એ પણ ગનિમત.

કહો, એ મિત્ર ને હોત, તો એ સ્ટીમરના સાવ ખાલી પડેલા

ચિત્રની ઝડપે આગળ વધે. ગુસ્સો, પૈસાનું પછાડવું, ઘાંટાનું તારસપ્તક સુધી તાણવું, સાત પેઢીની સુણાવવી, ઇ. પ્રકારો ઝડપભેર બદલાતા ચાલ્યા આવે. દરમ્યાન આ ઘટના સાથે જેમને કશીજ નિસ્બત ન હોય એવા કેટલાક વટેમાર્ગુઓ એનો પક્ષ પણ ખેંચે.

આ બધા તબક્કાઓમાંથી પસાર થઇને તમારો બારઆનાને બદલે માંડ દોઢ રૂપિયે છુટકારો થાય તો થાય.

મને લાગ્યું કે આ વખતે આ તકરારના સામાન્ય ક્રમમાં કંઇક અસામાન્ય તત્વ હતું ખરૂં. પાછળથી મને ખબર પડી, કે ભાગ્યવશાત હું તેજ શુભદિને મુંબઇ નગરીને તટે ઉતર્યો હતો, કે જ્યારે ચાર આના વાળા મીટર માટે મુંબઇના ટેક્સીવાળાઓએ સાર્વત્રિક હડતાલ પાડી હતી, અને કેટલાય દિવસો સુધી એ રળિયામણી નગરીને ટેક્સીવિહોણી કરી મૂકીને ઘોડાગાડીવાળાને બેફામ શિકાર ચરી ખાવાનું મોકળું કરી આપ્યું હતું.

ગાડીવાળાનો અધ્યાય સમાપ્ત થયા પછી મને એ વિચાર આવ્યો કે આટલી બધી ધાંધલ વિરૂભાઇના બારણા આગળ થઇ હતી તે છતાં એ કેમ ઘરની બહાર ન દેખાયો. આ બાબતની તપાસ કરવા દાદર ચઢીને મે જોયું, તો મોટું મસ તાળું લટકતું હતું. તે પછી ઘટનાઓનું ટૂંકમાં બયાન કરવું, એ સીતાનું હરણ થયું પણ એનું પાછું માણસ ક્યારે થયું એની ચર્ચા કરવા જેવું થઇ. પડે ભારતવર્ષના પશ્ચિમાભિમુખ કાંઠાનો આ હતો મારો પ્રથમ પરિચય. મારા પ્રથમ પરિચયોમાં સળગ રહેલું તત્વ અત્યાર સુધીમાં સર્વ કોઇને સમજાઇ ગયું જ હશે.

આપણે રંગૂનથી વિઝાગાપટ્ટમ સુધી જળમાર્ગે પહોંચ્યા; તો પછી એ જ સફરમાં ત્યાંથી લઇને મોહમયી નગરી સુધીના

ખુશ્કી પ્રવાસના અનુભવ માટે વળી કયાં બીજે સ્થાન શોધવા જવું ? એનું અનુસંધાન પણ ભલે અહીં જ થઇ જાય.

મનોહર વિઝાગ કરતાં પણ જ્યાંનો સમુદ્રતટ અધિક સુંદર લેખાય છે એવા વોલ્ટેર સ્ટેશને અમે સાંજની ગાડીમાં મુંબઇ જવા માટે સવાર થયા. આખો ઓરિસ્સા પ્રાન્ત અમે અઢીસો માઇલના પ્રવાસમાં આરપાર વિંધી નાખ્યો, અને ખડિયાર રોડ સ્ટેશનેથી મધ્યપ્રાંતોમાં પ્રવેશ કર્યો. પ્રભાત થતાં રાયપુર આવ્યું. ત્યાંથી અમારે ગાડી બદલીને બોમ્બે મેઇલમાં આગળ વધવાનું હતું.

એ ગાડી આવી પહોંચતાં " ઇસમેં જગા નહિં હૈ, આખા ગાડી ખાલી પડા હે, ને બસ ઇધર કાયકુ મેંઢાકી ગોડે ચલા આતા " નો કકળાટ સાંભળતાંજ કાઠીયાવાડી બંધુઓની હાજરી હું પામી ગયો. જ્યારે ગુજરાતી ભાઇઓ એ પ્રકારનો પ્રોટેસ્ટ જોરશોરથી કરે, ત્યારે સામાન્ય રીતે સમજી લેવું, કે પૂરતી મોકળાશ માટે ત્યાં અવકાશ હોવો જોઇએ. એ ન્યાય અનુસાર હું ત્યાંજ ઝૂકયો. ગાડી ઉપડયા પછી તરત બધા માટે એ " જગા નહીં હે " વાળો ડબામાં, સર્વ કોઇ આરામથી પડખાભેર થઇ શકે એટલી જગા જાદુની જેમ થઇ ગઇ.

એ દિવસ આખો ગપ્પાં સપ્પાંમાં વીતી ગયો. આ ગાડીમાં રંગૂનના અમારા ઘણા પરિચિત ભાઇઓ હતા. નાગપુર વટાવ્યા પછી સ્થળસંકોચ મટીને ખૂબ મોકળાશ થઇ ગઇ. નમતે પહોરે અમે વર્ધા પસાર કર્યું, અને તે પછી પુલગાંવ સ્ટેશન આવ્યું. સૂર્ય તરતનો આથમ્યો હતો. ત્યાં એક મિત્ર દોડતા આવ્યા.

" ભાઇ, જરા નીચે આવો તો. "

" કેમ, કંઇ ખાસ છે ? "

" હા હા, જરા મહેરબાની કરીને જલદી આવો. "

હું ઝટ નીચે ઉતર્યો. એ ભાઇએ કહ્યું, " ઓઓનાં ડબામાં આપણા એક ગૂજરાતી ભાઇનાં વહુ છે. એ બહુ માંદાં પડી ગયાં છે. એમને એકાએક સુવાવડ થઇ ગઇ છે. "

" શું કહો છો ! સાથે કોણ છે ? "

" સાથે દેશી બૈરાં છે. ને બીજાં પણ જે છે તે એમને મદદ તો કરે છે. "

" અરે વાહ, દાકતર કે દાઇ વગર તે ચાલે ? ચાલો, સ્ટેશન માસ્તરને કહીને ગાડી રોકાવીએ ને દાકતરનો બંદોબસ્ત કરાવીએ. "

એ ભાઇ, એમના સાથી, અને દમના ઉભરાવાળો હું, અમે દોડયા નાનકડા સ્ટેશન તરફ. ત્યાં સ્ટેશન માસ્તર ઉભા હતા. હું એમને વાત કહેવા માંડું છું, ત્યાં ગાર્ડની સિટી, અને સાથે ગાડીની ચીસોટી વાગી.

" બીઓના ડબામાં સુવાવડ થઇ છે, એકદમ આવતા સ્ટેશને દાકતરને હાજર રાખવા તાર કરો " એમ હું માંડ બોલી રહ્યો, તે ગાડી ઉપડી સ્ટેશન માસ્તર તો But what can I do, what can I do' કરતો બાધા જેવો ઉભો જ રહ્યો.

અમે ત્રણે યે ગાડીના છેક પાછલા ભાગ પાસે ઉભા હતા, જ્યાં માત્ર પહેલો વર્ગ અને સલૂનો જ હતાં.

સડપ સડપ ડબા પસાર થવા લાગ્યા. બધાના દરવાજા તાળું દઇને બંધ કરેલા હતા. ગાડીએ વેગ પકડવા માંડયો. ક્યાં

ડબો પકડવો, એની મોટી મૂંઝવણુ હતી. અંતરિયાળ રહી જઇશું એવી ભીતિ અમને પેઠી.

છેવટે આંખ મીંચીને જેના હાથમાં જે ડબો આવ્યો તે પકડીને અમે પગ પાટીયાં ઉપર ઉભા થઇ ગયા. મેં ઉઘાડી બારીમાંથી નજર ફરી. અંદર પાંચ–૭ મડમો હતી. ડબામાં સલૂન જેવો ઠાઠ હતો, ને ટેબલ ઉપર ગોઠવેલાં ચાહ પાણીના સરંજામને ઘેરીને એ કદાવર મડમો ખાખાખીખી કરતી બેઠી હતી. બારણે તાળું દીધેલું હતું.

મારો વેશ અજબ હતો. બે દિવસની વધેલી દાઢી, વિખરાયેલા ઝાંખરા જેવા વાળ, દમને લીધે આંખો તથા ચહેરાનો બેબાકળા જેવો થયેલો દેખાવ, માત્ર ટૂંકી બાંયવાળા પેરણભેર અને ઉઘાડે પગે ઉતરી પડેલો...

મેં આસ્તે રહીને મીઠાશથી કહ્યું, "I beg your pardon-madams, but may I... "

મડમો ચમકીને મારા તરફ ફરી, ને ચીસ પાડી ઉઠી. આમ ચાલતી ગાડીએ રાતના બારીમાં મારો દેખાવ–એકંદરે ચમકવા જેવું તો ખરું જ ને ! એમાંથી એક હેડંબા મોટો તકિયો લઇને મારા તરફ આવીને ચીસો પાડવા માંડી.

" You get out, get out, get down at once, "

મેં પટામણે સાદે કહ્યું, " My dear madam, I do wish I could get off. I entreat you to listen to me for a moment, A lady in the women's third class compartment has–er– I mean there

has been a childbirth most unexpectedly, and in the name of mere humanity I appeal..."

પણ અપીલ ને ફ્પીલ, સાંભળે છે કોણું ? એ તો બસ get down, get down ચીસાટતી જાય ને તકિયો ઉગામતી જાય. મને લાગ્યુ કે જોગણી જો સાચે જ ઝપટ દેશે તો ભોગ મળવાના. ગાડી હવે ઝડપમા જતી હતી. પવનના ઝપાટા સાથે કાંકરીઓ વાગતી હતી. અંધારૂ થઇ ગયું હતુ. અને તેમા જો ખધારી યુરોપિયન અબળાને હાથે વીઝેના તકિયાની ઝપટ લાગી, તો બધાય અર્થમાં આપણે દમ અવસ્ય નીકળી જવાનો.

મે વળી કહ્યુ, " For Heaven's sake, please pull the chain and let me get off. " પણ એ એવી ડઘાઇ ગઇ હતી કે કશુ સાભળે નહિ, અને અન્ય મહિલાઓના તીવ્ર સૂરના સંઘગીતમાં ચીસ પાડયા કરે – get down ..

તે અરસામાં ઉપલા વર્ગોમા મેમ સાહેબોના ખુન થયાના બે ત્રણ બનાવો બની ગયા હતા, તેથી મારા ડોળ દેખીને આ અબળાઓને અવસ્ય ભય પેઠો હશે, કે કોઇ લોહી તરસ્યો બદમાસ અંદર ઘુસીને એમનુ ખુન કરવા તડપે છે.

મે એમને ઘણુય સમજાવવા પ્રયત્ન કર્યો, કે હું ચોર કે ખૂની નહોતો પરંતુ તકલીફમાં પડેલા એક બાનુને સહાય કરવા નીકળી પડેલો સામાન્ય ઉતારૂ હતો. પણ બધુ મિથ્યા. છેવટે પડખેના ડબ્બામાથી એક અગ્રેજે ડોકું બારીની બહાર કાઢ્યુ, ને પૂછ્યું, " wassa marrer ? " ( શું થયું છે ? )

મે એને અરજ ગુજારી કે ઇસા ભગવાનમાં તમે માનતા હો તો તેની ખાતર પણ સાકળ ખેચો, ને મને નીચે ઉતરવા દો.'

" Arright arright " કરતાં એણે સાંકળ ખેંચી, ને ગાડી ઉભી રહી. અમે ત્રણ જણ દોડતા પોતપોતાના ડબ્બામાં પહોંચી ગયા. જાન છૂટી !

પછી ધમણગાંવ આવ્યું. ત્યાં ગાર્ડ મને શોધતો આવ્યો, ને વિનયપૂર્વક એણે પોતાની સાથે જવા કહ્યું. પેલા પુલગાંવના બાધામંડળ સ્ટેશનમાસ્તરે આ સ્ટેશને ટેલીફોન કર્યો હોય એમ લાગતું હતું. રેલ્વે ડોક્ટર હાજર હતો. ટ્રેઇનમાં બધે ફરિને મેં એક નર્સ શોધી કહાડી. એમ માવજત અને સારવારની બધી સામગ્રી ભેગી થઇ ગઇ. ગાડી જરા વધારે રોકાઇ, ને સ્ટેશનના અમલદારોએ બને તેટલી સવડ કરી આપી, પછી જ ગાડી ઉપડી. તે વહેલી પજો સવાર, વિક્ટોરીયા ટર્મિનસે.

હવે આ " ગ્રો–ભ્રેક " માંથી પરવારીને પાછા આપણે કલકત્તેથી રંગુનના આપણી કયારના રાહ જોતા જરી પંથે પળીએ, અને એની તૈયારીનું દાસ્તાન આગે બઢાવીએ.



# ૧૭

## ઉદધિઉરે

રવિવાર તા ૪ નવેમ્બર સ ૧૯૩૯ નો “ પીં ફાંપો ” ની હા–હો કરતા અમે કલકત્તાના “ આઉટરામ ઘાટ ” ઉપર પહોચી ગયા. ત્યા દોઢેક કલાક ટાઢમા તપ્યા ભર્તૃહરિએ અ તાપ ગાયું છે તે પ્રમાણે, तपो न तप्त वयमेव तप्ता । ઓ એ રજીયાત તપના સાક્ષાત ફલસ્વરૂપ પ્રસન્ન થઈને પધાર્યા જકાતના અમ

બધા ચર્ડકનાસીયા ઉતારૂઓના પેગીબિસ્તર ખોલાવી છા વી ને તેટલા ફીંદી, ઝેક દાગીના ઉપર ચાકના લીસોટા ખેચીન એ ફક્ત પોતાનુ બનતુ' કરીને અને ચાલી ગયા, અને ' મુટિયા ક ' ( મજુરો ) સામાન ઉપાડીને દોડયા “ ઘાટ ની દર, એટલે કે સ્ટીમર જ્યા લાગવાની હતી તે ધક્કા તરફ

જ્યા ઉતારૂ સમુદાય જમા થઈને જકાતવિધિને વેઠતા હતો



આ પ્રવાસમા જેના નામનિર્દેશ છે તેવા સ્થળોમાના
કેટલાક આમા બતાવેલા છે

એ મેદાન અને દરિયા કિનારા વચ્ચે લાંબો પુલ રહે છે તેના ઉપર અમને તૂતકીયાને કંપનીના જમાદારોએ હારબંધ બે તરફ ઉભા રાખ્યા. ત્યાં પણ એકાદ કલાકના પર્યનિરીક્ષણના તપફલસ્વરૂપ "દાગદર સાહબ" ની સવારી પધારી.

કંપનીના જમાદાર સાહેબે સર્વ કોઇને આજ્ઞા આદેશી– "પેટ ખોલો."

ધોતીયાં, લેંઘા, લુંગી, પાટલૂન–એ સર્વ એ સ્થળે તૂતકિયાપણાના એકજ રંગે રંગાયેલા હોઇને એકજ લાકડીએ હંકાય છે. પહેરણો, ખમીસો, કુડતાં ઇ. ઉંચાં થયાં, અને ઉદરોની બે કતારો જેને દેખવી હોય તેની દ્રષ્ટિ સન્મુખ રજુ થઇ. મનુષ્યજાતનાં પેટના પ્રકારોમાં આટલું બધું વૈવિધ્ય છે તેનો વાસ્તવિક ખ્યાલ તો કલકત્તેથી સ્ટીમરમાં ચઢનાર તૂતકના ઉતારૂનેજ ઉપલબ્ધ હોઇ શકે.

એ વિશાળ કુંડસંગ્રહ ભલભલાને આશ્ચર્યથી ચકિત કરી નાંખે એવો વ્યાપક હતો. દૂંટીથી છ આંગળ નીચે બાંધેલી પોતડીની ગાંઠ ઉપર ઝૂકતાં વિશાળ હિંદુસ્તાની ચોખાશાઇ અગર મારવાડી ઉદરોથી માંડીને, જેની ચામડી વાંસા સાથે ચોંટી ગયેલી રહે છે એવાં પાપડીયાં પેટ...એતો જોય તે જાણે.

ડાક્તર સાહેબે પધારીને દરેક નાડીને તથા ઉદરને સ્પર્શ કર્યો અને તે પછી આરંભાયો બીજા વિસામાનો અરસો; કેમકે સ્ટીમર હજી સુધી ધક્કે લાગી નહોતી. એકાદ કલાક પછી અમને ધક્કામા પ્રવેશવાની પરવાનગી મળી.

અગાઉની રંગૂનની સફરો અને આ પ્રસંગ વચ્ચે એટલો અને મહત્વનો ફરક હતો કે આ વખતે ઉતારુઓને શીતળા કાઢવાને

ત્રાસ મુલતવી રાખવામાં આવ્યો હતો. આ વસ્તુસ્થિતિ માટે આભાર માનવાનો હતો યુદ્ધને અંગે સમુદ્રવાહન વ્યવહારની થવા પામેલી અસ્તવ્યસ્તતાનો. મહાયુદ્ધે બીજું નહિ તો આટલું યે શુભ પરિણામ નીપજાવ્યાનું એના ચોપડામાં ચિત્રગુપ્ત અવશ્ય જમાપાસે નોંધશે.

પરંતુ સબર ! એમાંથી તૂતકનો ઉતારૂ મુક્ત રહે, એ તો બને જ કેમ ? અહિંથી બચ્યા, તો રંગૂનમાં એ વિધિ થશે, થશે તો ખરે જ. વિના કારણ હર્ષમાં આવી ગયેલા એક ઉતારૂના પ્રશ્નના ઉત્તરમાં એક અનુભવી તરફથી એને આ ખુલાસો મળ્યો...કહી દો પેલા ચિત્રગુપ્તને, કે પેલી જમા:પાસાની એન્ટ્રી છેકી નાખે !

ઉતારુઓ ધક્કામુક્કી કરતા સીડીઓ વાટે સ્ટીમરના તૂતકો ઉપર ચઢયા, અને મજુરોએ જ્યાં સામાન ઉતાર્યો હતા, ત્યાં પ્રત્યેક દાગીનાના માલિકે ધામા નાખ્યા. મજુરો હદબહારની વધારે મજુરી પડાવીને પછી તેમના રિવાજ અનુસાર, નીચે ઉભા ઉભા ગાળો દઇને થાકયા એટલે ચાલ્યા ગયા. પછી મોટા ઠારમાઠ અને સમારંભથી જહાજની છડી સવારી ઉપડી.

મારા " મુકામ "ની બાજુમાં ત્રણ–ચાર મહિલાઓ એમના " ભાયડા " એમનાં બિછાનાં લઇ આવે તેની રાહ જોતાં ઉભાં હતાં, ત્યાં એક મારવાડી ગૃહસ્થનું આગમન થયું એમણે ત્યાં જ પોતાનો બિસ્તર ઉતારીને સોડય તાણી.

બૈરાંએ કકળાટ આદર્યો, " ઇધર કાયકુ આતા હે, ઇધર હમલોકની જગા હે, હમરા બાણુલોક બિસ્તરા લાનેકુ ગયેલા હે. ઇધર કાયકુ આયા. "

" માજી, આપકા કહેના બિલકુલ ઠીક હૈ. યે બિસ્તર ભી આપકા હી હૈ ન ? હેં હેં હેં ! "

એ કાઠિયાવાડી નારીઓ ટેં-ટેં કરતી રહી, ને મારવાડીએ જરા યે ઉતાવળ વિના જ જમાવટ કરી. " માજી, હમભી તો આપકા હૈ. આપકી સેવામેં હાજિર હૈં. કોઇ હરજ નહીં માજી હેં હેં હેં "

માજીઓ મોં વકાસીને જોઇ રહી, ને મારવાડી ત્યાં સ્વસ્થતા-પૂર્વક ઠરી ઠામ થયો.

કદી નહિ ને આ વખતે બનવાકાળ, તે સ્ટીમરારૂઢ થયા પછી " તાપીદાસ " મારી મુલાકાતે આવ્યા. એઓશ્રીને બનતી ત્વરાએ વિદાય આપવાનો ઇલાજ શોધવા હું સ્ટીમરના દાક્તરની શોધમાં નીકળ્યો. એ ભાઇ પુરાણા પરિચિત નીકળ્યા. અગાઉનાં કેટલાંક પર્યટનો વખતે એમનો પરિચય થયો હતો, તે એમણે રાખ્યો, ને યોગ્ય ઉપચાર ઉપરાંત " અલકમલકની હાંકવા " નો આનંદ પણ મને આપ્યો.

દાક્તર સાહેબ ચટગાંવ તરફના મુસલમાન હતા, ને રોજા રાખતા હતા. મારી અટક, અને જે દેશપ્રતિ હું પ્રયાણ કરી રહેલો હતો ત્યાંના રહીશોના આરાધ્ય અવતારી પુરુષના નામના મળતાપણા વિષે તેમણે, અન્ય ઘણા મિત્રોની જેમ, મીઠી મશ્કરી કરી. અને મેં પણ અગાઉ અનેક પ્રસંગે કર્યું હતું તેમ ખુલાસો કર્યો, કે મારા ગોત્રના આદિપુરુષ તે બૌદ્ધોના પૂજ્ય ધર્મસંસ્થાપક નહિ, પરંતુ તેમનાથીય પુરાણા સમયના એક ઋષિ હતા.

અને તે ઉપરથી દાક્તર સાહેબ અહિંસાની ચર્ચાએ ચઢ્યા. અહિંસાના ફલરૂપે હિંસા શિવાય અન્ય કશું પ્રાપ્ત ન થઇ શકે, એ

શાશ્વત નિયમના વર્તમાન સમયમાં સર્વત્ર અને વિશેષતઃ ફ્રાન્સના સીમાડા ઉપર થતા દિગ્દર્શન તરફ અંગુલિનિર્દેશ કરીને એમણે પ્રતિપાદન કર્યું, કે જે મનુષ્ય કોઈનું અનિષ્ટ કાંઈ કરી શકતું નથી. આ સિદ્ધાન્તના સમર્થનમાં એમણે એક દૃષ્ટાન્ત સંભળાવ્યું.

એક શિકારી હતો. તે એક દિવસ વાઘનો શિકાર કરવા વનમાં નીકળી પડયો. ખૂબ ભ્રમણ કર્યા પછી અંતે તેને એક વાઘનો ભેટો થઈ ગયો. શિકારીએ ગોળી છોડી. તેનાથી વાઘ ઘાયલ થયો, પરંતુ અશક્ત થઈ જાય એટલો સખ્ત નહિ. એ ખીજાઈને શિકારી ઉપર ત્રાટક્યો. શિકારી ભયભીત થઈને નાઠો.

આગળ શિકારી ને પાછળ એણે ધારેલો શિકાર, એમ દોડયે જાય છે. સંસાર એવો છે કે કઈ ક્ષણે શિકારી શિકાર બની જશે તે કહી શકાય નહિ. અસ્તુ. વાઘ એને ઘાયલ કરનાર માનવીને ઝડપવાની તૈયારીમાં હતો ત્યાં એ મનુષ્યની દૃષ્ટિએ એક પર્ણકુટિ દેખાઈ. એ કુટિરને ફરતી આછેરી વાડ હતી; એ વાડમાં પ્રવેશ માટે રાખેલા છીંડામાં થઈને શિકારી અંદર ગયો.

વાઘ ત્રાડ પાડતો ધસી આવ્યો, પરંતુ એ પ્રવેશમાર્ગ સમીપ અટકી ગયો. ખુલ્લો માર્ગ, એ, અને તેના આક્રમણનો વિષય તેની સામે અસહાય ઉભેલો હોવા છતાં એ બહારજ રહ્યો, ને ઘૂરકાટ કરતો શિકારી પાછો બહાર આવવાની રાહ જોતો બેઠો. આ ઘટના જોઈને શિકારી આશ્ચર્ય પામ્યો.

એ મનુષ્ય પર્ણકુટિના દ્વાર પાસે ગયો, એટલે અંદરથી એક સાધુપુરુષ બહાર નીસર્યા. એમણે આગન્તુકને વૃત્તાન્ત પૂછયા. શિકારીએ પોતાની વીતક કહી સંભળાવી, અને પછી હાથ જોડીને પ્રશ્ન કર્યો, " હે મહાત્મન, આ હિંસક પશુ આ ખુલ્લા આંગણામાં

વિનાશકરોક આવીને મારો ઘાત કરી શકે તેમ છે, તે છતાં એ અંદર પ્રવેશ કરતો નથી, એ વિસ્મયકારક ઘટનાનો ભેદ મને સમજાવશો ? "

સાધુપુરુષે ઉત્તર આપ્યો, " વત્સ, હું વનના કોઇ પણ પ્રાણીને કોઇ પ્રકારે વ્યથા પહોંચાડતો નથી. અને તેના પ્રત્યાઘાત રૂપે, કોઇ પ્રાણિ મને કષ્ટ આપતું નથી. આ સંસારમાં એવો નિયમ પ્રવર્તે છે, કે કરો તેવું પામો. આ વ્યાઘ્રનું મેં કદાપિ અહિત ચિન્તવ્યું નથી. ઉલટ, એને હું સર્વદા કંઇ ને કંઇ ભોજન આપું છું. એ કારણથી તે મને કષ્ટ આપતો નથી, અને જે ખાદ્ય હું આપું તે આરોગીને પોતાને પંથે પળે છે. મારા આંગણામાં એ પ્રાણી પ્રવેશ પણ નથી કરતું. "

પછી સંતપુરુષે વાઘને કંઇક ખાવાનું આપ્યું—અલબત કોઇ માંસાહારની વસ્તુ તો નહિજ. કારણ કે કોઇ પણ પ્રાણીને દુઃખ દીધા વિના માંસાહાર કરી કે કરાવી શકાય જ નહિ !

વાઘ એ ખાઇને ચાલ્યો ગયો. પછી સંતપુરુષ શિકારીને સડક સુધી વળાવી આવ્યા. આ બનાવની શિકારીના ચિત્ત ઉપર એવી પ્રબળ અસર થઇ, કે એણે હિંસાના વ્યવસાયનો ત્યાગ કર્યો, અને અંતે પોતે સાધુ થઇ ગયો.

સારાંશ કે, મન, વચન અને કર્મથી, પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રકારે પણ, હિંસા સર્વથા ત્યાજ્ય છે.

આ સુંદર દ્રષ્ટાન્તસહ સદુપદેશ સમાપ્ત થયો, અને તેજ સમયે સૂર્યનો અસ્ત તથા દાક્તર સાહેબને રોજે છોડવાના સમયનો પણ સંગમયોગ થયો. દાક્તર સાહેબે થોડાં ફળ, બાફેલા મસાલેદાર

ચણા—અને થોડા ગરમાગરમ કબાબસમુસા વડે કરીને રોજો છોડયો.

× × ×

સૂર્યાસ્ત થવા સાથે સ્ટીમર ઉપર અંધકાર છવાયો. નવલકથાઓના લેખકોની રીતે કહીએ તો, સ્ટીમર ઉપર અંધકારનું સામ્રાજ્ય વ્યાપ્યું.

તે સમયે યુરોપમાં યુદ્ધ ચાલતું હતું; અગર કહો કે ફ્રાન્સની સરહદ ઉપર યુદ્ધનો ડોળ ચાલતો હતો. તેથી બંગાળી ઉપસાગરમાં બી. આઈ. એસ. એન. કંપનીની, કોડીની પણ જેની જીંદગીની કિંમત નથી અંકાતી એવા મુઠીભર કંગાલ હિંદુસ્તાનીઓને વહી ને જતી નાકકડી સ્ટીમર ઉપર, બ્લૅકઆઉટ—બત્તીગુલ—ની આજ્ઞાનું કડક પાલન થતું હતું.

તૂતકો ઉપર સાડાપાંચ વાગે જે અંધારપિછોડો કુદરતે ઓરાઢયો, તેનો છેડા સરખો પણ પ્રાતઃકાળના છ વાગતા સુધી ખસવા પામ્યો નહિ. અને તેમાં વળી અંધારીયાની રાતો ચાલતી હતી. આ સંજોગોમાં રાત સમયે તૂતકના ઉતારુઓ માટે હલનચલન જોખમભરેલું અને પરસ્પર કષ્ટકારક હોઇ તેમને પૂર્ણ વિરામ જેવા પૂર્ણઆરામનો અભ્યાસ કરવો પડતો હતો. એ સમય દરમ્યાન સામાન્ય રીતે તો આમ ક્રમબધ્ધોની કુદરતી કે અકુદરતી, સર્વ પ્રકારની હાજતો પણ મુલતવી સમજવી. ફ્રાન્સના સીમાડા ઉપર અને યુરપના ઉત્તરતમ દેશોમાં ચાલતા માનવમેધનાં પડઘા સાત હજાર માઇલ દૂર પડેલા બંગાળી ઉપસાગરમાં એ પ્રમાણે પડતા હતા. અને એ યુદ્ધની સ્મૃતિ ઝાંખી ન પડે તેવી બધી વ્યવસ્થાનો લાભ તૂતકિયા ઉતારુઓને નિરાયાસે ઉપલબ્ધ હતો.

સ્ટીમરના અંતર્ભાગમાં, ઉપલા વર્ગોની કોટડીઓ ઇ. માં ડોકાબારી આડે જાડા કાગળ ચોટાડીને બત્તી કરી શકાતી હતી...પણ ત્યારે ઉપલા અને નીચલા વર્ગમાં ફેર શો !

બીજું, સ્ટીમરને તેના શિરસ્તા પ્રમાણેના માર્ગે નહિ લઇ જતાં, શત્રુના વિઘાતક તરી સરંજામને થાપ આપવા, વાંકીચૂકી ફેરવીને લઈ જવામાં આવતી હતી. તેને લીધે આંદામાન ટાપુઓના કાંઠાખડકો લગભગ એક આખો દિવસ અમારા જોવામાં આવ્યા હતા. મદ્રાસ–રંગુનના રાહે જતાં આવતાં એ દેખાય છે ખરા, પરંતુ રંગુન-કલકત્તાના પ્રવાસ માટે એ ઘટના અસાધારણ ગણાય. આ કારણથી અમારી સામાન્યતઃ ૯૦૦ માઇલની સમુદ્રયાત્રા લંબાઇને લગભગ ૧૨૦૦ના જુમલા સુધી પહોંચી હતી.

સ્ટીમર ઉપર મબલખ મોજમજા કરવાનાં હોંશે સેવેલાં સ્વપ્નાંને સ્થળે તાવ, અપવાસ અને રાતના બત્તીગુલના અનુભવોનો લહાવો અમે ધરાઈ ધરાઈને લૂંટયો. એવી મતલબની એક પ્રચલિત લોકોક્તિ છે, કે અનુભવ કોઇ પણ ભાવે મોંઘો ન હોય; એ અમારો તે સમયનો દિલાસો.

મંગળવાર :તા. ૬ નવેમ્બરની રાતે નિદ્રારાણીએ સ્ટીમર ઉપરથી નિદાન મારા પુરતો દેશવટો લીધો. તેનું કારણ એ કે મનુષ્યની ઉંઘવાની શકિતને પણ સીમા હોય છે.

પરંતુ નહિ: આ કથનમાં મારે એક નવો વિપર્યાંતર કરીને પણ ફેરફાર કરવો પડશે. મારે એમ કહેવું જોઇએ કે " ઉંઘવાની મારી શકિતને સીમા છે. "

આ કથા સાંભળ્યાની વાત નથી. નજરે જોયેલી હકીકત છે.

બંરોડા કૉલેજના "રેમીડન્મી" ને નામે ઓળખાતા વિદ્યાર્થી-નિવાસમાં મારો એક કોટડીભાગીયો હતો. સામાન્ય રીતે એનો દિનચર્યાનો ક્રમ અત્યુક્તિને વેગળી રાખીને નીચે પ્રમાણે સંક્ષેપમાં સમાવી શકાય.

જે વીર વહેલો સૂઇને વહેલો ઉઠે તેનાં બળ, બુદ્ધિ અને ધન બહુ વધે, અને એનુ શરીર સુખમાં રહે, એ સૂત્રનો એ મિત્ર ચુસ્ત અનુયાયી હતો, પરંતુ તેના અમુક - અંગ—વહેલા શૈયાશાયી થવા—પૂરતોજ. ગમે તે ભોગે પણ રાતના આઠ—સાડાઆઠ વાગે એ પોઢી જવામાં પાછો પડતો નહિ. એની શ્રદ્ધા ત્યાંથી અટકતી, અને વહેલા ઉઠવા સુધી એ પહોંચવા નહોતી પામતી

વહેલી સવારે સાતેક વાગે એ મિત્ર ઉઠી જાય જ. તમે એને એટલો વહેલા ઉઠવાના ગેરફાયદા ગમે તેટલા સમજાવો તો પણ એ વાંયો રહે નહિ. ઉઠીને પ્રાતઃકાળની આવશ્યક ક્રિયાઓમાંથી એ પસાર થાય આટલા બધા શ્રમને અંતે ગમે તેવી પોલાદી કાયાને પણ વિશ્રાન્તિ તો જોઇએજ ને કાયા તે કાંઇ લોખંડનું યંત્ર છે ? આ કારણને વશ થઇને એ મારા ખંડમિત્ર ચા પાણી પછી નવેક વાગે, જરા આડે પડખે થાય. આ, બે ત્રણ કલાક આંખે મટકું માર્યું ન માર્યું, ત્યાં રસોડાના મહારાજનું ભોજન આહ્વાન આવે!

આમ કાચી ઉંઘે જાગવા પડવાની પરવા નહિ કરતાં એ આઇ ઉઠીને જમી આવે.

આપણા આરોગ્યશાસ્ત્રમાં લખ્યું છે કે જમ્યા પછી વામં-કુક્ષી કરવી. એ ક્રિયા અંગના સૌખ્ય માટે અતિ ઉપકારક અને

આવશ્યક છે. અને અમારા મિત્ર કહેતા, કે હિંદુ જેવા હિંદુ થઇને શાસ્ત્રની આજ્ઞા ઉથાપીને આપણે ક્યાં રહેવું ?

બપોરે સાડા અગિયાર કે બારથી માંડીને સાંજના ચાર કરતાં વધારે સમય એ ભાઇ હરગીજ સૂતા નહોતા, એની હું ખાતરી આપું છું. કેમકે એ સમયે મિત્રોએ સાંજની ચા બનાવી હોય, એટલે તે કારણે તેમને ઉઠવું જ પડતું. ઉઠી, મોં ધોઇ, ચા પીને, પછી વસ્ત્ર સજાવટનો વિધિ થાય. પાંચ–સાડાપાંચે એકદમ ત્રીમત્રાક થઇને ભાઇ શ્રી કામાટી બાગમાં ફરવા નીકળે. કેમકે વ્યાયામ વિના શરીરમાં રોગને અવકાશ મળવાનો ભય રહે છે.

પૂરો પોણો કલાક ધીમે ધીમે ઠસ્સાથી ફરીને પાછા આવે, ત્યાં પાછો વાળુનો સમય તો થઇ જ ગયો હોય. એ આવશ્યક કાર્ય પતાવ્યું, કે તરત સાંજનાં ફરી આવ્યાનો થાક લાગ્યો હોય, અને વળી વહેલા સુઇ જવાને લગતા નિયમનો ભંગ થવાની ભીતિ પણ માથે ઝઝુમતી હોય, એટલે ઝટપટ પરવારીને પથારીને આધીન થવાની ફિકરમાં એ ભાઇ દુબળા થઇ જાય.

એક પારસી ભાઇ ઘણું ખરું એવી ફરીયાદ કરતા હોવાનું સાંભળ્યું છે, કે " હું બીસાલો.સું કરૂં. બની બનીને દમ નીકલી જાયચ. માસતરો સાહબ! ચોવીસ કલાકમાં વીસ કલાક બી ક્યાં ઉંઘવા દે છે? વિદયારથી તે સાલો ભને કે ઉજાગરે મરે. "

ઉંઘવાની આ અનંત અને અદેખાઇને પાત્ર શક્તિના મારામાં રહેલા શોચનીય અભાવને કારણે, ઉક્ત મંગળવારની રાત્રે, શેક્સ્પીયરે Care charmer Sleep નિદ્રાદેવીને કરેલા સંબોધનના

અંગ્રેજી સ્તોત્રના પુનઃપુનરપિ સ્મરણોચ્ચાર છતાં, “ કહ્યો કુંભાર ગધેડે ન ચઢે,” એ ન્યાયે આખી રાત એ મારાથી વેગળી ને વેગળી જ રહી. બત્તીગુલને લીધે ઘડીયાળ જોઈ શકાતી નહોતી, તેથી મને સમયનો ખ્યાલ પણ ન રહ્યો.

કેટલીક વારે પૂર્વ દિશામાં પ્રકાશની ઝાંખી થઈ; અને ગુલાબી ઝાંયનો ત્યાં ક્ષિતિજ ઉપર ટમટમતો આછેરો ગોટો મને દેખાયો. મને આશ્ચર્ય થયું કે આટલી વહેલી રાતે આ શો ચમત્કાર ! પ્રકાશનું વર્તુલ પ્રસરવા લાગ્યું, અને એ દિશાનું ક્ષિતિજ થોડી ક્ષણમાં તો ઝગઝગી ઉઠ્યું.

વાહ ! ચમત્કારપટુ જલનિધિની આ કોઈ નવી નવાઈ તો નહિ હોય ? મારે અંદાજે તે સમયે સાડા ત્રણ વાગ્યા હશે; છતાં પ્રાચિ દિશામાં નભ રક્ત દીસ્યું તો દીસ્યું, પણ બાણુ જાણે હમણાં ઉગશે એવો વિપુલ પ્રકાશપુંજ ભપકી નીકળ્યો. અનંત જળમાં તેનું પ્રતિબિંબ ઝળહળાં થઈ રહ્યું.

થોડી વાર પછી...

ધીમે રહીને ઉગ્યો...

બીજના જેવી ક્ષીણ રેખાવાળો વદ એકાદશીનો ઝીણી તણખલી શો ચંદ્ર ! એની ઉગતા પહેલાની તૈયારી આટલી વિશાળ અને મહત્ આશાઓને ઉત્તેજનારી હતી. પણ ઉગતાની સાથે એ બધા તેજપુંજ કોણ જાણે ક્યાંયે ઓસરી ગયા; અને કાળા આકાશની કિનારી ઉપર એ દયામણી, આછેતરી, આવી ધાંધળ સાથે ઉગવાની ધૃષ્ટતા કર્યા બદલ ક્ષમાપ્રાર્થી હોય તેવી ઓશીયાળી ઝાંખી શી ચંદ્રરેખા અમારી સામે આવીને શરમાતી ઉભી !

માનવજન્મ પરત્વે પણ ઘણું ખરૂં એજ ક્રમ હોય છે ને...

બ્રહ્મદેશના કાંઠાની શ્યામ ભૂસહરીઓ ક્યારની ક્ષિતિજની સળંગ રેખાનો ભંગ કરવા માંડી હતી. " આરકાટી "–પાઈલિટ– સ્ટીમર ઉપર ક્યારનો આવી ગયો હતો. ઈરાવદીના મુખ આગળ માર્ગસૂચક બોયાના લાલ–ધોળા દીવા ઝબક ઝબક આંખ મીચામણાં છડેચોક કરતા હતા...

સવારે છ વાગે અમે ઉતારુસમુદાયે રંગૂન બંદરે મહાશુભ-સ્થાને પદાર્પણ કર્યાં.



# ૧૮

# ઉપસાગરને પેલે તીર

આ કામ પત્યા પછી રાજગઢી ( જે હવે લશ્કરી છાવણી અને જેલ છે ), અને માંડલે ડુંગર જોયાં. રાજગઢીના સાગના થાંભલા જોયા. ઉ ચ્યો ન્યીએ કહ્યું, " આ સાગના થાંભલા તીબોના રાજ્યની જડ ઉખેડવામાં કારણભૂત હતા. "

" એ કેવી રીતે ? "

" બોમ્બે બર્મા કોર્પોરેશનને રાજાએ જંગલનાં લાકડાંનો ઇજારો આપ્યો હતો. પરંતુ તેમાં એક શરત હતી. અમુક માપથી વધારે જાડાઈનાં થડ " શાહી લાકડાં "માં ગણાતાં, અને તેવા માપના થડને કંપનીએ હાથ લગાડવો નહિ, એવી એ શરત હતી. એ થડમાંથી રાજાની ઇમારતો બનતી. જ્યારે કંપનીને ટંટો કરવાનું મન થયું ત્યારે તેણે એવા શાહી થડીયા કાપ્યાં. રાજાએ વાંધો લીધો, ને કંપનીનો દંડ કર્યો. બસ, આટલું જ બહાનું. કંપનીએ નાદરમાની કરી, ને રાજા ખીજાયો. અંગ્રેજ સરકારે

પોતાની જાતવાળાની મદદમાં હથિયાર ઉઠાવ્યું. ને એ બહાને બર્મા પણ હિંદની સાથે ગુલામગીરીમાં ઝડપાઇ ગયો."

× × ×

...જવાહરની રમુજવૃત્તિ અદમ્ય હતી. રશીદભાઇએ કહ્યું! "પંડિતજી, અહિં લાકડાનું એક ટાવર છે એમ કહેવાય છે કે એ દુનિયામા બીજા નંબરના કદનું લાકડાનું ટાવર છે"

તરત જવાહરે ટકોર કરી, "હું જોતો આવ્યો છું કે બર્મામા બધું દુનિયામાં બીજા નંબરનું છે. તમારો (મીંગનનો) ઘંટ, તો કે દુનિયામાં બીજે નંબર. સુરતી બડાબજાર, તો કે એશીયાખંડમા બીજે નંબર. અને આ નાનકડું ટાવર, તો તે પણ દુનિયામા બીજા નંબરના કદનું લાકડાનું ટાવર! કેટલાં વિશેષણો! બર્મામાં કોઇપણ ચીજ ફર્સ્ટરેટ (પહેલી પંક્તિની) થશે નહિ કે શું?"

મેં પ્રત્યુત્તર આપ્યો, "અમે બર્મામાં બધી બાબતોમાં બીજા નંબરનોજ દાવો કરીએ છીએ. એનું એક કારણ એ, કે પહેલા નંબરની ચીજ કઇ ને કયાં છે તેની અમને ખબર નથી હોતી, પણ એટલું જાણીએ છીએ કે ગર્વ કરવાનો બર્મા પાસે કશો વિષય નથી, ને ગર્વ કરવો એ ચોક્કસ છે, તેથી બર્મા "સેકન્ડ બેસ્ટ"નો બિનહરીફ ગર્વ કરીને સંતોષ માને છે."

"વેલ, આઇ વિશ ઑલ વેલ ટુ ધિસ કન્ટ્રી ઑફ સેકન્ડ બેસ્ટ!"

("બ્રહ્મદેશમા જવાહરલાલ", પા. ૨૧-૨૨)

રંગૂન! બ્રહ્મદેશ! જેના નામને નાનાવિધ કલ્પનાતરંગોથી આપણે સદીઓ થયાં વિભૂષિત કરતા આવ્યા છીએ, એ વિલક્ષણ દેશ! માણસને માખી કે પોપટ બનાવીને સોનાને પીંજરે પૂરતી

કામરુદેશની લંબકેશી, વક્રનેત્રી કામલતાઓનું જેને અનેક કલ્પના-વીરોએ નિવાસસ્થાન લેખ્યું છે, એ સુવર્ણભૂમિ !

વાસ્તવમાં, કામરુદેશને અને બ્રહ્મદેશને કશો જ સંબંધ નથી. કામરુદેશ તો આસામનો એક હિસ્સો છે. ખરું નામ કામરૂપ, જ્યાં કામરૂપ દેવીનું મનોહર મંદિર પહાડ અને સરોવરોથી રમ્ય બનેલાં ભૂભાગમાં વિરાજે છે, અને જ્યાંના ગોહાટી નગરમાં રાષ્ટ્રીય મહાસભાનું એક અધિવેશન થોડાં વર્ષો ઉપર ભરાયું હતું, તે. ત્યાંની સુંદરીઓ કામણ ટૂમણ જાણે છે કે નહિ, અને જાણે છે તો કેટલાં અને કેવાં, તથા એ વિદ્યામાં એ સુંદરીઓ સાચે જ નિપુણ હોય તો આપણા જેવાને એમની વિદ્યાનો પરચો મેળવવાનું સદ્ભાગ્ય ત્યાં જવાથી પ્રાપ્ત થવાનો સંભવ છે કે નહિ, તે વિષે અનુભવને અભાવે કરીને નિશ્ચયપૂર્વક કશું કહી શકાય તેમ નથી. પરંતુ ત્યાંની સુંદરીઓ સાચે સુંદર હોય છે, તેમના કેશ સાચે જ ઘણા લાંબા હોય છે, અને તેમનાં કામણ ટૂમણ જો મસ્ત અને મારકણી આંખ પૂરતાં હોય તો એ ગુણ વિષે કોઈએ શંકા રાખવા કારણ નથી, એટલું અવશ્ય કહી શકાય. પરંતુ કામરુદેશ તે બર્માં તો નહિ જ.

જો કે બર્માંની લલનાઓ વિષે પણ એ લક્ષણોનું નિરુપણ અસ્થાને નથી જ.

રંગૂન, એટલે આખા સંસારનો ટૂંક સાર. ધરતી ઉપરનો કોઈ પણ પ્રવાસશીલ દેશ નહિ હોય કે જેનો કોઈ ને કોઈ વતની રંગૂનમાં મળી શકે નહિ; અને હિંદીઓ...

કાશ્મીરથી કન્યાકુમારી અને કલકત્તાથી કરાંચી સુધીના દરેક

જીલ્લાના નમૂના રંગૂનમાં મોજુદ છે. રંગૂનની કોઇ પણ મોટી સડક, એટલે સારા ભરતખંડનો સંક્ષિપ્ત છતાં સર્વગ્રાહી સાર.

રંગૂન, એટલે ભૂમિતિની " સીધી રેખા "ની જીવતી જાગતી વ્યાખ્યા. એની પાંચ મોટી સડકો પૂર્વ–પશ્ચિમ જાય છે; એને એક છેડે ઉભા રહો, એટલે ભાઇલો સુધી–અર્થાત દૃષ્ટિ પહોંચે, ને બે તરફનાં મકાનોની હારો ભેગી થતી દેખાય ત્યાં સુધી, સડકની સીધી રેખા નીહાળી લ્યો. એ પાંચ સડકોને કાટખૂણે કાપતી સવાસોંક સડકો, ને ઉત્તરે રેઇલ્વે, સડક અને દક્ષિણે રંગૂનની નદી મુખ્યતઃ સીમારૂપે બાંધી લે છે. રેઇલવે સડક વાળે છેડે તમે ઉભા રહીને નજર કરો, એટલે નદીમાં લાંગરેલી કે ફરતી કોઇ સ્ટીમરનું ભૂંગળું કે એના ખંભા કિનારાના ડક્કાઓ ઉપર બાંધેલી ગોદીઓ અને ગોદામોના છાપરાં ઉપરથી ડોકીયા કરતાં દેખાય જ.

રંગુન જાઓ, અને જે વાહનમાં બેસવાનું પસંદ કરો તેના હાંકેડુને ગલી નંબર તથા મકાન નંબર આપો, એટલે તરત ઘરનો પત્તો મળ્યોજ સમજવો. કેમકે પૂર્વ પશ્ચિમ લંબાતી મોટી સડકોને નામ હોય છે, પરંતુ ગલીઓ એકથી એકસોઆડ સુધી ક્રમાનુસાર નંબરથી ઓળખાય છે. તેમાં દર ત્રીજી ગલીને સામાન્યતઃ નામ હોય છે. અને મકાનોના ક્રમાંકોની વ્યવસ્થા પણ સુંદર છે. વાહનવાળાને " તીસ–છે ગલી, ઘર નંબર એકસો છેતાલી–ચાર " કહી દીધું, કે છત્રીસમી ગલીના એકસો ચોસઠ નંબરવાળા મકાને પહોંચ્યાજ સમજો.

કલકત્તાથીજ તમને " ઠો " અને " તાલી " ની નવી નવાઇઓ પ્રાપ્ત થાય. એક પાન માગવું હોય, તો " એક–ઠો પાન દો " એમ કહેવાય. એ પ્રમાણે એક–ઠો દો–ઠો ઈ.. કવચિત

ક્વચિત ટો ને બદલે ટોર પણ સાંભળવામાં આવે છે. અને "તાલી" એટલે દસ. આ શબ્દ જૂના જમાનાના પોર્ટુગીઝ વસાહતીઓ અને સમુદ્રવાસીઓ તરફથી પ્રાપ્ત થયેલો છે. ગુજરાતીમાં "ચા" "રૂમાલ" ઇ. પોર્ટુગીઝ શબ્દો ઘરગથુ થઇ પડયા છે. તેવું આ "તાલી" નું બર્મામાં છે. તાલી એટલે દશક. પ્રત્યેક દશકને "તાલી" કહેવાય. અંગ્રેજીના tally નો સંબંધ પણ આ શબ્દ જોડે હોઇ શકે. ચોખાની "ટોકરીઓ" (બર્મામાં અનાજના માપનો એકમ ટોકરી અર્થાત ટોપલી છે, જેમ આપણામાં મણ ગણાય છે તેમ) કે બસ્તાની ગણતરીઓ "તાલી" ના ઉપયોગથીજ મિલોમાં અને ગોદામોમાં પણ થાય છે. અને સામાન્ય રીતે, દસ, વીસ, તીસ અને તે પછી ચારતાલી, પાંચતાલી એમ તાલીય ન્યાય પ્રવર્તે છે.

રંગુન–જ્યાં બર્મીઝ "ફ્યા" (બુદ્ધમૂર્તિ) ના સોનેરી પગોડા (સ્તૂપ) હિંદુ ધર્મના સર્વ સંપ્રદાયોના મંદિરો, પારસી અગીયારી, યાહુદીના સીનેગોગ, ઇસાઇનાં દેવળ (અને તે પણ તેના દોઢ–બે ડઝન પંથમાંના પ્રત્યેકનાં), ગલીઓના ખુણે ખુણે મકાનોનાં છાપરાંની ઉપર ડોકીયાં કરતા મિનારાવાળી દરેક ફિરકા તેમજ જિલ્લાના સમૂહ મારેની અલગ અલગ એવી સેંકડોની સંખ્યામાં સારા શહેર ઉપર છવાઇ રહેલી મિયાંઓની મસ્જિદો, શ્વેતાંબર દિગંબર, દેરાવાસી, સ્થાનકવાસી એ સર્વ પંથોને આવરતા જૈન અપાસરા અને શિખ ગુરુદ્વારા; એ બધાં ધર્મસ્થાનો ખભે ખભા મીલાવીને રંગુનમાં ખડા છે. ઘરનાં હાંલ્લા અને કુટુંબના ભાંડુઓની, જેમ, ભેગા હોવાને લીધે એ કોઇ કોઇ વાર ખખડે પણ ખરાં; પણ એનું થાય શું? ભેગાં ખંડાવાનુ એમનાં નસીબે સરજાયું જ હોય, ત્યાં ઇલાજ શો?

રંગૂન—કે જ્યાં વિખ્યાત મોગલ સ્ટ્રીટ છે; એનું એવું નામ હોવાનું એક કારણ અત્યારે તો દેખાય છે, કે તેમાં એક પણ મોગલ રહેતો નથી !

રગૂંન—જે ઇરાવદીને તટે વસેલું કહેવાય છે, છતાં ઇરાવદીને કાંઠે નથી જ વસેલું. રંગૂનવાળી નદી ઇરાવદીથી સાવ નિરાળી છે. એનું ખરૂ નામ " હ્લાંઇ " નદી, જેને રંગૂનથી થોડા માઇલ ઉપરવાટ ટ્વાંટેની નહેર વડે ઇરાવદી સાથે જોડવામાં આપેલી છે.

અને બ્રહ્મદેશ, એટલે વિરોધાભાસનું જાણે સંગ્રહસ્થાન.

ત્યાંની નૈસર્ગિક સમૃદ્ધિ અસીમ છે, અને તેની સુંદરતાને તોલે આવે એવું ભરતખંડમાં પણ કશું નથી. પરંતુ એ બાદ કરતાં, ત્યાંનું પ્રાયઃ બધું જ " સેકન્ડ બેસ્ટ " છે.

બર્માનું વિલક્ષણ ફળ ડુરીયન, જે જગતનાં મીઠાંમાં મીઠાં ફળોમાંનું એક છે, પરંતુ જેની દુર્ગન્ધ આગળ ફણુસ કંઈ લેખામાં નથી, તે ડુંગળી શરમાઇ જાય છે; ૧૯૩૭માં પંડિત જવાહરલાલ નેહરૂ બર્મા ગયાત્યારે તેમનાં પુત્રી કુ. ઇન્દીરાને તેની દૂરથી પણ વાસ એંચેની થઈ આવતાં જતી. અને એને ચાખવા માટે જવાહરે અનેક હુમલા કરેલા. એના સંબંધમાં ઉપસ્થિત થયેલા પ્રસંગોમાંથી બે નીચે ટાંક્યા છે.

" કહીં ગોતમજી, ડુરીયનકા ક્યા હુવા ? "

" સોસમીનમેં ચખનેકા પ્રોગ્રામ કાયમ હૈ, જી. "

" મૈંને કહા થા પ્રોગ્રામમેં રખ દિયા જાય, લેકિન ઉસમેં તો કુછ દિખાઇ પડતા નહિ હૈ. "

" કાગઝમેં ખાસુખા નહિ લિખા હૈ, ક્યોંકિ ડુરીયન ખાનેકા વિધિ પબ્લિકમેં ન કિયા જાય, તો ઠીક ! મગર પ્રોગ્રામ બરાબર કાયમ હૈ. "

"યહ ભી ઠીક હૈ. દેખિયે, કિતના ભજે ખાયા જાયગા ? સબ કામ પૂરા હોને કે બાદ આખરી લડાઇ દુરીયનસે રખખી જાયે, તો કિ ઉસકા અસર કો પાર કરને કે લિયે સારી રાત હમારે હાથ પર રહે ! ઇનસાન કી બરદાસ્ત કરને વાલા હૈ. દુનિયાકી કોઇ તાકાતસે નહિ ડરનેવાલા મૈં, બ્રિટિશ ઇમ્પીરિયલિઝમ કા મુકાબલા કરનેવાલા મૈં, ક્યા કમબખ્ત દુરીયનસે ડર જાઉંગા ? ક્યા બાત હૈ ! દુરીયન મુઝે ખાના હૈ, ઔર ઉસ કો ખાકર હી મૈં છોડુંગા, ભલે ઉસકા કુછ ભી નતીજા હો !" એમ કહેતા એ હસીને ચાલ્યા ગયા.

× × ×

પણ ધાર્યું ધરણીધરનું થાય છે ! દુરીયન ખાવું'તું ક્યાં ને કેમ, અને ખવાયું ક્યાં, ને કેમ !

રાતના જમીને સાડા આઠ વાગે ઘેર પાછા પધાર્યા. ત્યાં મોલમીનના જાણીતા શ્રીમંત રાઈસ મીલર કો હું હું ને ત્યાં આ પાણીની દાવત હતી જ હતી. સાંગોપાંગ બર્મીઝ પદ્ધતિની રસોઇ, પીરસવાની તમીજ, ને બેઠક. ગોળ નીચાં ટેબલો, તેને ફરતા અચ્ચાર જણ બેસે. ચીનાઇ માટીનાં વાસણોમાં વાનીઓ મૂકાય. પીરસનારા જુવાનો ઘણાં જ સુઘડ, અતિશય નમી ઝુકીને પીરસે. વાનીઓ પણ અનેક જમવાનું થઇ ગયું, એટલે ટેબલ આખું ને આખું ઉપાડી જાય, ને તેની જગાએ બીજું મૂકી દે. તેના ઉપર ફળફળાદિ સુંદર સુઘડ રીતે સમારેલાં 'કટોરીઓમાં મૂકેલાં' ચમચા છરી ઇ. સહિત ગોઠવેલાં હોય. ખાનારા ઉંચા ધૂંટણીયાં નાખીને નીરાતે બેસીને જમે. કો હું તું ઘણા વૃદ્ધ પુરુષ છે. તેના યુવાન પુત્ર પણ તેહનાતમાં હાજર હતા.

અહિં દરેક ફળના મેજ ઉપર સારા પ્રમાણમાં જેની જોડ ન મળે તેવાં ઉત્તમોત્તમ દુરીયનની પેશીઓ કટોરામાં પીરસેલી પડી હતી ! તે આવતાં જવાહરલાલ પોતાની ટેવ મુજબ ત્રાંસી

આંખે મારા તરફ જોઇને મંદ મંદ સ્મિત કરે! હું સમજી ગયો તરત પાસે જઇને મેં એમને ઉત્તેજન આપ્યું: 'પંડિતજી, જો હુવા ઠીક હુવા હય. ઐસા બેનમુન ફલ આપકો ઔર કોઇ જગહ પર નહિ મીલેગા. યહાં હી ચખ લિજીયે. અબ કોઇ પ્રોગ્રામ બાકી નહિ હૈ; પ્રારબ્ધ મેં યહાં હિ અંનેકા લિખા હોગા. ખાઇયેગા"

"યસ, એની હાઉ, આઇ હેવ ગોટ ધ હોલ નાઇટ ટૂ ગે' ઓવર ઇટ. સો હિયર ગોઝ!"

"ચમચાથી સફેદ ને સોનેરી, બંને પ્રકારની પીશીઓ ઉપરથી મલાઇ ઉખેડીને ચાખી. પછી ઉઠયા. પૂછતાં કહે: "સુફેદ થા, વહ ઠીક થા, કોઇ ખાસ બાત નહિ, લેકીન સુનહલા જ્યાદા મીઠા થા." એમની ખાસીયત મુજબ દુરીયન ચાખ્યું, ને તેનું વર્ગીકરણ પણ કરીને જજમેન્ટ આપી દીધું!

× × ×

બર્મા, જ્યાં વૈદિક હિંસાના પ્રત્યાઘાત રૂપે તથા અહિંસા ધર્મની પરાકાષ્ટા તરીકે સ્થપાયેલો બૌદ્ધ સંપ્રદાય પ્રવર્તે છે, પરંતુ જેના અનુયાયીઓ સર્વભક્ષી પ્રકારના માંસાહારી છે, અને જ્યાંના બુદ્ધશાસનરત ભિખ્ખુઓ પણ સતત સામિષ ભોજનના આસક્ત ભક્ત છે.

જ્યાંના વતની જેવા ભલા, ભોળા, રમતપ્રિય, આનંદી, સંગીતનૃત્યના આજીવન આશક લહેરીલાલા સંસારભરમાં દુષ્પ્રાપ્ય છે, અને તે સાથે તેમના જેવા ઝનુની, ક્રોધી, ખારીલા, ચડાઉ અને વાંસે ઘા કરવામાં એક્કા એવા ખૂની ખમીરનાં માનવી પણ બીજે ક્યાં ય મળી શકે તેમ નથી.

બર્મીઝ સ્ત્રીઓ જેવી સર્વ વાતે આઝાદ મહિલાઓ સંસારના કોઇ પણ પ્રદેશમાં ભાગ્યે જ હશે. સામાજિક, ધાર્મિક તેમજ આર્થિક જીવનમાં પણ એમનું વર્ચસ્વ અબાધિત છે. છતાં ત્યાં

બૌદ્ધમતાનુસાર, સ્ત્રી અવતાર અધમ લેખાય છે, અને નિર્વાણ માટે પોતાને એકાદ જન્મે પુરુષ દેહપ્રાપ્ત થાય તે માટેની પ્રાર્થના પ્રત્યેક સ્ત્રીના આહ્નિક કર્મનો મહત્વનો અંશ છે. પુરુષને માન આપવું, પોતા કરતાં એને ઉચ્ચતર કક્ષાનો જીવ ગણવો, એવું શિક્ષણ એમને જન્મના સમયથી જીવનભર અપાય છે.

જ્યાં લગ્નવિચ્છેદની છૂટ પશ્ચિમના, હૉલીવુડના સમાજ કરતાં પણ વધારે સહેલી અને સરળ છે, છતાં આબરૂદાર લેખાતા સમાજમાં લગ્નવિચ્છેદ થતા બહુ જવલ્લે સંભળાય છે.

જ્યાંની આગગાડીઓમાં " ફૉર વીમેન ઑન્લી " ને બદલે " ફૉર મેન ઑન્લી "નાં પાટીયાંવાળા કમ્પાર્ટમેન્ટો જોવામાં આવે છે.

જ્યાં જમાઈ પરણીને સાસરે સીધાવે છે....

બર્મીઝ કુળો પોતાને પ્રાચીન ભારતીય કુળોના નબીરા લેખાવામાં ગૌરવ માને છે. બારસો વર્ષથી બર્માના પ્રત્યેક રાજાનો દાવો પોતે ક્ષત્રિય વંશના સંતાન હોવાનો રહેલો છે. છેલ્લા રાજા તીબો સુધીનો પ્રત્યેક રાજા પોતાને શાક્ય કુલોત્પન્ન ચંદ્રવંશી ક્ષત્રિય મહારાધિરાજ કહેવડાવતો. એ વર્ણન એમના નામાભિધાનનું એક અંગ હતું. ઉત્તર તેમજ દક્ષિણ બર્માના બર્મીઝ જનસમુદાયો સ્પષ્ટપણે ભારતીય રક્તનાં સંતાન છે. અસલથી એમને સમાજ વ્યવસ્થા તથા સંસાર વ્યવહારમાં મનુસ્મૃતિ પ્રમાણ છે. બ્રિટિશ રાજઅમલમાં પ્રવર્તતો " બર્મીઝ લૉ " તેને અનુસરે છે. તેમની ભાષા માગધીની વિકૃતિ છે. તેમની કથા વાર્તા, તેમનું લોકસાહિત્ય, અને ધર્મસાહિત્ય બધું જ ભારતીય સાહિત્યનાં રૂપાન્તરો છે. એમનાં જ્યોતિષ તથા ભૈષજ પણ પૂર્ણપણે ભારતીય છે એ નિઃશંક

છે. છતાં તેમને ઝનૂનીમાં ઝનૂની પ્યાર હોય તો તે "કલા" અને "કલા" ને લગતી પ્રત્યેક વસ્તુ પ્રત્યે વ્યક્ત થાય છે.

ત્યાંની સુંદર, પાતળી નારીઓ નૃત્ય, ગીત અને વાદનમાં અતિપ્રવીણ છે. તેમનાં વક્ર નેત્રો અને નાજૂક મુખ એ નિતંબિની-ઓનાં મુખ્ય આકર્ષણોમાં લેખાય છે. છતાં એવું એક પણ નાનકડું. ચંપકવરણું મુખ એ દેશમાં નહિ હોય કે જેમાં બાળપણથી તે મરણ સુધી નવ ઇંચ લંબાઇ અને ત્રણ ઇંચ વ્યાસનો "ચુટ્ટો" (ચિરૂટ) સતત ખોડાયેલો ન રહેતો હોય. ૧૯૨૯ ની સાલમાં ગાંધીજી બીજી વાર ત્યાં ગયા ત્યારે તેમણે આ વસ્તુ ઉપર ખાસ ટકોર કરી હતી અને તે વિષે ખેદ દર્શાવ્યો હતો.

. એ નારીઓને પગની પાનીને ઢાંકે તેવા લાંબા કેશકલાપ હોય છે. છતાં તેમાં બનાવટી વાળ ઉમેરીને માથે કેશસ્તૂપ ન બાંધતી હોય એવી કોઇ પણ બર્મીઝ લલના ભાગ્યે જોવામાં આવશે. ખરેખર, નારી, એટલે વાળ વિષેના અસંતોષની અખંડ જ્વાલા. જેમ ધનનો સંતોષ રંકથી માંડીને કુબેર ભંડારી સુધીના કોઇ દેવ કે માનવને નથી હોતો, તેવી સ્થિતિ નારીઓની વાળ પરત્વે હોય છે.

ત્યાંના શ્વેડેગોન, શ્વેમોડૉ આદિ અનેક પ્રચંડ જગદ્વિખ્યાત બૌદ્ધ પગોડાની પ્રથમ સ્થાપના બૌદ્ધેતર હિંદુઓના હાથે થઇ છે.

હિંદના કોઇ પણ જલમાર્ગો જેની તોલે ન આવે એવી દરિયા જેવી વિશાળ નદીઓ ત્યાં બારે માસ હમ હમ કરતી વહે છે. સાતસો માઇલ સુધી ઉપરવહેણ સ્ટીમરો જઇ શકે એવાં અગાધ જેનાં નીર છે; જેના સાગ, તેલ, રત્નો અને ચોખાની વિપુલતા

જગતને મુગ્ધ કરે છે—છતાં જેમાંની એક પણ વસ્તુ ઉપર બર્માની વતની કોમનું લેશ પણ પ્રભુત્વ નથી...

ડિસેમ્બર ૧૯૨૫થી ડિસેમ્બર ૧૯૩૯...ચૌદ વર્ષના મારા બર્માનિવાસનાં અનેક દશ્યો ચિત્તપટ ઉપર ઝબકી જાય છે...

એ દેશની અંદર મારી મુસાફરીઓ ઘણી યે થઇ. માંડલે, સગઈ, મોઈવા, મોલ્મીન, બસીન, પ્રોમ...

નિરંતર જેની બત્રીશી ચાલ્યા જ કરે છે એવાં આહારપ્રિય બર્મીઝ નરનારી યાત્રીઓ સાથે બર્માની રેલ્વેઝમાં રાત્રીઓ વીતાવવાનો પણ એક લહાવો છે.

સુંદર લાંબી સડકો ઉપર મોટર વાહનમાં દોઢ હજાર માઇલનાં કદી ન વિસરાય તેવાં મનોભિરામ, રસ છલકતાં ભ્રમણો ઉપેક્ષાને પાત્ર કેમ કહેવાય ?

અને ઇરાવદીના વિશાળ વક્ષઃસ્થળ ઉપર, સાલ્વીનના સમુદ્ર શા વિસ્તૃત પટ ઉપર, સ્ટીમર જેવી મોટી બે માળની સ્ટીમલૉન્ચો, નાનકડી " સંપાન " નૌકાઓ અને મોટર " સ્પીડબોટ "માં કરેલી રખડપટ્ટીઓની લહેરની કંઇ વાત થાય ?

અને હવાયાનઃ

સીપ્લેઇમાં વાહેમાથી બસીન, અનેક નદીનાળાંની રેખાઓની જાળગૂંથણીથી અંકિત, જળભર્યા કટોરા જેવાં દેખાતાં તળાવોની તારાટપકી જડેલી, ગામડાંના નાના સમૂહોને માતાની જેમ ગોદમાં છુપાવી રહેલાં વૃક્ષવૃન્દોથી આચ્છાદિત, વિચિત્ર આકૃતિઓ આલેખતી ખેતરોની રેખાવલિઓથી સુમંડિત એવી ડેલ્ટાપ્રદેશની ઉછળતી, ઉભરાતી, ફળદ્રુપતા...

જૂન મહિનો એટલે બર્મામાં ભર ચોમાસું; અને વાયુવાહનની ચારે તરફ વાદળજૂથોના તરતા થર ઉપર થર,—અને વાતાવરણની સ્થૂલતા તથા સૂક્ષ્મતા અનુસાર હિલોળા લેતું વિમાન...

વળી બસીનથી રંગૂન:

"આહ ! આખે કિનારે શું માનવભીડ ! અગણિત લોક ચોકેચોક ઉભરાયું હતું. ધૂધવાટ કરતું વાયુયાન ઉંચે ચઢ્યું ત્યાં સુધી તેમની જયઘોષણા કાચની બંધ બારીઓમાંથી પણ સંભળાતી હતી.

"જળ ભરેલાં વાદળ ચઢ્યાં હતાં. તેના થર ઉપર થર અમારી આસપાસ જામેલા હતા. ડાબે હાથે તોફાન હતું. ધોધમાર વરસતા જળનો દેખાવ જોવા જેવો હતો. ધરતીથી લઇને વાદળ સુધી ચાર હજાર ફીટ ઉંચો ને પ્રચંડ ઘેરાવાવાળો જળખંભો નીચે જમીન તરબોળ કરતો અમારી સાથે ચાલતો હતો. પ્લેઇનની અંદર ઘામ અસહ્ય હતો, ને હવા તોફાની હોવાને લીધે હીલોળા લાગતા હતા..." *

એ હીલોળા, એ ઘામ અને તજ્જન્ય બેચેની, એ તો બધા ગુલાબની જોડે રહેલા કાંટા.

રંગૂનથી મોલમીન:

"સવારના વહેલા બરાબર ફ્લોટિલાના હવાબાનમથકે પહોંચ્યા, ને મોલમીન તરફ પગ—અર્થાત પાંખો હંકાવી. પંડિતજી, ઇન્દુબેન, ઉપાધ્યાયજી, સલાભાઇ તૈયબજી, રશીદ, ને હું, એટલા મુસાફર હતા. ઠીક ઠીક વહેલા નીકળ્યા; ને વાદળ હતાં, એટલે બસીનવાળી સહેલગાહ જેવો ઉકળાટ કે અપડામણ નહોતાં. અમારી નીચેથી પાણીભર્યા દેશનાં સેંકડો નદીનાળાંની અનેક આકૃતિ દોરતી રેખાઓ, ખોબા જેવાં દેખાતાં તળાવ, ગામડાંની

વસતી સૂચવતા ઝાડનાં ઝુંડ ઉપ નો નકશો બતાવતો ધરતીપટ સરક્યો; વીસેક મિનીટ ફરીથી દેખાયો. એ ખાડી વટાવતાં દસેક મિનીટ થઇ, ત્યાં સાલ્વીનનાં મુખ અને ત્રિવેણી સંગમ જેવું જંગી ત્રણ પ્રવાહોનું સંમેલન નજરે પડ્યું. ચક્કર મારીને સાલ્વીન ઉપરવટ ગયા, ને "ડ" આકારે પથરાયેલા મોલમીનનાં દર્શન થયાં. સામે પહાડોની મનોહર હારમાળા, જળના ભંડાર ઉપાડીને આવતા મારગે થાકેલા અને એ ડુંગરાને માથે ક્ષણભર વિસામો ખાતા હમર જલભર જલદપુંજો, નીચે મનોભિરામ નદીઓ અને હરિયાળી, એ સર્વ અત્યંત આહ્લાદક લાગતું હતું.

"સાલ્વીન માની ગોદમાં અમારી ચિડીયાં ગાડી હળવે હતરી. ત્યા હોન્ય તૈયાર હતી. એકદમ સણુગારેલી, ને હસતી રમતી..." *

અને પાછા મોલમીનથી રંગૂન...

પરંતુ બ્રહ્મદેશનાં અંતર્ગત ભ્રમણોની મજાની વિગતોને પણ આ પ્રસંગ માટે અપ્રસ્તુત ગણીને તેમાં નહિ ઉતરીએ.

---

* "બ્રહ્મદેશમાં જવાહરલાલ"માં પં. જવાહરલાલ સાથેના લેખકના-મારા-વર્ણનમાંથી ઉધ્ધૃત.



મહાનદી સલ્વીનના વિશાળ વક્ષ ઉપર ચોમાસાના સધિમાં તરતો ઇમારતી લાકડાની



માંડલેના સહસ્ર પગોડા; નજીકના ડુંગર ઉપરથી લેવાયેલી છબી. ( ૧૯૩૪ )

# ૧૯

## કેટલીક ઝડપી તસ્વીરો

“ લે બાઇ, હું તો ક્યાંય જતી નથ્ય. આ હું ભલી ને મારો કમરો ભલો. ભુરી બાઇ, તમે આવો ને હું નોં મળું ઇ તે બને ? ”

“ બળ્યું વાલબાઇ, તમેય એવાં ને એવાંજ રિયાં. પૂરીબાઇ મારે ઘરે આવ્યાં તાં, ને મને કહ્યું કે દૂધીબાઇને ત્યાં જાવું છે, તમારે હાલવું હોય તો હાલો. નઇ તો હું એકલી વઇ જાઉં. તઇ મેં કયું જરા થોભો, આ આવી. પછે રસ્તામાં તમનેય બરક્યાં, પણ જવાબ નોં મળ્યો અટલે અમે હમજ્યાં કે તમે ઘરે નઇ હો. ”

“ ઓહો ઇમ કો ને તઈ, હું કપડાં ધોઇને ઘુમલખાનામાંથી નીકળી ને ચોકો કરતી તી, ઇ વેળા તમે બરક્યાં હશ્યો. મારાથી હંભળાણું નઈ હોય. ”

" પણ વાલબાઇ, ચોકા બરતન હાથે કેમ કરવાં પડે છે ? રામો રોયો ક્યાં વયો ગ્યો તો ? "

" શું કઉં બેન, રામાને કંઈ કામ ચીંધીયે તો મરવા પડે છે. આ કહ્યું કે મારકીટમાંથી બે વિસા ચીની લઇ આવ્ય. તો રોયો સામું બોલ્યો કે રોજ રોજ તુમ લોક ટકટક કરતા હે, આપ લોકકા ઝંઝટકા કામ હે, હમારા કામ તો ખાલી ચોકા બરતન ઓર કપડાંકા હૈ, ફીન હમકો ઘડી ઘડી કામ ચીનતા હે, હમ નહિ સકતા. રોયાને મિજાજનો પાર નંઇ. મેં તો તરત સંભળાવી દીધું કે કાયકુ કામ નઈ બતાયગા. કઈ અકતમેં કામ કરતા ? એટલું બોલી, ને પીટયો હાલતોજ થયો. "

" અરે વાલબાઇ, તમે બી અજ્જબ આદમી દેહું. આપણે લોક રહ્યા રામા લોકને આસરે. એની પતરાજી ચાલે; આપણી ની ચાલે જો. આ તીનપાચ કરવા ગીયાં, ને હાથે ચોકા કરવા વારો આઇવો. "

" ખરી વાત પરસનબેન, આપણે ગામડાંની બાઇડીયું સ્હેરમાં આવીને શેઠાણીયું બની ગઇ, તે ૪ જ થાય ના...લ્યો આ તમારો દરવાન આવ્યો. દરવાન, કિસકો મંગતા ? "

" ચાવલપટ્ટી મેં સે બાબુ હમકો ભેજા. બોલા, અમ્માકુ પૂછો; કયા ચીજ મંગતા, બજારસે લા દેગા. "

" એ તો મને પૂછે છ, વાલબાઇ. એંચાતાણો છે તે. કોના ભણી દેખતો છે તેજ ની હમજાતું મલે. દેખો દરવાન, કલકો બાબુ કા દોસ્તીવાલા લોક આનેવાલા હે. ઉસકા વાસ્તે ખમણ-ઢોકળાં બનાયગા. ઉસકા વાસ્તે થોડા હારા ધનીયા ઓર અદરક દો ટિકલ કિસમિસ – અચ્છાવાલા મંગતા, હો કે ? – લે આના.

અને એક વિસા આલુ ઓર સાડે એક *વિસા પિયાજ ગલીકા મોડ વાલા કાકા કા દુકાનસે લાનેસેં ચલેગા. ”

“ અમ્મા, વો દુકાન કાકા કા નહીં હે, નાના કા હે. ”

“ કાકા, મામા, મામુ કે મોટા, કોઇ કા બી હોગા, પર્વા નહિ. તુમ તુમારે લે આઓ, એટલે બસ. ઓર મોદીકા ઉધરસે ચીની, નિમક ઓર માંડલા ચાવલ કા બોલના. મંગતા હોને સે તુમારા સાઇન કરના. ”

“ ઓર કુછ ? ”

“ ઓર કુછ તે...હાં, તરકારી બી લાના. થોડા દુધી... ”

“ દુધી કયા, અમ્મા ? ”

“ ઓ બડાવાલા, મોટાવાલા સફેદ સફેદ ઓર ઉપરસે હરિયા આતા હે ને. ”

સમજ ગયા. કદુકા બાત બોલો ન. ”

“ હમ કદુબદુ નહિ જાનતા. હમ લોકકા બાત મેં તો દુધી બોલતા વો લાના, દુસરા ગુલમાલ હમ નહિ મંગતા. ”

“ હાં હાં સમજ ગયા અમ્મા, આપ લૌકી મંગતા, લૌકી લાયગા. ”

“ દુસરા બી કુછ તાજાવાલા હોને સે દેખના. પાતરાં તો ચંદાબેન બહુ હારાં છે તે બિચારાં બગીચેથી મોકલે જ છે. ”

“ અચ્છા અમ્મા, ઓર બાબુ બોલા હે, કે છેતાલી તીનમેં આજ શામકો જાનેકા હોને મે બોલો.

“ બાબુ કુ તુમ બોલો, છેતાલી તીનમેં નહિ. પણ પચાસકો વાલા અમ્માકા ઘરમેં જાયગા. ”

" અચ્છા અમ્મા જાયગા. "

" અચ્છા, જાને સક્તા...બૂરીબેન, અમને દરવાન બહુ હારો મઇલો જે. "

" અરે બેન, આ રંગૂનમાં ઓછું દખ ? વરહ દી થાય ને મુલુક જઇએ, અને ત્યાંથી પાછાં વળીએ એટલે રામાની મોકાણ-માંડ શીખવીને તૈયાર કર્યો હોય, તે મુવો બીજે વયો જાય. "

" વાલબેન, તમારો કમરો તો ફક્કડ છે હો, હું કિરાયું આપવું પડતું છે ? "

" કિરાયું સાડી સત્તાવીસ આ મહિનેથી કર્યું પણ મૈયો ઘરવાળો ચૂનોયે નથી દઇ દેતો. ઇને ઘણું ય કઇયે કે રંગૂનમાં ચૂનો દેવાનો દસ્તુર છે. તો ય દાદ નીં દે. છેવટ આ મહિને કિરાયું રોકવું છે. "

" સુડાપકોડા રોટ ઉપર એક કમરો મેં જોયો બહુ મારો છે. કિરાયું પણ માફક છે. ને ઘરવાળો લાયક માણસ છે. એના માફિક કમરો મળવો મુશ્કેલ. "

" એ પિયાજેવાલો આઇવો...એ પિયાજેવાલા, થોડા ઉપરમેં આવ રે. "

" સણુર પરસનબેન, કોઇ દરવાજે ઠોકતું લાગે છે. કોન હે ? "

" ખોલો ને, કોઇ ખાઈ જવાનું છે તે ? તમેય મારી બાઈ હાવ બીકણ બિલાડી દેહું. "

" લે, આતો ચીનો છે, ક્યા હે મીસ્તલી ? "

" મકાનવાલા બાબુ ભેજા હે, ગુસલખાનામેં તખતા બનાયગા હે, ખોલા હે. "

" કલકો કાયકુ નહિ આયા ? "

" કુલકો હમ આયાવાલા હે, બાબુ હે, ઘલમેં બાબુકા રંઠી નહિ હે. બાબુ બોલા હમકો માલુમ નહિ, અમ્મા જાનતા, કરકે આજકુ આયા હે. "

"દેખો અંદરમે આવ...ઇતના તખતા બનાયગા કયા લેગા?"

" તીન લુપીયા હોયગા, કમતી નહિ સકેગા. "

× × ×

રંગૂનમાં વસતાં ગૂજરાતી નરનારીઓની સામાન્ય વાતચિત આ ઢબે થાય છે, અને રંગૂની હિંદુસ્તાનીનો આ નમુનો છે. આવી આવી પણ હિંદુસ્તાની, રંગૂનમાં અંગ્રેજ, ચીના, બર્મીઝ, મદ્રાસી બંગાળી–બધાં જ બોલે છે. રંગૂન બર્માનું પાટનગર; એની મુખ્ય ભાષા આવા પ્રકારની છતાં હિંદુસ્તાની જ છે, અને તેની અસર ત્યાંની ગૂજરાતી ભાષા ઉપર ઉપર દર્શાવી તેવી થઇ છે. રંગૂનમાં લાંબો સમય રહેલું માણસ " મુલુક " જાય, ને ત્યાં તેનાથી વાતચિતમાં રંગૂની "બાત" બોલાઈ જાય, ત્યારે ઠીકઠીક "ગોલમાલ" થાય છે. ખાસ કરીને બર્મામાં ઉછરેલાં છોકરાંને " દેસ "માં આ તો " મુસકીલ " છે !

× × ×

રંગૂનમાં આ છેલ્લી યાત્રા દરમ્યાન એક મિત્રને હું મળવા ગયો હતો. એ ભાઇએ વાત નીકળતાં વાત કહી, કે થારાવાડીમાં વિચિત્ર બનાવ બન્યો છે.

એમનાં પત્નીએ પૂછ્યું, " શું બન્યું ? "

" એકબરમીને ત્રણ પગવાળું બાળક આવ્યું છે. "

એમનાં પત્નીએ તત્કાળ પ્રશ્ન કર્યો, "બસ, ત્રણજ પગ ?"

"તું કું કોંઈ ! ત્રણ પગ તને ઓછા પડયા ?"

પતિ તેમજ પત્ની, ઉભયને લાગ્યું કે ઉભયથી કંઇ આડું વેતરાઇ ગયું છે. થોડી વારે બન્ને બોલી ઉઠયાં, "હમનાઇ સ્યું."

× × ×

"હાભળ્યું કે...આજ તો ઘણે દી...બાઇ આવ્યા છે. શું જમાડશું ?"

"સ્યો કો, ઇમાં મને શું પૂછતા હસ્યો ? તમે કો, ઇ."

"લે, ગાલાવેલી થા મા. તને તો હાલતાં ને ચાલતાં એકજ વાત આવડે છે, કે તમે કો, ઇ. ઇ કામ અમારાં થોડાં જ છે. રસોડાની લમણાફોડય અમે કરશું, તો પછે બાઇડીયું શું કરશે ? જરા પ્રભુએ આપી હોય તો અક્કલ ખરચીયે, તો નુકશાન નો થાય. આ તો બસ કાંઇ પૂછયું, ત્યાં જવાબ ઉભોજ છે, કે તમે કો, ઇ !, કોણ આવવાનું છે, કેવી મેમાની કરવી, ઇ બધોય વચ્ચાર તમારે બૈરાંએ કરવો જુવે. અમને પૂછય પૂછય કર્યે..."

"એલા, ઇ, પડયો ! હું કેતી તીજ કે રોયો પડવાનો થ્યો છે. પીટયાનું કાળજું જ ઠેકાણે નોતું."

રસ્તા ઉપર કોઇ સાઇકલવાળો ગાડા સાથે અથડાઇને પડયો, તેમાં જ આ ભાષણ દરમ્યાન શ્રીમતીજીનું ધ્યાન હતું. બાબુજી ધૂંવાફૂંવા થતા પગ પછાડતા ઉપડયા ચાવલપટ્ટી તરફ.

× × ×

"કયા કહે ભાઈ, હમ ચમડી ફોડ કે કઝી ઉઠાકે ભી અપના કામ કે વાસ્તે મોટર રખતે હૈં. લેકિન જબ દેખો, તબ થોડી

તકલીફ. હમારા કિતના ભી ઝુરૂરી કામ ક્યોં ન હો, રહ જાવે; ઔર ઓરતેં અપની ટેડી દિમાગમેં આયા, કિ બસ, ગાડી લે કર હો જાતી ચંપત...ઔર આખિર કયા કામકે વાસતે ? બાઝારસે દો આનેકી સબ્ઝી લાતી હો, દો પેસેકા મસાલાકા આડર દેના હો, ઇસ્કાટ કંપનીકે કુએ સે પાનીકા કા ઘડા ભરના હો—બસ બુલાયા ડરાઇવર કો ઔર છૂ હો ગયે...અપની કોઇ ફુરસતીયા સહીપની કો અપની બડાઈ બતાનેકે લિયે લે ચલતી મોટર, ઔર દો પેસેકા ચાય પીનેકે વાસ્તે દો ઘંટા ગાડી કો બિઠા રખતી. દો આના કા લંચા કી જગહ દો રૂપયે કા તેલ જલાતી, ઔર હમકો પેર ઠોકતા જાના પડતા. કુછ ભી કામ ક્યોં ન હો, રોજ કી રોજ યહી હાલાત...ફિર કુછ કહતે હૈં, તો મેમસાબકા મિજાઝ હો જાતા બરખિલાફ. અરે યાર, કુછ કહ ભી નહીં સકતે, ઔર કમબખ્ત સહ ભી નહીં સકતે. "

× × ×

What man, what to do, My bally wife's so-and-so brother arrived yesterday, and ever since then, she has no eyes and no ears for any one but that d...d blighter. I do hope, she is not overhearing . but no, she's not at home. She hardly ever is. Yes. You do jolly well all that you can for your bloody wife, but as soon as she sees any bloody person or even a bloody dog connected with her bloody mother's house, not father's, mark you, fathers are of no

bloody account anywhere with women – as soon as she sees him, off she goes bloody raving mad, and you are no more than a dam bloody ninny, not to be taken any notice of. I mean, you are nowhere in the bloody picture, except as a dam shiko – machine who must consider himself dam lucky to lick the bloody phana of your wife's...Beastly, I call it. We Burmese, our women...oh, and when the hpongyis come, you'd better scoot, or you're in the soup, sure's death..."

× × ×

સંસારમાં સર્વત્ર સ્ત્રી સ્વભાવ સમાન છે ! કે પછી, છે ?

× × ×

બર્મીમાં ટક્ટૂ અગર ટાઉટ નામનું પ્રાણી થાય છે. એ ઘોની એક જાત છે. વગડામાં તો એ બધે જ હોય છે. અને બાગ-બગીચાવાળાં ઘરોનાં આંગણાં તેમજ તેનાં છત, નાળાં ઇ૰ માં પણ એ જાનવર ભરાઇ રહે છે. તે બોલે છે બહુ વિચિત્ર રીતે. એનો અવાજ ઘણો મોટો અને ઘેરો હોય છે. રાતની શાંતિમાં એકાએક એનો પડકારસો પોકાર સંભળાય છે.

" ટક્–ટક્–ટક્–ટક્–ટક્–ટક્–ટક્–ટક્–ટક્ટૂ–ઉ–ઉ–, ટક્ટૂ–ઉ–ઉ... "

પહેલો ટકટકારો ધાણી ફૂટે તેમ ઝડપથી, અને પછી "ટક્ટૂ"

નો " ટૂ " લંબાવીને એ બોલે છે. બે ત્રણ વાર ટકટૂ, પોકારીને એ ચૂપ થઇ જાય છે, અને સહસા થોડી વાર પછી પાછી પોતાની ચેલેન્જ ફેંકે છે. એ નજરે જોવામાં તો ક્વચ્ચે જ આવે છે.

ચીબરીની જેમ, ટકટૂ અમુક રીતે બોલે ત્યારે શુકનિયાળ, અને બીજા પ્રકારે અપશુકનિયાળ લેખાય છે. નિરવ વાતાવરણને ભરી મૂકતો એનો ઘોર પડકાર વગડામાં રાતે પંથ કાપતા વટેમાર્ગુને ઘડીભર ભયચકિત કરી મૂકે છે. એ પ્રાણીનો ડંખ ઝેરી મનાય છે. બર્મામાં આ ટાઉટે પરત્વે અનેક સત્ય તેમજ કાલ્પનિક ઘટનાઓ વર્ણવાય છે.

× × ×

" ટક્‌–ટક્‌–ટક્‌–ટક્‌...ટકટૂઉઉ ! "

" આજે ટાઉટે છેડાયું લાગે છે, "–સવારે આંગણામાં બંગલાનાં દ્વાર પાસે ખુરશી નાખીને આરામથી બાળકનું સ્વેટર ગૂંથતી માતા સહેજ ક્ષોભથી બોલી. " કોઇ દિવસ નહિ ને આજે વહેલું મળસ્કેથી બોલ્યા કરે છે. કોણ જાણે શું મોત આવ્યું હશે એને. કેવું જાણે ગુસ્સે થયું હોય એમ કર્કશને બરાડા પાડે છે ! સવારના પહોરમાં બોલતું આજે જ સાંભળ્યું. "

પછી એણે આંખો ગૂંથણ ઉપર સ્થિર કરીને મન વાળ્યું, કે હશે.

ત્રેડે, નાવણિયામાં એક નાનો છોકરો જળભર્યાં સ્નાનપાત્રમાં છબછબિયાં કરતો રમતો હતો. જળ ઉરાડતો એ કલ્લોલ કરતો હતો. એટલામાં ઉપરથી કશુંક પડ્યું.

છોકરાએ ચમકીને જોયું, તો પરોણી જેવું ટકટૂનુ બચ્ચું

દેખાયું. પડયું, તેવું ફળ ખાઈને ત્યાં જ પડયું રહ્યું. ઘો છાપરાના ભારોટિયા ઉપર ધસી આવીને જોરથી પોકારવા લાગી.

બાળકમાત્ર સ્વભાવે જ ઘાતકી હોય છે. આ બાળકે બચ્ચાને પૂંછડી પકડીને ઉપાડયું, ને નાખ્યું એક ડોલમાં. ડોલ પાણીથી ભરેલી હતી. ભારોટિયા ઉપર તેની માતાએ કરાંજીને એક વાર આક્રંદ કર્યું. એ આક્રંદમાં રહેલા દર્દે નીચે બેઠેલી પેલા બાળકની માતાને બેચેન બનાવી હતી. એક માતાના કલ્પાંતનો પડઘો બીજી માતાના અંતરમાં પડયો હતો.

છોકરો થોડી ક્ષણમાં બધું વિસરી ગયો. ઘો ચૂપ થઈને હતી ત્યાં જ જાણે ચોંટી ગઈ હતી. છોકરાએ બચ્ચાની લાશને બાજુએ ફેંકી દીધી, ને પોતે સ્નાનપાત્રમાં સૂતો. ચતો સૂઈને એ પાણી ઉછાળવા લાગ્યો.

આંખના એક પલકારામાં બાદ દઈને એના મોઢા ઉપર ભારે શીલા જેવું છતાં પોચું એવું કશુંક પડયું. એ પેલા મરેલા બચ્ચાની માતા હતી.

એણે લાગ સાધીને ભારોટિયા ઉપરથી પડતું નાખ્યું હતું.

ટાઉરેનું પોચું વિશાળ પેટ બરાબર એ બાળકના નાક અને મોંને દબાવીને ચોંટી ગયું. એ ખીજાયેલા પ્રાણીએ આગલા પગના નહોર બાળકના એની માતાના પ્યારા ઝુલફામાં વળ દઈને ભરાવ્યા, અને પાછલા પગના નહોર એની હંડપચીમાં સજ્જડ ખૂંપાવી દીધા.

છોકરાને નાકે મોઢે એવો ડૂચો દેવાઈ ગયો, કે એનાથી શ્વાસ ન લેવાય તો ન લેવાય, પરંતુ ઉંકારો સરખોય એના મોંમાંથી

નીકળી શકે નહિ. રૂંધામણના તરફડીયાં મારતાં એણે બે હાથે આ નાખતા માતૃઝનુનને ઉખેડી નાખવા ખૂબ વલખાં માર્યાં. પણ ઘો જેનું નામ ! અર્ધ ક્ષણ, એક ક્ષણ, ને બાળક નિશ્ચેષ્ટ થઇ ગયો. એની કાયા સરકતી પાણીની સપાટી નીચે ઉતરી ગઇ. ઘોએ બાકી રાખ્યું હશે, તે જળે પૂરૂં કર્યું; અને પાણીમાં ડૂબતાં પહેલાં ઘો કુદકો મારીને બહાર નીકળી ગઇ.

ઝપાટાબંધ બારોટિયા ઉપર પાછી ચડી ને એણે પ્રચંડ સાદે જયઘોષની ત્રાડ નાખી;

ટક્-ટક્-ટક્-ટક્-ટક્-ટક્ ટકટૂ, ટકટૂ...... !

પોતાના સંતાનનું એણે સંપૂર્ણ વૈર વળ્યું હતું.

અને નીચે બેઠેલી માતા આ ચીતકાર સાંભળીને વળી પાછી વિહ્વળ થઇ. " આજે એને થયું છે શું. આવી રાડારાડ કદી નથી સાંભળી. હવે મૂંગું મરે તો સારૂં. મને કંપારી છૂટે છે. " એ બબડી.



## ૨૦

# દેખ, અખ્ખાં માર દી....

**બ્રહ્માને,** રંગૂનને રામ રામ ! કોણે જાણ્યું, કદાચ છેલ્લા રામરામ ! તારીખ ૩૦મી નવેમ્બર ૧૯૩૯ ને વાર ગરેઉ; સ્ટીમર નામે " આગ્રા " તેમાં બપોરના ત્રણ વાગે અમે થયા સવાર; સીટી.વાગી ને સ્ટીમર ઉપડી, ઝરમરીયા ઝાલા !

" આગ્રા " ને યુદ્ધના સંજોગો માટે ઠીક ઠીક સજાવી હતી. એનો રંગ રાખોડીયો કરી નાખ્યો હતો. પાછળના તુતક ઉપર એક તોપ ચડાવી રાખી હતી. કેટલાંક વિસ્ફોટક યંત્રો પણ તાત્કાલીક ઉપયોગ માટે તૈયાર કરી રાખ્યાં હતાં. " આગ્રા " રાણી કલાકના બારેક સમુદ્ર કોસ ( નૉટ ) ને વેગે ચાલતા હતાં. ( એક " નોટ " એટલે એક માઇલ, એક ફાર્લોંગ અને લગભગ ૩૯ા ફીટ. )

સ્ટીમરમાં સર્વ કોઈ ધીમે ધીમે સ્વસ્થ થયાં. રાતના બત્તી

ગુલનો ક્રમ તો ચાલુજ હતો. રંગૂનથી ભરતખંડ તરફ જતી સ્ટીમર, એટલે રંગૂનની જેમજ, માનવોનું જાણે આંતર્દેશીય સંગ્રહસ્થાન. કંઈક ભાષાઓ કાને અથડાય.

" તેં એમ કરોને, આ થાળી... "

" એ કુડી, એથ્થે આઇ, તુજે ગલ સુણાઉં...ચેનુ રોટી નઈ દીયા... "

" એ કરતારીયા તુસે... "

" નોયેનો નોયેનો... "

" ઓ મોશય, આમાર કચ્છુ નાય... "

" ઈન્ગે સામી...સાપડયા ચા... ? સાપડ ઇલ્લે... "

ગુજરાતી કુટુંબો, પંજાબી–શીખ તેમજ મુસલમાન–સ્ત્રી પુરુષો અને બાળકો, સિંધી, બંગાળી, મારવાડી, મદ્રાસી, ચીના, જપાની, એન્ગ્લો ઇન્ડીયન, ગોવાનીઝ, ચટગેંયાં...

એમ અનેક ભાષાઓના વિચિત્ર અને રસપ્રદ લાગતા ખંડકો મારે કાને સતત અથડાયા કરતા હતા. સ્ટીમર ઉપડવા સાથે થોડી વારમાં ખાવા, પીવા અને નહાવાની પ્રવૃત્તિમાં બધાં મશ્ગુલ થઇ ગયાં. અને તેમાંથી ફારગ થયાં, એટલે જેને અને તેને સંગીત સ્ફૂર્યું..

અલબત્ત, તેમાંથી ગુજરાતી અને સિંધીને બાદ સમજવા.

બંગાળી " મોશયો " મધરાતે રોતાં શ્વાનોના કરુણ રવનો આબેહૂબ ખ્યાલ આપે એવા નવી બંગાળી ઢબના વિલાપમય આલાપો સહિત, " નૉયૉનૉ નૉયૉનૉ " શબ્દો જ જેમાં ખાસ સંભળાતા હતા, તેનાં ગીત આરડતાં થાકતા નહોતા. અને એ લોકો બોલે, કંઇ બોલે...અત્યંત બોલકણા. એક બીજાની તદ્દન સમીપ.

( કલકત્તાના અનુભવના વર્ણનમાં જેના ઉલ્લેખ આપણે કરી ચૂક્યા છીએ તે ) હિન્દુસ્તાની " સંગીત "નો દરજ્જો આવા પ્રકારનો હતો. આ ગીતસમુચ્ચયમાંના થોડા, લાક્ષણિક નમૂના રૂપે, આ રહ્યા:

" સજનવા, સાસ નનદિયા..."

" અલ્લાહ્, અલ્લાહ્........"

" અરે, કીસી મઝલુમકી મૈયત યહાં તૈયાર રખ્ખી હૈ
કિસી બેદસકી લાશે યહાં તૈયાર રખ્ખી હૈ. "

" ગુજર મેરી હિન્દ મેં અબ નહીં હોતી,
મદીને મે મુજકો, હાં, બુલા લીજીયે ગા, મૌલા,
ગુલામ અપના મુજે, હાં, બના દીજીયે ગા, મૌલા, "

" ગીરી રામ કહને કા મજા જીસકી ઝબાં પર આ ગયા .. "

" બ્લુ બેલ્સ...માઈ બ્લુ બેલ્સ ધ ડોન ઈઝ બ્રે...કિંગ... "

× × ×

ક્રમે કરીને પ્રથમ દિવસની રાત પડી. હજી તદ્દન ખુલ્લા સમુદ્રમાં " આગ્રા " એ પ્રવેશ કર્યો નહોતો. ઘેરા થતા અંધકારમાં બેટોના માર્ગ દર્શક તેમજ ભયસૂચક દીવા ઝબક-ઝબક થતા હતા. એ ઝબકારા જોઈને મારી કલ્પના જાગ્રત થઈ. આંખ મીચામણાં.. નયન પલકારા...બર્મીરાણી એના વિદાય થતા પ્રેમીને નેણાંથી ઘાયલ કરીને પાછો આવવા ઉત્સુક કરે છે...

- " દેખ અખ્ખા માર દી જૈસા ! "

મારે કાને અવાજ પડયો, મારાજ સંકલ્પ-વિકલ્પનો આવો પ્રતિસાદ પડયો ! હું તરત એ અવાજ તરફ ફર્યો.

## દેખ, અખ્ખાં માર દી....

ચાર સીખ જુવાન સ્ટીમરના કઠેરા પાસે પડેલા એક લાકડા ઉપર બેઠા હતા. એમની આંખો એક ઝબકતા લાલ તેજસ્વી દીવા ઉપર એકાગ્ર હતી. એ આંખો હસી હસી રહી હતી. એમની સમગ્ર મુખાકૃતિઓ અનેરા હર્ષથી ઝગતી હતી. કુદરતના એ સાચા કવિઓ, અને લાક્ષણિક સુવાનો;

" જુઓને, આતો જાણે આંખો મારી રહી છે ! "

× × ×

એક કચ્છી સહયાત્રી સાથે વાત કરતાં વાત નીકળી. વિષય એ હતો કે ખંદાઇમાં, જેને મુલતાની કહેવામાં આવે છે તે સિંધી વધે, કે કચ્છી. મારો સિંધી તરફનો પક્ષપાત દેખીને એમણે નાનું સરખું ઓઠું કહ્યું.

એક વખત કલકત્તા તરફ જતી આગગાડીમાં એક સિંધી ને એક કચ્છી ભેગા થઇ ગયા. કચ્છી પાસે જાડાં ઢેબરાં ને લસણની ચટણીનું ટીમણુ હતું. ગપસપ મારતાં બપોર થઇ, અને બન્નેને ભૂખ લાગી. સિંધીએ વિવેક કર્યો કે ભાતું ખોલીએ. ડબો ઉઘડતાં તેમાંની જાતજાતની વાનીઓ જોઇને કચ્છીએ વિચાર કર્યો કે આજે આ બધું આપણે જ એકલા ઝાપટી જવું છે. તેથી એણે સિંધીને વાતે ચડાવવાની યુક્તિ આદરી. એણે પૂછવા માંડયું. બન્નેની ભાષા લગભગ સરખી જ રહી, એટલે વાતમાં ફાવટ આવતી હતી.

" વાહ, ભાતું બહુ સુંદર બનાવ્યું છે. આપના પત્નીએ બનાવ્યું હશે. "

" ના જી, મારી મા એ બનાવ્યું છે. "

" વાહ, પછી શુ કહેવાનુ હોય ? માના જ હાથની મિઠાશ. આપના પિતા શ્રી શું કરે છે ? "

હોવા છતાં જાણે અક્કે માઇલના અંતરે બેઠેલા હોય તેવી રીતે તારે સુગેજ વાતો કરે।

અને પંજાબીઓને એમ લાગે, કે બબ્બે ફીટ દૂરેથી એકે બીજાનું કહેવુ કોઇથી સાંભળી શકાય જ નહિ; કુદરતે એમને બુલંદ કાયા સાથે કંઠની પણ સપ્રમાણ બુલંદી બક્ષેલી હોય છે, તો શા માટે પરમાત્માની એ ભેટનો બને તેટલો ઉપયોગ ન કરી લેવો ?-જીંદગીનો શો ભરોસો ? આજે છીએ, અને કાલે નથી. ભોગવ્યુ તેટલુ આપણું. આ મુસાફરીનો આરો આવ્યો ત્યાં સુધી પણ એમના શોરબકોરનો આરો નહોતો આવ્યો.

મદ્રાસીઓ તો પોતાના ઉચ્ચ તીણા સૂરે કલબલાટ કરવા માટે મશહૂર હોય છે જ એમનો સમુદાય ભેગો થયો, એટલે આસપાસનાને તોબા

અડધા માઇલના ઘેરાવામાં એમનુ એવુ ટહોરખાનુ જામે, કે જેમા બીજા કોઇની તૂતીનો અવાજે સંભળાવા પામે નહિ અને મદ્રાસી માટે, માત્ર બે કે ત્રણ જ ભેગા થયા હોય તો પણ તેને શબ્દસમૂહોના ઉત્પાદનની નજરે, "સમુદાય" શબ્દ ખુશીથી લાગુ પાડી શકાય.

અને ગુજરાતી ભેગા થયા, એટલે આસપાસ બેઠેલાના બાર વાગ્યા સમજવા. ઘરને પાછલે ઓરડે બંધ બારણે બેઠા હોય તેવી રીતે ખાનગીમાં ખાનગી વાતોની અખંડ ધારા એમના શ્રીમુખોથી વહેતી હોય. અને તે પણ ગળાની નસો ફુલાવીને સૌ કોઇ એક સાથે બોલતાં હોય; પ્રત્યેકને જાણે ભય રહેતો હોય, કે બોલ્યા વિના રહી જવાશે, અને પછી તક નયે મળે

મારવાડી તો લાબે રાગડે બોલતા થાકેજ નહિ જાણે વધારેમાં

વધારે તથા ઉચ્ચમાં ઉચ્ચ ધાંટે બોલવાની સ્પર્ધા માંડી હોય એવો એમનો મામલો સદૈવ ચાલુ રહે છે.

અને ચટગૈયાંના કળકળાટથી તો પ્રભુ તોબા. એવો સતત અને બુલંદ એમનો ઘોંઘાટ રહે છે કે બત્તીગુલને નિરર્થક બનાવી ને હિન્દી મહાસાગરમાં તો શું પણ પાસિફિકમાંયે ફરતાં શત્રુનાં વિનાશક જહાજોને એ ખેંચી લાવે, તો નવાઈ નહિ.

બહુ અને મોટે ધાંટે બોલવાની ટેવ શરીરે નિર્બળ લેખાતી પ્રજાઓને વધારે હોય છે, એવી સામાન્ય માન્યતાને વાસ્તવિકતાનો કશો આધાર નથી, એ " ગુણ " ભારતવર્ષમાં સર્વવ્યાપક છે. પ્રચંડકાય પંજાબી, સદીયાં ઓળાને તેલથી ચકચકતાં રાખતા ઢીલાં પોતીયાંવાળા બંગાળી, પોતાની આસપાસની ધરતીને તમાકુ અને પાનની પીચકારીઓથી સદા સર્વદા આચ્છાદિત કરતા કાંગલા મદ્રાસી, સોખંડના દંડ જેવી ભુજાઓવાળા ચટગૈંયા ખલાસી, વેવલા મારવાડી,—અને ગુજરાતી કેવા ?...સર્વ કોઈને વાતોનો વલવલાટ સરખો હોય છે.

નિ:શબ્દ દેખ્યાં હોય, તો ચીનાઃ અને તેમની સરસાઈ કરે, એવા જાપાની. પરંતુ તેમનો સમુદાય વધારે પ્રમાણમાં જામે—તો, તેમનો ય વિશ્વાસ ન કરી શકાય; રંગૂન કે કલકત્તાની ચીના, વસ્તીનો નિકટનો પરિચય એ ભ્રમણાને ઘણે અંશે ખોટી પાડે છે.

રાત પડી, અને બત્તીગુલને લીધે સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ, ઉપર અંકુશ મૂકાયો, એટલે " સંગીત "થી આખું જહાજ ગાજી ઉઠ્યું.

બંગાળીઓના રોતલ આલાપને ઢાંકી દેતી ગઝલ–ઘોષણાનાં મોજાં ભરદરિયે સ્ટીમરનાં તૂતકો ઉપર ફરી વળ્યાં તેમાં

" મારા બાપુ ગુજરી ગયા છે. "

" હે ? શું કહો છો. અરરર ! ગજબ થયો. ક્યારે ? "

" છ એક મહિના થયા. "

કચ્છીના પાસા નાખતા પોબાર પડી ગયા હતા. એણે વાતનો તત ખેચ્યો " શું થયું હતું બતા ? "

" દાક્તરે ન્યુમોનીયા કહ્યો હતો. પહેલાં તો શરદી જેવું લાગ્યું, પણ પછી તાવ વેધે પડયો, ને કેટલા યે દાક્તરો "

કચ્છીએ મનુષ્ય સ્વભાવના જ્ઞાનનો આસ્વાદ પરચો આપ્યો. સિંધીએ પોતાના બાપની માંદગીની વાત વિગતે માંડીને કહી. એ કહેતો રહ્યો ને કચ્છીએ, વચમાં વાત અટકી ન પડે અને દાસ્તાન ચાલુ રહે તે પૂરતા હુંકારા ભણતા, નીચું માથું ઘાલીને એવી ઝાપટ મારી, કે સિંધી વાત પૂરી કરી રહીને નીચે જોય છે, તો ડબ્બો સાફ !

એ સમજી ગયો, કે આ'તો કચ્છી બનાવી ગયો. એણે મનમાં ગાંઠે વાળી, કે હેરકત નહિ એના ઢબરાં હું ચટ કરી જાઉં ત્યારે ખરો સિંધી

સાંજે ટીમણનો વખત થયો. સિંધીએ કચ્છીવાળી જ યુક્તિ અજમાવી. ડબ્બો ખૂલ્યો, અને એણે પ્રશ્ન કર્યો.

" આપના માતાએ ભાતું બનાવ્યું હશે. "

" જી, હા "

" આપના પિતા શું કરે છે ? "

" ગુજરી ગયા છે "

"હેં, ! અરરર, ગજબ થયો. એમેને શું થયું હતું ? કેવી રીત માઠો બનાવ બન્યો ? "

કચ્છી મનમાં હસ્યો. શ્રાસ ઉપર શ્રાસ દબાવતાં, એક ક્ષણ વિસામો લીધો, માથું ઉચું કર્યું; અને કહ્યું, " પીપરસે નીચે પ્યોં, અન સાસ નીકરી વ્યો ! " ( પીપરથી નીચે પડ્યો, ને શ્વાસ નીકળી ગયો. )

તાવ આવ્યો, અને ટપ મૂવો જેવું એણે એવું ટૂંકે પતાવ્યું કે બીજી સૅપ્પન છપ્પનને અવકાશજ ક્યાંથી રહે ! સીધી બાઘો બનીને જોતો રહ્યો, અને કચ્છી ઢેબરાં ચપાટી ગયો. ગમે તેટલા પ્રશ્ન પૂછાય, પરંતુ " હાં " ને " હં " થી વિશેષ ઉત્તર આપે એ બેટ્ટી લાગે !

સિંધી વળી મનમાં ખીજાયો. બે વાર કચ્છી ભાઉ એને બનાવી ગયો. એણે વિચાર કર્યો, કે જતાં જતાં મુલતાની પાણી બતાવવું તો ખરું. એણે જોયું, તો કચ્છીની મોટી ખુબીથી વળ દઇને બાંધેલી મોભાદાર પાઘ હતી. જ્યારે પોતાને માથે ફાળીયા જેવો સામાન્ય ફેંટો હતો. એણે વિચાર્યું, કે એની પાઘ પડાવવાની જુક્તિ કરવી. એણે પોતાના મનથી જાળ બિછાવવા માંડી.

" ત્યો ત્યારે ભા, આપણે હારે ખાધું, પીધું, ને ખૂબ મજા કરી. હવે એનું કાંઇ સંભારણું રાખીયે તો કેવું ? "

" હા, ભલે, આપ કહો તે મારે તો કબુલ જ હોય ના ? "

" આપણે પાઘડીની અદલાબદલી કરીયે "

" ઘણીજ ખુશીથી. અહો, એવા અમારાં ભાગ્ય ક્યાથી ? પણ જોજો, કચ્છી પાઘ બાંધવી મુશ્કેલ છે. જો વળે એકવાર ઉખળ્યો, તો પાછો બાંધવો ભારે પડશે. "

"એમાં કહેવું નહિ પડે. જીવ જેવું જતન કરશું. સંભારણું મેં સમજીનેજ માંગી લીધું છે."

સીધી ખુશખુશ થઈ ગયો. પોતાના ભલીવાર વગરના ફાળીયાના બદલામાં આવી ઠસ્સાદાર પાઘ મળતાં એને લાગ્યું કે કે વેર વસુલ થઈ ગયું.

કલકત્તે પહોંચીને એ હરખાતો પોતાની પેઢીએ ગયો, અને મુનીમને એણે આ સાટાની વાત માંડીને કહી, ને ડફાંસ હાંકી, "કચ્છીઓના મનમાં ખાણુ ખાય છે ખાણુ. બે વાર મને બનાવી ગયો, પણ છેવટે બચુ છક્કડ ખાઇ ગયો."

મુનીમને વાતની ઘડ બરાબર ન બેઠી. એણે શંકા બતાવી, કે એ ભાઇ કચ્છી છે. જરૂર એમાં કંઇ ભેદ હશે. એમ પાઘ આપી દે એવો કચ્છી "ગાલાવેલો" ન હોય. મુલતાનીએ એને ખાતરી આપી, કે આ વખતે તો કશું કહેવાપણું રાખ્યું નથી.

મુનીમે પાઘ જોવા માંગી પાઘ હાથમાં લઇને એણે એનો એક આંટો ઉખેળ્યો, ત્યાં—

એ તો ખાલી ખોખું હતું. ઉપર રંગીન કપડાનો કકડો એકજ લપેટો હતો, ને અંદર–કચૂકાના સાવાનું બનાવેલું ખોખું માત્ર હતું.

મુલતાની ત્રણ ત્રણ વાર છક્કડ ખાઇને ખીજાઇ ગયો, અને બોલી ઉઠ્યો, "'ભણે, કચ્છીમેં કૂડ, અન કચ્છીજી પાઘમેંય કૂડ!"

આ કિસ્સો સાંભળ્યા પછી મારે શુ કહેવાનું રહે! મેં એમનું વિધાન નિદાન બીજા પક્ષની જુબાની સાંભળતા સુધી મંજુર રાખીને પ્રશ્ન ઉઠાવ્યો, કે આ વિષયમાં સંસારમાં શ્રેષ્ઠ

કોણ હશે ? આ ક્ષેત્રમાં હરીફ ઘણા છે. રંગૂનના અગ્રગણ્ય વકીલ મી. હેન્ડરસને આ વિષયની ચર્ચા દરમ્યાન પશ્ચિમના મારવાડી—સિંધી—કચ્છી જેવા કહો તેવા સ્કૉટિશ યાહૂદી અને ઈંગ્રેજને લગતો એક કિસ્સો કહ્યો હતો, તે મેં મારા સહયાત્રીને સંભળાવ્યો:

એક સ્કૉટલૅન્ડનો રહીશ, એક અંગ્રેજ, અને એક યહૂદી, એમ પશ્ચિમની આલમની ત્રણ "કાટમાંની કાટ" જાતોના પ્રતિનિધિઓ એક જહાજમાં ભેગા થઇ ગયા.

ભરદરિયે જહાજ જાય છે, ત્યાં જબરો મગરમચ્છ વહાણની પાછળ પડયો. એ એવો હતો કે એના એક ઝપાટે વહાણ ભાંગીને ભૂકો થઇ જાય. કપ્તાને ખૂબ વેગથી વહાણ હંકાર્યું; પણ મગર-મચ્છની ઝડપ તેથી પણ વધારે હતી. એ ઝપાટાબંધ નજીક આવી પહોંચ્યો. આવી સ્થિતિ દેખીને વહાણ ઉપરના બધા માણસો ગભરાયા.

મગરમચ્છે વહાણની લગોલગ આવીને ગુફા જેવું ડાચું ફાડયું. કપ્તાનને લાગ્યું કે એમાં કંઇ હોમવું પડશે, અને નહિ, તો એક જ ઝટકે એ વહાણનો નાશ કરી નાખશે.

તૂતક ઉપર એક ખુરશી પડી હતી, તે ઉપાડીને એણે મચ્છના ડાચામાં નાખી. એને ગળવા એ રાક્ષસ પળભર રોકાયો, અને વહાણ આગળ નીકળી ગયું. પણ વળી પાછો એ મોં ફાડીને આવી પહોંચ્યો.

વહાણમાં નારંગીની પેટીઓ હતી. કપ્તાને એ પેટીઓ તેના ઉદરમાં નાખી.

મચ્છ થોડી વાર રોકાઇ ગયો ખરો, પરંતુ પાછો સત્વર હાજર થઇ ગયો.

બિસ્તરા ઔર ઝરા હટાઇયેગા...બસ હાં." એમણે સ્વહસ્તેજ મારું બિછાનું વાળી દીધું, અને એના વીંટાને અઢેલીને જમાવટ કરી. પ્રભુ તેને મદદ કરે છે, જે પોતાને મદદ કરે છે.!!

"મેરી આદત હી ઐસી હૈ, બાબુજી. મૈં કિસીકો કભી તકલીફ નહીં દેતા...હાં, આપકા પાઉં ઝરા હટાઇયેગા...મેહરબાની આપકી...જો કુછ મામુલી સાધન મીલ જાય, ઉસસે હમારા ગુઝારા હો જાતા હૈ."

આ સાદા, સીધા અને દરેક જાતની તકલીફ વેઠીને પણ જેના તેના વિના ચલાવી લેનાર ગૃહસ્થ ઉપરથી એક બીજી મુસાફરીનું સ્મરણ થયું.

જેના રાજ્યાધિકારીઓને લગતી આ સત્ય ઘટના છે એવા છોટે સરકારો જૂના સમયમાં, જ્યારે ગામડાંમાં કામકાજને અંગે "ડિસ્ટ્રિક્ટ" કરવા નીકળતા, ત્યારે ઘણું ખરું કેવો ક્રમ બનતો હતો—અને કેટલેક અંશે હજીયે બને છે, તેનું આ ઉદાહરણ છે. અલબત્ત, એ સ્થિતિ હવે ઝડપથી પલટાતી જાય છે. છતાં સાપ ગયાના લીસોટા હજી ભૂંસાયા નથી.

એક પ્રસંગે મારે એક મિત્ર સાથે ગામડે જવાનું થયું. આ મિત્ર ખધું નહિ તો ખરવાની તૈયારી વાળું પાન હતા. છતાં રાજ્યના, નહિ જેવા, તોયે, અધિકારી હતા, અને તપાસણીએ જતા હતા. તપાસણી દરમ્યાન બે ચાર ગામોમાં બે ચાર આસામીઓની જમીન તથા અન્ય મિલ્કત તેમને તપાસવાની હતી. એ કામગીરીને અંગે જરૂર પડે, તો જે-તે ગામના મુખી–પટેલનો સહકાર તેમને લેવાનો હતો. અર્થાત, એ મુખી–પટેલના ઉપરી

તરીકે નહિ, પરંતુ એના સમોવડિયા, અને તેમની સહાયના કંઈક ગરજાળ તરીકે તેમને જવાનું હતું.

અમારા સાહેબે પોતાની રવાનગી પહેલાં જ્યાં જવાનું હતું તે ગામડે આગળથી એક નોકરને "બંદોબસ્ત" કરવા મોકલ્યો હતો. તેના ત્યાં પહોંચી ગયા પછી સાહેબની ગામના મજકુર સ્ટેશને પ્રભાતને પહોરે પધરામણી થઇ. ગામના મુખી પટેલ વિવેકથી એમને લેવા આવ્યા.

મેમાને આવીને તરત ખુશખબર આપ્યા. "કેમ પટેલ, આ લ્યો, આ અમે આવી ગયા. હવે તમારું કામ થયું જ સમજો. બોલો, ગામ કેટલે છે ?"

"બે એક ગાઉ ખરું. ગાડાનો બંદોબસ્ત કર્યો છે."

"કંઈ વાંધો નહિ કંઇ વાંધો નહિ, પણ આપણે ત્યાં ડમણીયું તો હશેજ ને ?"

"હા, ખરું, પણ મારા મનમાં કે સામનગામન હશે, તે ગાડુંજ ઠીક પડશે."

"કંઈ વાંધો નહિ કંઇ વાંધો નહિ, આ જરા, આપણા વરતણીયાને મોકલો ને, તે જરા નીચા એવા બળદ જોડીને ડમણીયું લેતો આવે. આ નીચા બળદ, એટલે ઉલાળ ના આવે. ખાસ કંઇ તકલીફ લેશો નહિ. આ જરા, બે તકીયા, ને એક જૂનું એવું ગોદડું મર્દી નાખતો આવે. આ ભાઈ મારી સાથે આવ્યા છે, એ જરા કામમાં નવા, ને ગામડાનો પહેલો અનુભવ, માટે. બાકી મારે તો બધુંય ચાલે."

'ડમણીયું' આવ્યું, ને આ 'રાજસેવક' તેમાં ગોઠવાયા. મને બિચારા ગાડાખેડૂની દયા આવી.

ગમે તેવી સવડ અગવડને ચલાવી લેનારા મારા મિત્રે ડમણીયા સાથે પોતાની જીહ્વાને પણ હાંકી.

"આ જરા, હાલતી શીંગડીએ જવા દેજો; કંઈ વાંધો નહિ, પણ ડમણીયાની મજા ત્યારેજ આવે છે."

હાલતી શીંગડીએ જતાં પણ અંતે ગામ આવ્યું. ઉતારો ગામને સરકારી ચોરે હતો. ત્યાં ખાટલા ઢળાયા હતા, અને તે ઉપર ગોદડાં પણ બિછાવી દીધેલાં હતાં. એ બધા સરંજામ ઉપર દૃષ્ટિ ફેરવી લઈને મારા આ વૃદ્ધ વણિક મિત્ર અરજી કરનાર ખાતેદાર ખેડૂતને ત્યાં પહોંચ્યા. એ ખેડૂતની જમીન તથા મિલ્કત તપાસવાની હતી.

"કેમ પટેલ ?" એમણે ત્યાં જઈને ટહુકો કર્યો. "હવે આપણે કામ તો નમતાપહોરે શરૂ કરીશું ને ? આ અત્યારના પહોરમાં બધાને દોડાવવા, તે ઠીક નહિ, ખરું ને ? હવે આપણે, ફરાળનો શો બંદોબસ્ત છે ?"

"ફરાળ ? ફરાળ તો, ઘરનાં બૈરાં કોરે હાથે કરી શકે તે બનાવ્યું છે." પટેલે કહ્યું. "જરા પુરી છે, શીરો છે, શાક છે, ને દૂધ છે."

"કંઈ વાંધો નહિ, કંઈ વાંધો નહિ, ચાલશે, પણ પૂરી તો ઘીની કરી હશે."

પટેલના છોકરાને લાગ્યું કે સાહેબને ઘીની પસંદ નહિ હોય, એટલે એણે બાફ્યું, "ના, તેલની."

"કંઈ વાંધો નહિ કંઈ વાંધો નહિ, પણ ગામમાં કોઈને ત્યાં રસવ ખરો કે નહિ ?"

"આપણે ત્યાંજ છે ને."

"કંઈ વાંધો નહિ; સ્વો, આપણે ત્યાંજ છે ત્યારે કહેતા કેમ નથી, આ જરા, સળગાવીને, બે ચાર થાળી ઘીની કરી નાખોને. ક્યાં વાર લાગે એમ છે."

પટેલનો નાનો છોકરો મોડો મોડો પણ વસ્તુસ્થિતિ પામી ગયો. એ અંદર જઈને બોલ્યો, "ના, બાપા, ઘીનીજ છે."

"કંઇ વાંધો નહિ કંઇ વાંધો નહિ, પણ ગામમાં કોઇ બામણ ફામણ ખરો કે ? આ જરા, બોલાવીને, મારી પાસે."

બ્રાહ્મણભાઈને તેડું ગયું, અને એ યથાસમય આવી પહોંચ્યા.

"કેમ ભાઈ, તમે ગામના બ્રાહ્મણ છો ને ?"

"હા સાહેબ."

"ઘરમાં અનાજ બનાજ તો રાખો ખરા ને ? આ દાળ છે, ચોખા છે, ને એવું તેવું ?"

"ઘર છે, તે એ તો હોયજ ને."

"કંઈ વાંધો નહિ કંઈ વાંધો નહિ, ત્યારે જરા નડાઈને આ જરા, દાળ, ભાત ને શાક કરી નાખોને. તમને કોરૂં પહેરવાનું તો પટેલ આપશે. અને તમારે ઘેર ચીજ વસ બધી ના હોય, તો આ પટેલ આપશે. અને નહિ તો સીધું ખરીદી જ લેજો ને. અને અહિં જ રાંધી નાખો. પટેલ, જરા આ ભાઈને ઘી-બી આપજો. અને જુઓને, જરા આ થોડી કઢી પણ કરી નાખજો, ભેગાભેગી ત્યારે આપણે બીજું કશું કરવું નથી...શાક તો આપણે કશું જ

ડમેણીયું આવ્યું, ને આ શાન્ત્નેવક તેમાં ગોઠવાયા. મને બિચારા ગાડાખેડૂની દયા આવી.

ગમે તેવી સવડ 'અગવડને' ચલાવી લેનારા મારા મિત્રે ડમણીયા સાથે પોતાની જીભને પણ હાંકી.

" આ જરા, હાલતી શીંગડીએ જવા દેજો, કંઇ વાંધો નહિ, પણ ડમણીયાની મજા ત્યારેજ આવે છે."

હાનતી શીંગડીએ જતાં પણ અંતે ગામ આવ્યું. ઉતારો ગામને સરકારી ચોરે હતો. ત્યાં ખાટલા ઢળાયા હતા, અને તે ઉપર ગોદડાં પણ બિછાવી દીધેલાં હતાં. એ બધા સરંજામ ઉપર દૃષ્ટિ ફેરવી લઇને મારા આ વૃદ્ધ વણિક મિત્ર અરજી કરનાર ખાતેદાર ખેડૂતને ત્યાં પહોંચ્યા. એ ખેડૂતની જમીન તથા મિલ્કત તપાસવાની હતી.

" કેમ પટેલ ? " એમણે ત્યાં જઇને ટહૂકો કર્યો " હવે આપણે કામ તો નમતાપહોરે શરૂ કરીશું ને ? આ અત્યારના પહોરમાં બધાને દોડાવવા, તે ઠીક નહિ, ખરું ને ? હવે આપણે, ફરાળનો શો બંદોબસ્ત છે ? "

" ફરાળ ? ફરાળ તો, ઘરનાં બૈરાં હોરે હાથે કરી શકે તે બનાવ્યું છે. " પટેલે કહ્યું. " જરા પુરી છે, શીરો છે, શાક છે, ને દૂધ છે "

" કંઇ વાંધો નહિ, કંઇ વાંધો નહિ, ચાલશે, પણ પૂરી તો ઘીની કરી હશે. "

પટેલના છોકરાને લાગ્યું કે સાહેબને ઘીની પસંદ નહિ હોય, એટલે એણે ભાખ્યું, " ના, તેલની. "

"કંઈ વાંધો નહિ કંઈ વાંધો નહિ, પણ ગામમાં કોઈને ત્યાં સ્ટવ ખરો કે નહિ ?"

"આપણે ત્યાંજ છે ને."

"કંઈ વાંધો નહિ; લ્યો, આપણે ત્યાંજ છે ત્યારે કહેતા કેમ નથી. આ જરા, સળગાવીને, બે ચાર થાળી ઘીની કરી નાખોને. ક્યાં વાર લાગે એમ છે."

પટેલનો નાનો છોકરો મોડો મોડો પણ વસ્તુસ્થિતિ પામી ગયો. એ અંદર જઈને બોલ્યો, "નો, બાપા, ઘીનીજ છે."

"કંઈ વાંધો નહિ કંઈ વાંધો નહિ, પણ ગામમાં કોઈ બામણ ફામણ ખરો કે ? આ જરા, બોલાવોને, મારી પાસે."

બ્રાહ્મણભાઈને તેડું ગયું, અને એ યથાસમય આવી પહોંચ્યા.

"કેમ ભાઈ, તમે ગામના બ્રાહ્મણ છો ને ?"

"હા સાહેબ."

"ઘરમાં અનાજ બનાજ તો રાખો ખરા ને ? આ દાળ છે, ચોખા છે, ને એવું તેવું ?"

"ઘર છે, તે એ તો હોયજ ને."

"કંઈ વાંધો નહિ કંઈ વાંધો નહિ, ત્યારે જરા નહાઈને આ જરા, દાળ, ભાત ને શાક કરી નાખોને. તમને કોરૂ પહેરવાનું તો પટેલ આપશે. અને તમારે ઘેર ચીજ વસ બધી ના હોય, તો આ પટેલ આપશે. અને નહિ તો સીધું ખરીદી જ લેજો ને. અને અહિં જ રાંધી નાખો. પટેલ, જરા આ ભાઈને ઘી-બી આપજો. અને જુઓને, જરા આ થોડી કઢી પણ કરી નાખજો, ભેગાભેગી ત્યારે. આપણે બીજું કશું કરવું નથી...શાક તો આપણે કર્યું જ

છે ને ?...કંઈ વાંધો નહિ, એ પણ ચાલશે. અને જુવોને, આ સાલ કેરીની મોસમ આ બાજુ કેવીક છે ? "

" ભગવાનની મરજીથી ઠીક છે. "

" કંઈ વાંધો નહિ, ત્યારે, આ જરા ચાર કેરી પાકી મંગાવીને કચરી નાખો. ચાલો ત્યારે, થયું, હું ઉતારે જઉં છું, ચાલો. "

ત્યાં વળી યાદ આવ્યું. સાથેના નોકરને એમણે પૃચ્છા કરી, " કેમ અલ્યા મગન, નહાવાનું શું કર્યું ? " પછી મારા તરફ ફરીને–" તમારે કેમ છે ? પાણી ગરમ મૂકાવીશું કે ? "

" ના, મારે તો ચાલશે, આટલા તાપમાં. "

નોકર પણ ટૂંકે પતાવવા બોલી ઉઠ્યો, " ને કંઈ વાસણ બાસણ નથી. "

" અરે પટેલ, જરા આ ખૂણામાં બે ઈંટોને ચાર સરાંડીયાં સળગાવીને એક ચરડી મૂકાવી દોને, આપણે, બીજી કશી તકલીફ લેશો નહિ "

પટેલના ઘરની અંદર, ઓરડીમાં, એણે ઈંટોનો ચૂલો કરાવ્યો, ઓરડીની રૂપાળી ભીંતોની સત્યાનાશી વાળી અને એક ચરડીની મહોકાણુ મંડાવી. અને પછી·

" અલ્યા મગના, જોને જરા, ગામમાંથી કોઇ વાળંદને બોલાવને. અરે રહેવા દે, આ પટેલ બોલાવી મંગાવશે. નહિ તો એમને લાગશે કે મને કેમ કહેતા નથી. "

હજામ પણ આવી પહોંચ્યો અને આ નિસ્પૃહ રાજસેવકે

નિરપેક્ષભાવે પૂછ્યું, " કેમ અલ્યા, વાળ કાપવાનો સામાન લાવ્યો છે કે ? "

" ના સાહેબ, મારા મનથી કે દાઢી જ કરવી હશે. "

" કંઇ વાંધો નહિ, આ જરા, લઈ આવ, આપણે કંઈ મોડું થતું નથી. આ જરા, દફતર તપાસું છું એટલામાં લેતો આવ. "

હજામ યથાસમય પાછો આવ્યો, ને નોકરે ગરમ પાણી તૈયાર થયાની ખબર આપી. સાહેબે ઉત્તર આપ્યો, " બેસ જરા, આ છેલ્લું દફતર છે, તે તપાસી લઉં. "

દોઢ કલાક પછી એ વણિકજને ઉઠીને વાળ કપાવ્યા, દાઢી બોડાવી, નખ ઉતરાવ્યા, અને પછી પૂછ્યું, " અલ્યા, કંઈ નહાવાનો સાબુ મળશે કે ? "

ખેડૂતે કહ્યું, " ના સાહેબ, આ અમે તો રાખતા નથી. છોકરાં શહેરમાં જાય ત્યારે સાબુથી નાહી આવે. બાકી તો આ ગામડા ગામમાં સાબુ મળતો નથી. ધોવાનો મળે ખરો. "

" કંઈ વાંધો નહિ, કંઇ વાંધો નહિ, જરાકે ફકર નહિ. આ જરા, વરતણીયાને દોડાવોને, તે બાજુને ગામથી લેતો આવશે. એમાં શી વાર થવાની છે ? આ, માંડ બે ગાઉ હશે. "

આ દરમ્યાન એવું બન્યું, કે અમારા આ મુરબ્બીએ હજામને સૂચના આપેલી, કે વાળ માત્ર છેડા છેડાના કાપજે. પણ હજામ ન થાય ભૂંડો, તે એણે છેડા કાપ્યા ખરા, પરંતુ તે તાલકા તરફના છેડા. પરિણામે વાળની લંબાઇ આશરે ૦ થી ૦॥ મિલિમિટર જેટલી રહેવા પામી હતી.

એક તો મુસાફરીનો થાક; અને વળી ટૂંકા થઇ ગયેલા વાળ પાછા જલદી ઉગે તે માટે તેને કંઇ પોષણ આપવાના પણ હેતુથી, એમણે પૂછયું, " અલ્યા, હજામત કરવા આવ્યો, તે તેલ–બેલ લાવ્યો છે કે નહિ ? "

" ના સાહેબ, અમારે ત્યાં તેલ શેનાં ? "

" કંઇ વાંધો નહિ, કંઇ વાંધો નહિ. આ જરા પટેલને ત્યાં હોય તો ઠીક, ને નહિ તો ગામમાં કોઇ સારા માણસ પાસેથી એક શીશી ભરીને સુગંધીદાર તેલ લેતો આવ્ય. "

તેલ પણ આવ્યું. એટલે જેને જોવામાં સૂક્ષ્મદર્શક યંત્રની જરૂર પડે તેવા વાળમાં એમણે હાથનો પડીયો બનાવી તેને તેલથી છલોછલ ભરીને છાલકયો પછી કલાકેક સુધી હજામ પાસે " થાક ઉતરાવ્યો. "

એટલામા પાણી ઠંડું થઇ ગયું, એટલે અમે ફરીથી ગરમ કરાવ્યું, અને પોતે નહાવાની તજવીજમાં પડયા. નહાતા પહેલાં એમણે એક પરોપકાર કર્યો.

" અલ્યા મગન, તું પણ જરા બેસી જા. આ હજામ આવ્યો છે, તે ભેગાભેગુ તારૂં કામ પણ કરતો જશે "

સ્નાનાદિકનો ક્રમ કાળે કરીને પૂરો થયો, ત્યાં બ્રાહ્મણે ખબર આપ્યા, " સાહેબ, જમવાનું તૈયાર છે, પધારો "

" અરે, શું કરવાને તકલીફ લ્યો છો? અહિં જ મોકલી દો ને, બધું આ કોરે હાથે લઇ લેશું. "

રખે પટેલના ઘર માટે કશું બાકી રહી જાય ! બધું ખાનં સાહેબે પોતાના ખંડમાં મગાવી લીધું, ને " કોરે હાથે " એ

વણિકસુતે બધું જ લઇ લીધું. અમારા મુરબ્બીના ઉદરની વ્યવસ્થા ઊંટને મળતી હોય, તેમાં ચતો સમાવેશ મથુરાના ચોબા જોડે હોડ બકે તેવો હતો. એમના ભોજન સમારંભને અંતે બાકીમાં રહ્યાં ઠામવાસણ.

" અલ્યા ભાઇ બ્રાહ્મણ, આ બધું જે છે, તે તમારે ઘરે લઇ જવાનું છે. અત્યારના પોરમાં ઘેર જઇને શી નકામી તકલીફ તમારે લેવી ? " પરોપકારી જીવડાનું હૈયું હાથ ન રહ્યું.

પણ આપણે જરા આગળ દોડી ગયાં. ભોજનના આરંભ પહેલાં એમણે પટેલને પ્રશ્ન કર્યો, " અરે પટેલ, આ સાલ તો કેરી સારી છે. તે, આ જરા ઘરમાં તમે કંઇ નાખ્યું કર્યું તો હશે ને. "

" હાસ્તો. "

" કંઇ વાંધો નહિ, કંઇ વાંધો નહિ. આ, આ જરા મેથીયાં, એક વાડકી, આ એક નાની તપેલીમાં ગળ્યો છુંદો, આ જરા કાચલી,—કોઠમડાનીસ્તો, એવું ઘરગથ્થુ, જરા કાઢી આપો. આ, બીજું કશું કાઢશો નહિ. નકામી મહેનતજ નહિ. મારે તો ગમે તેનાથી ચાલે. "

અર્થાત, રસપૂરી, કઢી, દાળ, શાક, મુરબ્બો, અથાણાં, કાચલી ઇ. નું સાદું ફરાળ આ ત્યાગી પુરુષે કશું પણ બોલ્યા વિના સુખે દુઃખે કરી નાખ્યું. જમતે જમતે રસોઇ બધી ખલાસ થઇ જવા આવી, એટલે એક સોપારીપૂર ભાત લઇને મારા એ મુરબ્બી આસપાસ જોવા લાગ્યા. મને થયું કે પાણી જોઇતું હશે. તેથી મેં મદદ કરી, " આ લોટો રહ્યો. "

" ના, ના, કંઇ વાંધો નહિ, છો રહ્યો. આ તો જરા, બીનુ

કામ શોધતો હતો. અરે પટેલ, જુઓને, આ પેલો બીજું કામ ક્યાં મૂકી આવ્યો. "

થયું. શહેરમાં રહેતા સાધારણ સ્થિતિના કુટુંબને દોઢ દિવસ ચાલે એટલું ઘી પાતાળકૂવામાં હોમાવા માટે આવ્યું. સોપારી જેટલા ભાતમાં ચારેક ઔંસ વિષ્ણુતેજ એમણે રેડયું, અને તેના ઉપર દાળનો છાંટો નાંખી એને ઇન્સાફ આપીને સાહેબે આચમન લેવાની તૈયારી કરી. વાણિક બંધુએ બને તેટલા બ્રાહ્મણ-વેડા કર્યા, કેમકે મજા તેમાં હતી.

ભોજન પછી, નહાતે પલાળેલાં કપડાંની એમને ચિન્તા થઇ. ઘેર રોજ પોતડી માંડ પલાળે, પણ અહિં બને તેટલાં કપડાં એમણે નાંખ્યાં હતાં.

" અલ્યા મગન, આપણાં કપડાંને સાબુ-બાબુ નાખીને જરા સૂકવી દેજે. "

" કંઈ વાંધો નહિ, કંઈ વાંધો નહિ, આ જરા, પટેલને કહીને આ ગામમાં એક દુકાન છે, મેં જોયો છે, તે આ બે એક ગોળા લાવી, ને સારો કરીને નાખી દે. બીજું શું. " પછી મને કહ્યું. " આ માણસ કપડાં તો સારાં ધોય છે. "

વળી એમને વિચાર આવ્યો, " અલ્યા ભાઇ બ્રાહ્મણ, આ. તમારું નામ શું ? "

" ક્રીરપાશંકર. "

" અરે ભાઇ ક્રીરપાશંકર, અંગારા ઠારી દીધા કે ? "

" હજી નથી ઠાર્યા "

" ત્યારે, કંઇ વાંધો નહિ, કંઇ વાંધો નહિ. આ જરા, બે ચાર કાચી કેરી એમાં નાખી દો ને, તે પડી પડી થશે, એટલામાં આ જરા તડકો ચડે, કે લીંબુનું શરબત કરજો. કેરીનું શરબત તો ચા પછી પીશું. આપણે કશી તકલીફ આપવી નથી. સાંજે દૂધનું જ રાખજો. દોઢેક શેર ચાલશે. આ, અંદર જરા, બદામ, ને એલચી; કેસર નહિ હોય તો જરા ય વાંધો નહિ. આપણે કંશી ખટખટ નહિ જોઇએ. અને સાંજે મુકામ ઉપાડીને જઇશું, ત્યારે આ, બબ્બે ચચ્ચાર રૂપીયાભાર મધનું પાણી પણ પી લઇશું, લૂ ન લાગે. "

પછી એકાએક એક વિચાર સાહેબને ઉપજ્યો. " અરે પટેલ, આપણે જોજો, કશી નકામી ઉપાધિ ન કરતા. પછી કહેશો કે નહોતું કહ્યું. આ, ગામમાં પપૈયું મળશે કે ? "

" એમ તો ક્યાંથી મળે ! અહિં બજાર થોડું જ છે. "

" કંઇ વાંધો નહિ, કંઇ વાંધો નહિ. આ જરા, કોઇના વાડામાંથી મંગાવી લેજો, ગામના મુખી પટેલની મારફત. સમજ્યા ને ? આ છોલી છાલીને ઘીમાં વઘારવાનું, જરા મગફળી, કોપરૂ, ને એવું તેવું નાખવાનું. બહુ ખટખટ નહિ, ને સાંજના જવાનું, એટલે કોઇના ખેતરમાંથી ડમણીયું જોડાવશો તો ચાલશે. રાત અંધારી હશે, તે પેટ્રોમેક્સ તો મળશે ને ? "

" અહિં ક્યાંથી મળે ? "

" કંઇ વાંધો નહિ, કંઇ વાંધો નહિ. ગમે તેનું મંગાવી લેજો ને. આ વરતણીયો દોડાવજો, તે જોડેના કોઇ ગામમાથી મળી રહેશે. નકામી તકલીફ લેશો નહિ. "

× × ×

મોગલસરાઇ, અલ્લાહાબાદ, દીલ્હી અને વળી પાછાં રજપુતાના અને મારવાડ. અને ડીસેંબર ૧૯૩૯ની તા. ૫મીએ પુનઃ વડોદરા.

ડીસેંબર ૧૯૨૫માં વડોદરા છોડ્યું. ડિસેંબર ૧૯૩૯માં દેશ આખો ધૂમીને પાછા વડોદરામાં હાજર...મદવી, ક્યાં ગ્યા'તા ? તો કે, ક્યાં ય નહિ, બા, ત્યાંના ત્યાં !



# ૨૨

## એ સળંગ સૂત્ર

**પંજાબ**, સિંધ, યુ. પી., દીલ્હી, બંગાળા, બર્મા, વિઝાગાપટ્ટમ, મદ્રાસ, મુંબઇ, દ્વારકા, ભાવનગર બંદર,–આ વર્તુલની અંદરનાં પરિભ્રમણોએ મને અનેક પ્રકારના મનુષ્ય સ્વભાવો તથા રીતરિવાજોનો સંસર્ગ પ્રાપ્ત કરાવ્યો. ભારતવર્ષના એ વિસ્મયકારક વૈવિધ્યની પાછળ અમુક ભારતીયપણાનાં તેવાં જ વિસ્મયકારક સનાતન સત્યો સળંગ રહેલાં છે; અને તે એવાં દૃઢમૂલ છે, કે માત્ર ધરાહાર આંધળો જ તેને ન જોઈ શકે. તેમાંયે, વિશેષ ધ્યાન (–પ્રાન્ત પ્રાન્ત નહિ કહીએ, એ તો રાજસત્તાએ તંત્રસંચાલનની સવડ ખાતર તથા રૈયતની સવડ–અગવડના કશા પણ સંબંધ વિના પાડેલું ખોટા અને અનેક કલહકંકાસ ઉત્પન્ન કરનારૂં બનાવટી વિભાજન છે, અને ધરમૂળની પુનર્ઘટના માંગી લે છે–) વિશેષ ધ્યાન ભરતખંડના વિવિધ પ્રદેશોનાં લાક્ષણિક લોકસાહિત્ય, વિશેષતઃ હાસ્યસાહિત્ય ખેંચે છે. આખા ભારતના ભૂખંડમાં એકની

એક વસ્તુ તમને જ્યાં જશો ત્યાં જડશે અને ભરતખંડની નિરનિરાળી કહેવાતી ભાષાઓની સરખામણી તો એથીયે વિશેષ રસપ્રદ છે. એના તરફ આપણે દૃષ્ટિ કરીએ.

હિંદની ભાષાઓના બે સુરેખ વિભાગ છે, એક ઉત્તરભારતીય અને બીજો દક્ષિણભારતીય, એ સૌ કોઇ જાણે છે. એ બે ભાષામંડલોની અંતર્ગત એકતા વિષે ઘણું લખાયું છે, અને તેથી વધારે બોલાયું છે, તેમજ હજી લખાશે અને બોલાશે, પરંતુ દલીલો અને પાંડિત્યપૂર્ણ પ્રવચનો કરતાંય, એ એકતાની વિશેષ સચોટ પ્રતીતિ થાય તે માટે, ગૂજરાતમાં સર્વત્ર જાણીતી એવી ચકલા-ચકલીની વાર્તાની થોડી લીટીઓ લઇને તેનાં જૂદી જૂદી ભાષાઓમાં જે તે ભાષાના કોવિદ પાસે મેં રૂપાન્તર કરાવ્યાં. ઘણાંખરાં ભાષાન્તરો રંગૂનની હાઇકોર્ટના ભાષાન્તર વિભાગના અધિકારીઓએ કાળજીપૂર્વક કરી આપેલાં છે.

પંજાબી, ગૂજરાતી, તામીલ, તેલુગુ, હિંદુસ્થાની, મલયાલમ, બંગાળી, ઉડીયા આદિ અનેક ભાષાઓના નિષ્ણાતો આ ખાતામાં રહે છે, કેમકે રંગૂનની નવરંગી વસતિમાં પ્રત્યેક ભાષાના ભાષી આવી જાય છે, અને ત્યાંની અદાલતોમાં તે સર્વનું પ્રતિનિધિત્વ છે.

એ ભાષાન્તરો અહિં આપેલાં છે.તે જોવાથી અમુક બાબતો સ્પષ્ટપણે આગળ તરી આવે છે.

દા. ત., ગૂજરાતી ભાષાના ચણતર–કે, ચડતર–નો ક્રમ, પંજાબી, મારવાડી, સિંધી, કચ્છી, કાઠિયાવાડી અને ગૂજરાતી એ પ્રમાણે દેખાય છે. પંજાબની ભાષાના અનેક શબ્દો અને વાક્યો આપણામાં પ્રચલિત છે. દાખલા રૂપે, આપણામાં એક કહેવત ચાલે છે, કે " ખાઘી ચણો ચાગે ઘણો " એનું અસલ

પંજાબી છે—" ખાલી છના બાજે ધના, " એટલે કે ખાલી લોટો વગાડવાથી ઘણો વાગે–અવાજ કરે; છના એટલે લોટો, તેને આપણે ચણો કરી દીધો. ચણો ક્યાંથી, અને કેમ વાગે, એનો વિચાર કરવાની તકલીફ કોણ લે ? ઘણીખરી કહેવતોના સંબંધમાં બને છે તેમ, " કેણા મામા " ના આપણે " કાણા મામા " કરી નાખ્યા છે એ રીતે, શબ્દોની ચમક તથા પ્રાસની ઝમકથી મુગ્ધ થઈને આપણે વગર સમજે હાંકે રાખીએ છીએ. તેવો ક્રમ આ પંજાબી કહેવતના સંબંધમાં થયો છે. આં તો આપણે એક જ દાખલો ઉપરટપકે લીધો. પંજાબીઓના નિકટના પરિચયમાં આવનારને ડગલે ને પગલે બે ભાષાઓના દેખાઇ આવતા સામ્યથી આશ્ચર્ય થયા વિના રહેતું નથી.

મારવાડી, હિંદી, પંજાબી અને સિંધીનું અજબ મિશ્રણ દેખાય છે. ગૂજરાતીની તો એ એક રીતે જનેતા કહેવાય ને ? જૂનું ગૂજરાત, એટલે લગભગ આખો મારવાડ, એમ નહિ્દો બતાવે છે. મીરાંને મારવાડણ કહેશો કે ગૂજરાતણ ? તેના સમયની દૃષ્ટિએ એ ધોરણસરની ગૂજરાતણ જ ગણાવી જોઇએ; નહિ કે માત્ર દ્વારકામાં આવીને વસી તેથી. કચ્છી અને સિંધી બોલીઓની લિપિ ગૂજરાતી જ છે; અને મારવાડી લિપિ બોડીયા હિંદી–એટલે ગૂજરાતી કે બીજું કંઇ ? ગુરુમુખી ( પંજાબી ) પણ હિંદીની દેખીતી વિકૃતિ જ છે.

હિંદીમાં " હૈ " લગભગ " હય " જેવો સ્પષ્ટ બોલાય છે, જ્યારે પંજાબી અને મારવાડી, સાંભળનારના માથામાં વાગે તેવો " હૈં "નો પહોળો તથા ભારપૂર્વક ઉચ્ચાર કરે છે. તેવી જ રીતે " રહના "નું તેઓ " રૈંહના ", " કહના "નું " કૈંહના ",

" બૈડના " અગર " બયડના "નું " બૅડણા ", એ રીતે ઉચ્ચારણ કરે છે. પંજાબી, ગુજરાતી, તેલુગુ, તામીલ અને મરાઠીમા "ણ" અને " ળ "કારને સ્પષ્ટ તથા મહત્ત્વનું સ્થાન છે, અને તે વિના એ ભાષાઓનું ખૂન જ થાય. મારવાડીમાં " ણ " છે, પરંતુ " ળ " નથી.

દક્ષિણ ભારતીય ભાષાઓ, બર્મીઝની જેમ, "ઙ" અને "ઞ" નો ઉપયોગ બહુ બહોળા પ્રમાણમાં અને 'પૂર્ણ' વ્યંજન તરીકે રીતસર કરે છે.

ઉડિયા, તામીલ, મલયાલમ અને તેલુગુમાં, અમુક સંબંધમાં "ચ" નો ઉચ્ચાર મરાઠીમાં ષષ્ઠી વિભક્તિ સૂચક "ચ" કારનો થાય છે તેવો કરવામાં આવે છે.

બંગાળી "છિલો"ના "છ" કારનો ઉચ્ચાર સ્વ. નારાયણ વિસનજી ઠાકુર "છે" નો કરતા હતા તેના કરતાંય વધારે ભારપૂર્વક અને ભજીયાંના છમકારાનો આભાસ કરાવે તેવી રીતે થાય છે હજુએ ગુજરાતના કેટલાક પ્રદેશોમાં "છે" નો ઉચ્ચાર પંજાબીના "હૈ" જેવો હથોડીના ઘા સમાન છે.

વળી બંગાળી મહાશયો બોલવામાં " અ "કારનો ઉચ્ચાર " ઓ "કારથી કરે છે. જેમકે " રજનીનાથ " કહેવું હોય તો બોલાય " રોજોનીનાથ ". પરંતુ લખવામા આપણી જેમ જ લખાય. " કોમોલોનોયોનો " કોઇ કહે, તો સમજવું "કમલનયન".

આ પહોળો ઉચ્ચાર કરવાની ટેવને લીધે કોઇ વાર વિચિત્રતા જેવું થઇ પડે છે એક બંગાળી સજ્જન મુસાફરી કરતા, ઉપરના પાટીયા ઉપર બિછાનું તાણીને સૂતા હતા. એમણે પોતાની ઘડીયાળ કાઢીને પથારી ઉપર મુકી, ને પછી સંડાસ તરફ આંટો મારી

આવ્યા; એમને ઘડીયાળનો ખ્યાલ ન રહ્યો, થોડીવારે એ ચીજનું એમને સ્મરણ થયું, અને સ્મરણ સાથે ચિંતા થઇ. શોધવા છતાં જડી નહિ, એટલે એમણે ફરીયાદ કરી, " ઓરે બાબા, આમરા ઘોડી કીધર ગુમ હો ગેયા. " ઘોડી શોધવામાં રેલ્વેના ડબામાં એમને કોણ, શી મદદ કરી શકે ?

યજ્ઞ શબ્દને હિંદી યગ્ય કહે, ને બંગાળી ઝ્કે જ્ઞેગ્ગો. **यजयोरभेदः** તેમ ગ્રગયોરભેદઃ બંગાળીમાં છે. અને વ—બનું તો પૂછવું જ શું ? હિંદુસ્થાનીમાં " વ " ઓછો વપરાય છે, પરંતુ બંગાળીમાં પ્રાયઃ વપરાતો જ નથી. અને વપરાય છે, ત્યારે "બ" ને બદલે પણ એન કેન લેવામાં આવે છે. જેમકે " સભા " ઘણી વાર " સોવા " લખાય છે. અંબિકાચરણને ભાષાશુદ્ધિ દર્શાવવાની ધગશના અતિરેકમાં બંગાળી વર્તમાનપત્રોના અગ્રલેખમાં " અંવિકાચરણ " લખેલું ઘણીવાર વાંચવામાં આવે છે.

ગૂજરાતીમાં ભાષાશુદ્ધિના ખોટા ખ્યાલના દાખલા ક્યાં અજાણ્યા છે ? ગામડીયા "સ" ને "હ" કહે છે, તેથી ગામડીયામાં ન ગણાવા ખાતર, જ્યાં "હ" આવે ત્યાં તેનો "સ" ઉચ્ચાર કરવાની વૃત્તિ ( દા. ત., મોહનયાળને મોસનથાળ કહેવો ) મજાક રૂપે પણ ક્યાં અજાણી છે ?" શુદ્ધ ગુજરાતી " ને બદલે અતિ પંતુજીપણામાં " શુદ્ધ ગૂજરાતી " કહેવાતું પણ ઘણાએ સાંભળ્યુ હશે. તેવું, "ળ" ને બદલે થતાં "ર" કારથી દૂર રહેવાની ચિંતાના અતિરેકમાં "સાંભરવું " તથા "સંભારવું" ને સ્થળે "સાંભળવુ" અને " સંભાળવું " વાપરતા કેટલાક ચરોતરવાસી શિષ્ટ બંધુઓ ક્યાં આપણામાં નથી દેખાતા ? અને તેવા પ્રકાર બંગાળી સહિત અન્ય ભાષાઓમાં પણ જોવામાં આવે, તેમાં શું આશ્ચર્ય ?

ભારતીય ભાષાઓના લેખન–બોલનના પરિચયમાંથી સાંપડતી ખૂબીઓ આટલેથી ખૂટતી નથી. એનો એમ પાર આવે તેમ નથી. પરંતુ અહિં તેના આછાં અધૂરા સૂચનથી જ આપણે સંતોષ માનીને તેમાં ઉંડા ઉતરવાનું કામ તદ્વિદો ઉપર છોડીશું.

બંગાળી તથા ગૂજરાતીનું સરખાપણું પરસ્પરના સંસર્ગમાં આવતા ઉભય સ્થળના રહીશોને રોજ વિસ્મિત કરે છે.

મરાઠી અને ગૂજરાતીના સામ્ય વિષે તો, મરાઠી–ગૂજરાતીના નિકટના સંપર્કના આ જમાનામાં વિશેષ ચર્ચા કરવાની ભાગ્યે જ આવશ્યકતા હોય.

પરંતુ તેથી ય વિશેષ સરખાપણું તો ઉડિયા અને ગૂજરાતીનું છે. લિખિત ભાષામાં બહુ ફેર નથી, પરંતુ બોલવાની ઢબછબમાં એટલો બધો ફરક પડી જાય છે, કે સર્વ પ્રકારે પરિચિત હોય તેવા શબ્દો પણ ઉચ્ચારભેદને લીધે સમજી શકાતા નથી, પરંતુ તેથી આ સર્વ બોલીઓની અજબ તાત્ત્વિક એકતાને કશો બાધ આવતો નથી અનુભવ તેમજ અક્કલનો નિષ્પક્ષપણે ઉપયોગ કરનાર માટે એ સ્વયંસિદ્ધ ઘટના છે, કે આ સર્વ પેટાભાષાઓથી સમૃદ્ધ થયેલી દેશભાષા હિંદુસ્થાની માટે સર્વ પ્રકારે ઉપયુક્ત લિપિ ગૂજરાતી જ હોઇ શકે પછી તેને થોડા સમય ઉપર રાષ્ટ્રભાષા સંમેલને જેની હિમાયત કરી છે અને કાકા કાલેલકર જેનો અવિરત પ્રચાર કરે છે તે માથા વિનાની દેવનાગરી કહો, કે અન્ય ગમે તે પ્રકારે તેને વર્ણવો.

ગૂજરાતી, બધા કરતાં વધારે નહિ તો, અન્ય કોઇથી પણ ન ઉતરે તેવી પૂર્ણ લિપિ છે, અને તેને ઉર્દુના ઝઘડામાંથી કાઢવાના ક, ખ તથા ગ પણ લાગુ કરવામાં આવે પણ છે. ગૂજરાતીના

ઉચ્ચાર અને લખાણુમાં કદી ફેર નથી પડતો. ક, પ; ળ, લ; જ, ઝ અને જ, ણુ, ન, ડ અને ગ—ગૂજરાતી એ સર્વથી સુમંડિત સ્વયંપૂર્ણ લિપિ છે.

દક્ષિણુ ભારતીય ભાષાઓ જોતાં દેખાઇ આવે છે, કે કાનડી, મલયાલમ અને તામીલ વસ્તુતઃ એક ભાષા છે. દક્ષિણુ ભારતની ચોથી મુખ્ય ભાષા, તે તેલુગુ. એ તદ્દન નિરાળી અને એટલી બધી સંસ્કૃતમય છે, કે તેને ઉત્તર ભારતીય મંડળમાં ભળવામાં બહુ વાંધો ન આવે. અન્ય ત્રણુ ભાષાએ તથા તેની લિપિ પુરાતન આર્યેતર દ્રવિડી છે. તામીલમાં સંસ્કૃત છે જ નહિ. તેનું નિરાળું અને વિશાળ એવું સ્વતંત્ર સાહિત્ય છે. પરંતુ તેની સહોદર બેને મલયાલમ અને કાનડી સંસ્કૃત શબ્દોથી સભર ભરેલી છે.

આ ચારે ય ભાષાઓની બારાખડીએ ઘણી અપૂર્ણ છે, અને ગૂજરાતીની તોલે તેમાંની એક પણ આવી શકે તેમ નથી.

" ચકલા–ચકલી "ની વાર્તાના મેં સરખામણી માટે લીધેલા ખંડનાં ભાષાન્તરોને તુલનાત્મક દૃષ્ટિએ તપાસતાં અનેક રસપ્રદ લક્ષણો તેમાંથી પ્રત્યક્ષ થાય છે, અને તે દર્શાવે છે, કે 'સામાન્ય, અપંડિત છતાં જિજ્ઞાસુ મનુષ્ય માટે, હિંદની ભાષાઓની મૂલગત એકતાનો ખ્યાલ લેવાનો ઉત્તમ માર્ગ આવી સીધી સરખામણીનો છે.

ભરતખંડની તાત્ત્વિક એકતાનું બીજું ઉદાહરણ, ઉપર કહ્યું તેમ, તેના જુદા જુદા વિભાગની લાક્ષણિક હાસ્યવાનો વાંચવા અગર સાંભળવામાં પ્રાપ્ત થાય છે. તેવા કેટલાક નમૂના પણ આ પુસ્તકમાં આપ્યા છે. એ નમૂના આપણને ઘણી માહિતી આપી શકે છે.

દા. ત., મિયા શેખચલ્લી આખો આપણે પંજાબ

પ્રદેશના રહેવાસી પાસે જાતે સાભળેલી વાર્તા છે ઉતારો કે અવતરણ એકેય નથી, છતા તેમાની કેટલીક લખાયેલી પણ હોય, તો બનવાજોગ છે પરતુ કેટલીક તો તદ્દન નવી જ દેખાશે

જેમ ઉત્તરભારતીય ભાષાઓ તથા લિપિઓનો અભ્યાસ આપણને, લિપિ તરીકે, ગૂજરાતીની વિશિષ્ટ યોગ્યતાની સાબીતી આપે છે, તેવુ જ વિધાન દક્ષિણભારતીય લિપિઓ વિષે પણ શા માટે ન કહી શકાય ?

બધી દક્ષિણભારતીય લિપિઓ મીંડાક્ષરી છે, જ્યારે ગૂજરાતીમા બગાળીના ખૂણાખચકા અને ગુરુમુખીના અર્ધમાથાથી માડીને તામીલ–તેલુગુના મીંડા, એ સર્વનો સુદર સમન્વય થયેલો છે કોઇ પણ દેશનો નિષ્પક્ષ કલાકાર તરત કહેશે, કે અક્ષરોના કલાત્મક ચિત્રરેખન માટે ગૂજરાતી અક્ષરો વધારેમા વધારે સુયોગ્ય છે, કારણ કે તેમા વળાક–Curves–સાથે પૂરતા પ્રમાણમા કોણાકાર પણ છે, અને તે સર્વનુ તેમા સમતોલપણુ છે

દક્ષિણભારતીય ભાષાઓ માટે પણ લિપિ તરીકે ગૂજરાતી જ ઉપયુક્ત થઇ પડે, એમ કહેવામા અનુચિતતા કશી જ નથી

ટૂકામા, સમગ્ર ભારત માટે બોલવાની ભાષા, રોજના ઉપયોગ માટે એક જ થવા આડે પ્રાન્તીય ભાષાઓની સમૃદ્ધિની ઇચ્છનીયતા નડે ખરી પરતુ લિપિ તરીકે ગૂજરાતીના સાર્વત્રિક ઉપયોગને આડે આવે એવુ વજનદાર કારણ એક પણ ભાગ્યે હોય.





પગોડાના ચોકિયા ! બર્માના દરેક પગોડાને રક્ષતી સિંહમૂર્તિઓ.



ગોટિક ગુફા પુલથી ૯૦૦ ફીટ નીચેની આ ગુફામાં નદીનો ધોધ ભૂગર્ભમાં સમાઇ જાય છે.

પાસેથી ઉપાડયો છે. પંજાબમાં એની વાતો ઘેર ઘેર પ્રચલિત છે, અને બાળકોનો એ માનીતો છે. આપણે ત્યાંના અડવાનો મિયાં શેખચલ્લી સગો નહિ, તો ઘણો નિકટનો પિતરાઈ ભાઈ થતો હોવો જોઈએ ! પંજાબના એક આખા વિભાગનું નામ જ "ગૂજરાત" છે, એ યાદ રાખવું ઘટે ! પંજાબમાં મિયાં શેખચલ્લીની કબર હજી મોજુદ છે. એ મહાપુરુષના પરાક્રમોના થોડા નમૂના આપણે અન્યત્ર નોંધ્યા છે

હાસ્યવાતોના હિંદભરના પ્રચારનો બીજો પણ એક નાનેરો દાખલો લઈએ મારવાડરજપુતાના તરફ ખૂબ પ્રચલિત હોય તેવી એક નાનકડી બાળવાર્તા મને કહેવા મેં એક બિકાનેરી મારવાડી મિત્રને વિનતિ કરી. તેમણે પોતાની ભાષામાં એ નીચે પ્રમાણે કહી.

એક થી ચિડી, ઔર એક થી ભેંસ, દોનું બોલી, આમાં ભાઈલી હો જ્યાવાં. તું ખાવ, જીવ્હા મને દેય, મૈં ખાસ્યું, જી કો તને દેસ્યું. ચિડી બોલી, ભાઈલી, મેં તેર ઉપર બીઠ કર શું. ચિડી તો બીઠ કર, કર દેણીસી ઉડગી ભેંસ બોલી, ભાઈલી, આ, અબ મેં પોઠો કરૂં. ભેંસ પોઠો કર્યો. બિચારી ચિડી બડ હી દબ રહગી "

પંજાબ તથા યુક્તપ્રાંતોમાં તો આ વાતો ખૂબજ પ્રચલિત છે નામીવમાં પણ એ દેખા દે છે. બંગાળીની ખબર નથી, પરંતુ તેમાં યે હોય તો આશ્ચર્ય નહિ.

અને ભાવનગરના શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરની ' બાળવાર્તા " શ્રેણીના ચોથા ભાગના પહેલા જ પાના ઉપર નીચે પ્રમાણેનો વાર્તારંભ જોવામાં આવશેઃ

" એક હતી ભેંશ અને એક હતી ચકલી. ચકલી અને ભેંશ

... .ધ હતાં. ચકલી રોજ ભેંશ ઉપર બેસે, અને ભેંશના વાંસા ઉપર ચરકે."

એક દિવસ ભેંશ કહે, " ચકીબેન ચકીબેન, તમે રોજ મારા ઉપર ચરકો છો, તો મને એક વાર તમારા ઉપર ચરકવા દોને ?"

ચકલી કહે, " કોણ ના પાડે છે ? ચરકોને ખુશીથી. હું તો તૈયાર જ છું ને ! "

ભેંશ કહે, " ત્યારે બેસીજા મારા પૂંછડા પાસે. હમણાં જ હું તારા પર ચરકીશ. "

" પછી ચકલી પૂંછડા પાસે બેઠી, એટલે ભેંશ બાઇએ તો ફદ્ફદ કરીને એક મોટો જબરો પોદળો કર્યો. ચકી બાઇ તો છાણમાં દટાઇ ગયાં. "

આમાં " ફદફદ "નો વર્ણનકારક શબ્દ ન હોત તો પણ સુરુચિભંગ ભાગ્યે જ થાત, એમ વિષયાંતર કરીને પણ કહ્યા વિના નથી ચાલતું !

આમ ઘણીયે લોકવાર્તાઓ આખા ભરતખંડમાં જ્યાં જાઓ ત્યાં બહુ જ થોડા ફેરફાર સાથે પ્રચલિત દેખાય છે. ચકલા–ચકલીની વાર્તાની પસંદગી ભાષાઓના સામ્યની પરીક્ષા અર્થે કરી, તેનાં કારણોમાંનું એક એ છે, કે એ ઘણે ખરે જાણીતી છે; અને બીજું, તેના ભાષાન્તરમાં પાંડિત્યપૂર્ણ તથા સાહિત્યિક નહિ, પરંતુ ઘરગતુ વપરાતી ભાષાનો જ ઉપયોગ સુગમ પડે. ભાષાઓની તુલના માટે પંડિતાઇભર્યા ખંડકો નહિ, પરંતુ લૌકિક, ઘરની, તથા રસ્તાની બોલીઓની સરખામણી વાસ્તવિક લેખવી જોઇએ. એ દૃષ્ટિએ આ નમૂના બેવા કર્યા છે. તેમાંની પ્રત્યેક, જે તે



ચુબન ! બર્માની આ રઢીયાળી ગારુડીઆણી
વિષધર નાગને ચુબન લે છે.



નેપાળવાળા રાજા જય પૃથ્વી બહાદુરસિંહ અને રંગૂનના
તેમના સમાજસેવક સાથીઓ. ( ૧૯૩૮ )

૨૩

# સરખાવી જુઓ

## ૧. ગૂજરાતી

એક હતો ચંકલો, ને એક હતી ચકલી.

ચકલો લાવ્યો ચોખાનો દાણો, ને ચકલી લાવી દાળનો દાણો.

તેની ખીચડી રાંધી.

પછી ચકલી પાણી ભરવા ગઇ.

ચકલો ખીચડી ખાઇ, બારણાં બંધ કરી, આંખે પાટા બાંધીને સુઇ ગયો.

ચકલી પાણી ભરીને આવીને બોલીઃ

" ચકલારાણા ચકલારાણા, બારણાં ઉઘાડો. "

ચકલો કહેઃ

" મારી તો આંખો દુઃખે છે. "

" તેથી બેડું નાંખી દઇને ખાળમાં થઇને આવ. "

## ૨. કચ્છી

( સિંધી લગભગ તેના જેવી જ છે. )

હેકડી હુઇ ચકી, ને હેકડો હુઓ ચકો.

ચકો ગીની આયો ચોખે જો ડાણું, અને ચકી ગીની આવઇ સુંગ જો ડાણું.

તેંજી ખીચ્ચડી રધેં.

પોઇ ચકી પાણી તે ઉસઇ.

ચકો મડે ખીચ્ચડી ખાઇ, દરવાજા બંધ કરી, અખેં તે પટ્ટા બધી સુમી ર્યો.

ચકી પાણી ભરીને પાછી આવઇ તડે ચેકેઃ

" ચકારાણા ચકારાણા, દરવાજો ઓપ ટયો. "

ચકે ચેં:

" મુજી ત અખીયું કુખે તી. "

" ખેડો ફગાય વઝી ને મોરીમેં થઇને અચ. "

## ૩. મારવાડી

એક હી ચિડી ઔર એક હો ચિડો

ચિડો લ્યાયો ચાવલકો દાણો ઔર ચિડી લ્યાઇ દાલકો દાણો.

બીકી ખીચડી રાંધી.

પાછે ચિડી પાણી ભરને ગઇ.

ચિડો ખિચડી ખાઈ બારણો બંદ કર કર આંખ પર પાટી બાંદ કર સો ગયો.

ચિડી પાણી ભર કર આઇ જણા બોલી .

" ચિડારાજા ચિડારાજા, બારણો ખોલો. "

ચિડો બોલ્યોઃ
" મેરી તો આંખ્યા દુઃખે હૅ. "
" મટકી ફૈંક કર, નાલેમેંસે આ જ્યા. "

( મારવાડીમાં "હૅ"નો ઉચ્ચાર ઘણો પહોળો થાય છે. "ચ" નો ઉચ્ચાર મરાઠીનાં પષ્ઠીવિભક્તિના પ્રત્યયનો થાય છે તેવો ઘણે સ્થળે કરવામાં આવે છે. )

## ૪. પંજાબી

એક થી ચિડી
ઔર એક થા ચિડા.
ચિડા લે આયા ચાવલ દા દાણા
ઔર ચિડી લે આઈ દાળ દા દાણા
ઔંદી ખિચડી બણાઇ.
પિચ્છોં ચિડી પાણી પરન ચલી ગઇ.
ચિડા ખિચડી ખા કે
આખાં તે પટ્ટી બાંદ કે
દરવાજા બંદ કરકે સો ગયા
ચિડી પાણી પરકે વાપસ આઇ
ઔર પોકાર કરણ લગ્ગી :
" ચિડારાજા, ચિડારાજા, દરવાજા ખોલો. "
ચિડા ને કેયા :
" મેરી તો આંખા દુઃખ દિયાં હણુ.
" કડા ગરા કે
" નાલી દે બિચદી આ જા. "

## ૫. મરાઠી

એક હોતા ચિમણા આણિ એક હોતી ચિમણી.
ચિમણ્યાને તાંદુળાચા દાણા આણલા, આણિ
ચિમણીને દાળીચા દાણા આણલા.
ત્યાચી ખિચડી શિજવલી.
મગ ચિમણી પાણી ભરાયલા ગેલી.
ચિમણા ખિચડી ખાઊન, દાર બંધ કરુન
ઊખ્યાલા પાટા બાંધૂન નિજલા.
ચિમણી પાણી ભરૂન આલી વ મ્હણાલી:
" ચિમણારાજા ચિમણારાજા દાર ઉઘડ "
ચિમણા મ્હણાલા:
' માઝે તર ડોળે દુખતાત "
" મ્હણૂન પાણ્યાચા ઘડા ઓતૂન મધલ્યા
અરુંદ વાટેને યે. "

## ૬. ઉડીયા

( લિપિ બંગાળી )

ઍકા થિલા ચોઢીયા
આઉર ઍકા થિલા ચોઢીયાણી.
ચોટિયા આણિલા ચાવળર દાના
આઉર ચોઢીયાણી આણિના ડાલિર દાણા.

તહાકુ ખિચડી રંધાયેલા.
પોરે ચોટીયાણી જળ આણિ ગેલા.
ચોટીયા ખિચડી ખાઈ ગેલા
ખિડકી બંધ કર દેલા
આઉર આખિરે પોટિ બાંદી કરી .
સોઇ ગેલા.
ચોટિયાણી જોળ નેઈ આસી
આણિ ડાકીલા:
" ચોટીયારાજા ચોટીયારાજા, ખિડકી ખોલો. "
ચોટીયા ડોકીલા:
" મોરો ત આખી બાધા હુઈ છી.
" તું મારીયા ફીંગી કરી નાજે દિ આસી જા. "

( ચોટીયા, પોરે, પોટિ, જોળ, ડોકીલા–એ શબ્દો એ રીતે બોલાય છે, કારણ કે બંગાળીની જેમ ઉડીયામાં " અ " " ઓ "કારથી બોલવાની વલણ રહે છે. લખવામાં ચટીયા, ૧ પરિ, જળ, ડકીલા, એમજ લખાય છે. " ચ " મરાઠી જે બોલાય છે. )

## ૭. બંગાળી

ઍક છિલો ચોરઇ
( એક હતો ચકલો )
આર ઍક છિલો ચોરઇની
( અને એક હતી ચકલી )

ચોરૂઇ એને છિલો એક દાના ધાન
( ચકલો લાવ્યો એક દાણો ચોખો )
આર ચોરૂઇની એને છિલો એક દાના દાલ
( અને ચકલી લાવી એક દાણો દાળ )
એઇ દૂઇટી દાન દીયે તારા ખિચુડી તોઇયાર કોરે છિલો
( એ બે દાણાની તેમણે ખિચડી તૈયાર કરી )
તારપોર ચોરૂઇની ગેલો જૉલ આનતે.
( તે પછી ચકલી ગઇ પાણી ભરવા. '
ચોરૂઇ ખિચડી ખેયે
( ચકલો ખિચડી ખાઇ )
દોરવાજા બોન્ધ કોરે દિલો
( બારણાં બન્ધ કરી દીધાં )
આર ચોખે કાપોર બાંધે
( અને આંખે પાટા બાંધી )
શોયે પોરલો
( સૂઈ ગયો. )
ચેCઇની જોલ નીયે ફિરે, એશ બોલી ( બોરલો )
( ચકલી પાણી લઇને પાછી વળી એવું બોલી )
" ઑગો ચોરૂઇ, ઑગો ચોરૂઇ, દોરવાજા ખૉલૂન. "
( અરે ચકલા અરે ચકલા, બારણું ઉઘાડો. )
ચોરૂઇ ઉત્તર બોરલો.
( ચકલાએ ઉત્તર કર્યો )

" આમી ચોખે કોષ્ટે પચ્છી
( મને આંખ દુ:ખે છે )
" ધોરા ફેલેદાઓ
( ઘડો ફેંકી દઈને )
" રાન્ના કોરી નાલાદિકે ઢૂકી પોરો. "
( રસોડાના નળમાં થઈને આવી જા )

( ચોરૂઇ, તોઇયાર, કોરે, જોલ, દોરવાજા, બોન્ધ, ઑગ્ગો ( જે મરાઠીના " અગ્ગ " જેવો, અને ગુજરાતીના " અલ્યા " કે " અલી "ની જેમ સંબોધનમાં વપરાતો શબ્દ છે ) ઉત્તોર, કોષ્ટ, ધોરા, પોરો, એ બંગાળી ઉચ્ચાર " અ " ને બદલે બોલવામાં વપરાતા " ઓ "કારનું પરિણામ છે. લખવામાં તો ઘણું ખરું ચરૂઈ, તઇયાર, કરે, જલ, દરવાજા, બન્ધ, અગ્ગ, ઉત્તર, કષ્ટ, ધરા, પરો, એવી રીતે પણ આ શબ્દોનો ઉપયોગ થાય છે, એમ મને કહેવામાં આવ્યું હતું. )

## ૮. હિંદુસ્તાની

એક થી ચિડી
ઔર એક થા ચિડા.
ચિડા લાયા ચાવલકા દાના
ઔર ચિડી લાઇ દાલકા દાના.
ઉનકી ખિચડી પકાઇ.
બાદ ચિડી જલ ભરને ગઇ.
ચિડા ખિચડી ખા ગયા
ખિડકી બંદ કર દિયા

ઔર આંખે પર પટ્ટી બાંધ કર
વહ સે ગયા
ચિડી જલ ભરકે વાપસ આઇ ઔર બોલી:
" ચિડારાજા ચિડારાજા, ખિડકી ખોલો "
ચિડાને કહા:
" મેરી તો આંખે દુ:ખતી હૈ. "
" તૂ મટકી ફેંક કર
" નાલીમેંસે આ. "

## ૯. તેલુગુ ( આંધ્રદેશ )

ઓક ઉરૂડેનુ મગપિચ્ચુકા
( એક હતો નર–પક્ષી–એટલે ચકલો )
ઓકા ઉરૂડેનુ આડુપિચ્ચુકા
( એક હતી નારી પક્ષી )
મગપિચ્ચુકા તેચ્ચેનું બિયપુગિન્જા
( ચકલો લાવ્યો ચોખાનો દાણો )
આડુપિચ્ચુકા તેચ્ચેનું પપ્પુગિન્જા
( ચકલી લાવી દાળનો દાણો )
વારિતો કીચડી વણ્ડેનુ.
( તેની ખિચડી કરી )
પિમ્મટા, મગપિચુકા નિળ્ળુ તે સ્યુટકુ પોયેનુ
( પછી, ચકલી પાણી લાવવા ગઇ )
આડુ પિચ્ચુકા કીચડી તીનવેસી
( ચકલો ખિચડી ખાઇ ગયો )

નાલુપુ મુસીવેસી
( બારણું વાસી દીધું )

કણ્ણુ કપ્પુ કુની યુ
( આંખે પાટા બાંધ્યો, અને )

નિદ્ર પોયેનુ
( ઉંઘી ગયો )

આકુપિચ્ચુકા નિળ્ળુ નિમ્પુકુની તિરિગિ વચ્ચી
( ચકલી પાણી ભરીને પાછી વળી )

આકુ પિચ્ચુકાનું.
( અને કહ્યું )

" પિચ્ચુકા રાજા પિચ્ચુકા રાજા, તાલુપુ તેરૂ. "
( ચકલા રાણા ચકલા રાણા, બારણું ઉઘાડો. )

મગપિચ્ચુકા ચેપ્પેન્તુ.
( ચકલાએ કહ્યું )

" ના કણ્ણુ માન્ડછુજાવિ
( મારી આંખો દુઃખે છે. )

" કોણકનુ પાર વેસી
( ઘડો નાખી દઈને )

ગોરી સંકુદરી, રા
( ખાળમાં થઈને આવ. )

( તેલુગુમાં " ચ "નો, મરાઠીના ષષ્ઠી વિભક્તિનો પ્રત્યય ઓલાપ છે તેવી રીતેનો ઉચ્ચાર થાય છે. )

ઓરૂ આણ્કુરૂવિ ઇરુન્તતુ (બોલવામાં " ઘધુ " જેવું લાગે છે.)
( એક ચકલો હતો ).
ઓરૂ પેણ્કુરુવિયુ' ઇરુન્તતુ
( એક ચકલી હતી )
આણ્કુરૂવિ ઓરૂ મણિ એરિસુમૂ,
( ચકલો એક દાણો ચોખાનો )
પેણ્કુરૂવિ ઓરમણિ અરૂપ્પુમ્ કોણ્ડુવન્તતુ
( ચકલી એક દાણો દાળનો લાવ્યાં )
અતનાલે કિચ્ચટી ચેયતારકલ
( એની ખિચડી રાંધી ).
પિરપ્પાટુ પેણ્કુરૂવિ તણ્ણી કોણ્ડુવર પોના
( પછી ચકલી પાણી લાવવા ગઇ )
આણ્કુરૂવિ કિચ્ચટીયુ' શાપ્પિટ્ટુ
( ચકલો ખિચડી ખાઇ )
કતવયુ' શાત્તી
( બારણાં બધ કરી )
કણ્ણિણ્લે તુણિયુમૂ કટ્ટી
( આંખે પાટા બાધી )
પડુક્ક પોયિટ્ટુ.
( સુઇ ગયો ).
પેણ્કુરૂવિ તણ્ણિયુમ્ કોણ્ડુ, તિરૂમ્બી વન્તુ ચેન્નાલ
( ચકલી પાણી ભરીને પાછી આવી ને બોલી )

સરખાવી જુઓ

" કુરુવિરાજને કુરુવિરાજને, કતવૈ તિર. "
( ચકલારાણા ચકલારાણા, બારણું ઉઘાડો ).
આણુકુરુવિ ચોન્નાલ
( ચકલો બોલ્યો )
" એન કણ્ણુ વલિ કિરત્તુ
( મારી આંખો દુઃખે છે ).
" એરિન્તુવિટ્ટુ ચમલ્લરૈ
( તેથી ઘડો ફેંકી દઇ )
ઔટ્ટેયિલ કૂટે, વા.
( ખાળમાં થઇ, આવ ).

## ૧૧. મલયાલમ

(ભાષામાં તામીલ કરતાં જરા ર છે, પરંતુ લિપિ તામીલ જ છે.)

ઉરૂ ઉણ્ટા ચિરૂન્નુ આણ્કુરુવિ
( એક હતો ચકલો )
ઉરૂ ઉણ્ટા ચિરૂન્નુ પેણ્કુરુવિ
( એક હતી ચકલી )
આણુકુરુવિ કોણ્ડુવન્નુ મણિ અરિ
( ચકલો લાવ્યો દાણો ચોખાનો )
પેણુકુરુવિ કોણ્ડુવન્નુ મણિ પયરૂમ
( ચકલી લાવી દાણો દાળનો )
અતુકોણ્ડુ કિચ્ચડી ઉણ્ટાક્કી
( તેની ખિચડી બનાવી )

બે મિત્રો એ પ્રમાણે નિશ્ચય, કરીને નીકળી પડયા દેશવટે. ચાલતાં ચાલતાં રસ્તામાં ખૂંધાએ એક ઘર જોયું.

એણે આંધળાને કહ્યું, " આ ઘર ખાલી લાગે છે. "

" તો ચાલો અંદર " આંધળાએ સૂચના કરી.

અંદર જઈને જોય છે, તો એ ઘર ડબગરનું હતું, ને ત્યાં ઢોલ પડયા હતા. ડબગર લોકોમાં એવો રિવાજ હોય છે, કે બાર મહિનામાં એક રાત ને એક દિવસ અખંડ ઢોલ વગાડવો. આ તેજ દિવસ હતો. આ ઘરમાં બાપ દીકરાએ એવું ઠરાવ્યું હતું કે રાતના બાપ વગાડે, ને દિવસના વગાડે દીકરો. પણ આ મિત્રોની પધરામણી થઈ તે વખતે એ બંને થાકયાપાકયા ઉંઘી ગયા હતા.

ખૂંધાએ કહ્યું, " ભાઈ અંધા, અહિં તો મોટા સરસ ઢોલ પડયો છે. "

" ઢોલ ? લાવ તો, મને બતાવ. મેં ઢોલ કદી જોયો નથી."

ખૂંધાએ ઢોલ આપ્યો કે તરત અંધો જોરથી ઢમક ઢમક, પીટવા માંડયો. ખૂંધો કહે, " અરે ભાઈ, કોઈ જાગી ઉઠશે, તો હાડકાં ખોખરાં કરી નાખશે. માટે બલો થઈને રહેવા દે. "

" કોઈ દિવસ વગાડયો નથી, તે આજે તો વગાડી લેવા દે " એમ કહીને અંધાએ ધમકારે રાખ્યું.

ડબગર બાપ સમજે કે બેટો વગાડતો હશે, ને બેટાના મનથી કે બાપ વગાડતો હશે, તે બલે વગાડે બેમાંથી કોઈ ઉઠયું નહિ.

વગાડતાં વગાડતાં અંધો થાકયો એટલે એણે ખૂંધાને પાસે બોલાવીને ઢોલની દોરી એના ગળામાં નાખી, ને ઢોલ ખૂં... ગોઠવી દીધો.

પછી ભાઇબંધો આગળ ચાલ્યા.

રસ્તે જતાં એક ખેતરમાંથી દાતરડું જડ્યું. આંધળો કહે, " લાવ ભાઇ, એ તો બહુ ઉપયોગી વસ્તુ છે " દાતરડું લઇને એ પણ એણે ખૂંધ ઉપર ચડાવી દીધું.

પછી એક કૂવા ઉપર કોસ ખેંચવાનું જાડું દોરડું પડેલું ખૂંધાએ જોયું, ને આંધળાને વાત કરી. એ બોલી ઉઠ્યો, " અરે ભલા ભાઇ, દોરડું તો બહુ કીંમતી હોય. એને મૂકી દેવાયજ નહિ. મારે ચૂપચાપ ઉપાડી લાવ. એ તો ઘણું કામ આવે. " દાંડા જેવા જાડા દોરડાનો પણ વીંટો કરીને એણે ખૂંધ પર ભેરવી દીધો.

આગળ ચાલતાં, એક વાંદરી એના બચ્ચાને લઇને બેઠી હતી. ખૂંધાનું કહેવું સાંભળીને આંધળો બોલી ઉઠ્યો, " અરે જોઇ શું રહ્યો છે, બચ્ચું લઇ લે. મેં કદીયે વાંદરાનું બચ્ચું રમાડ્યું નથી. "

જેમ તેમ કરીને ખૂંધાએ બચ્ચું પકડ્યું આંધળાએ એને ખૂબ રમાડ્યું, ને પછી એને પણ પોતાના સાથીના ઢેકા ઉપર ગોઠવી દીધું.

આ બધા બોજાથી ખૂંધો બિચારો થાકી ગયો હતો. એણે કહ્યું, " દોસ્ત, હવે તો ભૂખ લાગી છે. તું ગમે તે કહે, પણ ભૂખે પેટે આગળ નહિ ચલાય. "

" તો આસપાસ જરા નજર નાખ, ને શું દેખાય છે તે મને કહે. " આંધળાએ સૂચના આપી.

" સામેથી એક રબારણ ભાત લઇને આવે છે. "

" ભતવારીને અહીં બોલાવ. "

પિન્ને, પેણ્કુરુવિ વેળ્ળમ્ એડુક્કાન પોયિ
( પછી, ચકલી પાણી ભરવા ગઇ )
આણ્કુરુવિ કિચ્ચડી તિન્નુકલઞ્ઞુમ્
( ચકલો ખિચડી ખાઇ ગયો )
તુણિકષણં કોણ્ડુ કણ્ણુ કેટ્ટિ
( કપડાના ટુકડાથી આંખે પાટો બાંધ્યો )
વાતિલ અટઞ્ઞુ
( બારણું વાસ્યું )
ઉરન્ગાન પોયિ
( સૂઇ ગયો )
પેણ્ કુરુવિ વળ્ળમ્ કોણ્ડુ મડઙ્ઙિવણ્ણુ, પરઞ્ઞુ
( ચકલી પાણી ભરીને પાછી આવી, બોલી )
" કુરુવિરાજા કુરુવિરાજા, વાતિલ તુરક્કુ "
( ચકલારાણા ચકલારાણા, બારણું ઉઘાડો )
આણ્કુરુવિ પરઞ્ઞુ,
( ચકલો બોલ્યો )
" એણ્ટે કણ્ણુ નોવુન્નુ.
( મારી આંખો દુઃખે છે )
" અતુકોણ્ડુ પાત્રમ્ તુરત્તિટ્ટુ
( તેથી ઘડો ફેંકી દઇને )
ઓવિલકૂડિ અકત્તુ વા "
( ખાળમાં થી અંદર આવ )

( ણ, ળ, ઠ અને ઞ ના સ્પષ્ટ ઉચ્ચારો બધી દક્ષિણભારતીય ભાષાઓમા કરવાના હોય છે. )



## ૨૪

## કઇ ભાષામાં હસશો ?

### ૧. પંજાબ અને ઉત્તરસિંધ

### ( ૧ )

### બે મિત્રો.

એક આંધળો હતો. અંધાપાને લીધે એ ઘરમાં હાડચમાર થઇને કંટાળી ગયો હતો.

એજ ગામમાં એક ખૂંધો પણ હતો. ઉંટ જેવી મોટી ખૂંધને લીધે એના ઘરમાં એ બધાને અકારો થઈ પડયો હતો.

એક દિવસ આ બે ગૃહસ્થો ભેગા થઇ ગયા. એકબીજાનાં દુઃખની કહાણી સાંભળીને એમણે નક્કી કર્યું, કે આવી રીતે હડધૂત-થયા કરવું, તેના કરતાં બહેતર છે કે પરદેશ ચાલ્યા જવું.

ખૂંધાએ બાઈને બોલાવી. એણે આવીને પૂછ્યું, " મને કેમ બોલાવી, ભાઈ ? "

આંધળો કહે, " બાઈ, તારો ધણી અહિંથી થોડે દૂર બકરાં ચારે છે ને ? "

" હા. "

" અરે તને શું કહું બેન ? ત્યાં તો એક વરુ આવ્યું છે. એણે કેટલાંય બકરાં મારી નાખ્યાં, ને બિચારા રબારીનો જીવ પણ જોખમમાં છે. "

એટલું સાંભળતાંમાં તો " હેં " કરતી રબારણે ભાત મૂક્યો પડતો, ને હાંફળી ફાંફળી એ દોડી આંધળાએ બતાવેલી દિશા તરફ.

બે મિત્રો નીરાંતે જમ્યા, ને પછી બાકી વધેલા દહીંનું માટલું પણ ખૂંધ ઉપર ગોઠવીને બિરાદરો ચાલ્યા આગળ.

એમ કરતાં રાત પડી ગઈ. જંગલમાં રાતવાસો ક્યાં કરવો એ વિચાર કરતા હતા તેવામાં એક ઘર તેમના જોવામાં આવ્યું. ખૂધો બોલી ઉઠયો. " અલ્યા ઘર દેખાય છે. "

" દેખાય છે, તો ચાલો અંદર. રાતે આરામથી સૂતા વિના કે ચાલશે ? " અંધાએ તોડ કાઢયો.

ઘરમા ગયા; તો બધું સુમસામ હતું. એમણે તો નિરાંતે લંબાવી. પણ આ ઘરમાં એક સિંહનો વાસ હતો. સિંહ બહાર ગયો હતો, તે મોડેથી શિકાર કરીને પાછો આવ્યો. ખૂંધાએ એને જોયો, ને કહ્યુ, " અંધાભાઈ, આ તો ભૂંડી થઈ. એક સિંહ અહીં ચાલ્યો આવે છે. "

" કંઈ ફિકર નહિ, બારણા બંધ કરી દે; ને આપણે ચઢી જઈએ છત ઉપર " અંધાએ રસ્તો બતાવ્યો.

સિંહે બારણાં બંધ જોયાં. ગુસ્સાથી એણે બરાડો પાડયો, " અંદર કોન હૈ ?"

અંદરથી આંધળાએ સામો સવાલ પૂછયો, " તું કોન હૈ ?"

" હમ શેર હૈ, " સિંહે જવાબ દીધો. હિંદુસ્તાનીમાં સિંહને શેર કહે છે.

" તો હમ સવા શેર હૈ " અંધાએ સામો બરાડો પાડયો.

" હેં ! સવા શેર ? એની સાબીતી આપ " સિંહે કહ્યું.

" પહેલાં તું શેર છે એની સાબીતી આપ. " અંધાએ સામો રોફ માર્યો.

સિંહે પોતાનો એક જૂનો નખ ઉખડી જવા આવ્યો હતો તે કાઢીને ફેંકયો. સિંહનો નખ બહુ મોટો ને બીક લાગે તેવો હોય છે.

ઉપરથી આંધળાએ સામું પેલું દાતરડું ફેંકયું. સિંહ તો એ જોઇને પાંચ દસ ડગલાં પાછો ખસી ગયો. એના મનથી, કે ઓહો, આવડા મોટા જેના નહોર છે એ જાનવર કેવું જબરૂં હશે ! દાતરડાને એ નખ સમજ્યો.

પછી સિંહે પોતાના વાળમાંથી એક જૂ કાઢીને નાખી, એમ બતાવવા કે મારે એવડી મોટી યાળ છે કે જેમાં જૂ થાય છે.

આંધળાએ સામું વાંદરીનું બચ્ચું નાખ્યું. સિંહ વળી પાછો થોડાં ડગલાં આઘો ખસી ગયો. વાંદરું ઝટ ઝટ એક થાંભલા ઉપર ચઢી ગયું. સિંહ સમજ્યો, કે જેના વાળમાં આવડી મોટી

જૂ પડતી હશે તેની કેશવાળી કેટલી જબરી હશે, ને એ જાનવર કેવું જબરું હશે!

આંધળાએ પૂછ્યું, " હવે ? "

" હવે એકજ પરીક્ષા બાકી છે " એમ કહીને સિંહે પોતાની મૂછમાંથી એક લાંબો વાળ તોડીને નાંખ્યો, એમ બતાવવા કે જો કેવી મોટી મ્હારી મૂછો છે !

આંધળાએ તે સામે પેલું દોરડું ફેંક્યું એ જોઇને સિંહબાઇ છળી પડયા, કે ઓહો, જેની મૂછના વાળ આવા મોટા છે, તેને તે કેમ કરીને પહોંચાશે ?

આંધળાએ વળી પાછું પૂછ્યું, "બોલ હવે કે કહેવું છે ?"

" હવે એકજ વધારે સાબીતી જોઇશે. " એમ કહીને સિંહ યૂંક્યો. ઉપરથી આંધળાએ દહીનું આખું માટલું ઉપાડીને એના ઉપર પટક્યું.

રાડ નાખતો સિંહ નાઠો. એણે જંગલમાં જઇને ત્યાં વસતા એ જંગલના રાક્ષસને વાત કરી, કે " મ્હારા ઘરમાં આવું જબરદસ્ત જાનવર ભરાઇ બેઠું છે, ને મને તો એની બહુ બીક લાગે છે. "

રાક્ષસ કહે, " તમે ગમે તેવા જબરા, તો યે આખરે બીકણ બિલાડીની જાતના છો. કોઇના ઉપર હુમલો કરો, તો પણ બીકના માર્યા કરો, બહાદુરીથી નહિ, એવા તમે ડરકણ છો. ચાલ બતાવ, ક્યાં છે એ ઘર ? હમણાં હું એ જાનવરને મારી કાઢું છું. "

મૂછ અને પૂછ આમળતો રાક્ષસ પગને ધમકારે ઘરથી

ધમધમાવતો નીકળ્યો બહાર. સિંહે કહ્યું, " જો ભાઈ, હું તો એની પાસે નહિ જાઉં. દૂરથી જ તને ઘર બતાવી દઈશ. "

રાક્ષસે કહ્યું, " બહુ સારું. "

પેલા ખૂંધાએ છત ઉપરથી જોયું તો દૂરથી આ જુગલજોડીને આવતી દેખી. એણે કહ્યું, " અંધાભાઈ, સામેથી એક રાક્ષસ ને એક સિંહ આવે છે. "

" ફિકર નહિ. જો, આ અનાજના ખાલી કોઠલામાં હું ભરાઈ જાઉં છું. આ ઢોલને લઈને તું સામેની કોઠીમાં બેસી જજે. કોઠલામાંથી દાણા કાઢવાના બાકોરા તરફ પીઠ રાખીને એક ખુરશી મૂકી દે. હું " હૈશો " કહું એટલે તું જોરથી વગાડજે. "

ખૂંધાભાઈ કહ્યા પ્રમાણે ખુરશી ગોઠવી, ઢોલ લઈને કોઠીમાં ભરાઈ પેઠા.

રાક્ષસે આવીને બહારથી બૂમ પાડી, " કોણ છે અંદર ? "

" તું કોણ છે ? " સામે અંધાએ સવાલ પૂછયો.

" હું રાક્ષસ છું. "

" હું રાક્ષસનો દાદો છું. "

" સાબીતી આપ. "

" સાબીતી જરૂર આપીશ. પણ પહેલાં જરા માણસાઈની રીતે અંદર તો આવ. આપણે વાતો કરીએ, જરા ઓળખાણ કરીએ. "

પૂંછડું પટપટાવતો રાક્ષસ રોફથી અંદર ગયો, ને છલંગ મારીને કોઠલા ઉપર બેસી ગયો. આંધળાએ કહ્યું, " તું તો સાવ

જંગલી છે. તારે માટે ખુરશી મૂકી છે. તેના ઉપર ગૃહસ્થની રીતે જરા બેસ તો ખરો. "

ટપ છલાંગ મારીને દૈત્ય ખુરશી ઉપર ઉંધો ફરીને બેઠો. આંધળાએ એને ઠપકો આપ્યો, " અલ્યા, તું તો ખરેખરો અઝઝડ છે. જરા વિવેક શીખ. ખુરશી ઉપર આમ બેસાય ? મોં પેલી તરફ, ને ખુરશી આ તરફ રાખીને બેસ. "

રાક્ષસ વળી ઠેકડો મારીને એમ બેઠો.

પછી આંધળાએ વાત માંડી. "તમે કોણ છો, ને ક્યાંના રાજા છો, ને કેવાં પરાક્રમો કરો છો," એવાં ગપ્પાં મારતાં ધીમેથી કોઠલાના કાણામાંથી હાથ લંબાવીને એણે પૂછડું સજડ પકડી લીધું. રાક્ષસ ચમક્યો, એટલે આંધળો બોલ્યો " હેંશો. "

તરત ખૂંધાએ ધનાધન ઢોલ વગાડવો શરૂ કર્યો. રાક્ષસે ગભરાઈને માર્યો કૂદકો.

આંધળાની પકડ પ્રખ્યાત હોય છે. એણે કોઈ વસ્તુ ઝાલી, પછી એ કોટિ ઉપાયે છૂટે નહિ. રાક્ષસ કુદકા મારે, બરાડા પાડે, ને સાથે આખો કોઠલો પછડાય. છેવટે પૂછડી મૂળમાંથી ઉખડીને આંધળાના હાથમાં રહી ગઈ, ને રાક્ષસ બાંડો બનીને જીવ લઈને નાઠો.

સિંહ રાહ જોતો બેઠો હતો ત્યાં એ પહોંચ્યો. સિંહે પૂછ્યું. " કેમ દેવતા, શું કરી આવ્યા ? "

" અરે શું, કપાળ કરી આવ્યા ? મ્હારી તો પૂછડીજ ચાલી ગઈ. "

" હુ તો કહેતોજ હતો હવે સફાઈ છોડીને ચૂપચાપ પડો રસ્તે "

અહિં રાતે નિરાતે સૂઇને બે દોસ્તો સવારે ઉઠ્યા આધળાએ કહ્યુ, " આ ઘરમા પહેના કોઈ રહેતુ હશે ચોર લોકોનો વાસ હશે એમા જરૂર ધન દાટયુ હશે "

એની વાત સાચી નીકળી શોધતા શોધતા દાટેલુ જરજવાહિર ખૂબ નીકળ્યુ એ બધુ એક ગધેડાની પીઠ પર લાદીને દોસ્તો પોતાના ગામ તરફ પાછા વળ્યા

હવે ખૂધાના મનમા પાપ પેઠુ એને થયુ, કે આટલુ બધુ ધન આધળા સાથે વહેચી લેવુ, એના કરતા શા માટે હુ એકનોજ બધુ મ્હારે ઘેર ન લઇ જઉ ?

એણે મનસૂબો કર્યો, કે લાગ જોઇને ભાઈબધનુ કાસળ કાઢ્‌વુ.

રસ્તામા એક નદી આવી તેમા ઘણા ઝેરી સાપ હતા ખૂધાને થયુ કે આ લાગ સરસ છે ઝેરી સાપ ખવડાવીને આને મારી નાખુ એણે કહ્યુ, " ભાઈ, આ નદીમા ફક્કડ માછલા છે આજે તને હુ મચ્છી જમાડુ "

પેનાએ કહ્યુ, ' બહુ સારૂ "

ખૂધાએ બે ચાર સાપ માર્યા, ને તપેલીમા પાણી ભરીને ચૂલે ચડાવ્યા. પછી મીઠુ મરચુ લેવા એ ગામમા ગયો

આધળાને થયુ કે તાપ વધારે હશે તો કદાચ મચ્છી દાઝી જશે પાણી ગરમ થયુ છે કે નહિ તે જોવા એણે તપેલીમા હાથ નાખ્યો. પાણી બહુ ઉનુ થઈ ગયુ હતુ તેથી એ દાઝયો, એટલે ઝટ દાઝેલા હાથ એણે મોએ દાબ્યા સાપના ઝરવાળુ પાણી

આંખે અડી જતાં એકાએક એની આંખો ખુલી ગઇ, ને એણે જોયું તો તપેલીમાં સાપ હતા. એ સમજી ગયો, પણ કે જાણતો ન હોય તેમ ચૂપચાપ બેસી રહ્યો.

ખૂંધો પાછો આવ્યો, ને એણે રોટલા ઘડયા. પછી પોતે ફક્ત રોટલો ને મીઠું લઇને બેઠો, ને સાપ પીરસ્યા બાઇબંધને.

" ખૂંધાભાઈ, મને આટલું બધું શાક આપી દો છો, પણ તમે કાંઈ રાખ્યું છે કે નહિ ? " એણે પૂછ્યું.

" હા ભાઇ, મેં ઘણુંયે રાખ્યું છે. તમે તમારે જમો. "

આ સાંભળીને આંધળાને એવી ખીજ ચઢી, કે એણે ઉઠાવીને જોરથી એક લાત એની ખૂંધ ઉપર ફટકારી. લાતથી ફડાક દઇને એની ખૂંધ સીધી થઇ ગઇ, ને એ ખૂંધો મટીને બીજા માણસો જેવો સરખો થઇ ગયો.

એ આંધળાને હાથ જોડીને કહેવા લાગ્યો, " તારી મોટી મહેરબાની; ભાઇ, તેં તો મ્હારી ખૂંધ મટાડી દીધી. "

અને આંધળો કહે, " તારી પણ મોટી મહેરબાની, કે મ્હારી આંખો ત્હારે પાપે સાજી થઈ ગઇ. "

પછી તો બન્ને મિત્રો ખુશખુશહાલ ધન લઇને ગામમાં ગયા. ખાધું, પીધું, ને રાજ કીધું.

( ૨ ).

## મીયાં શેખચલ્લી

શેખચલ્લીના નામે એક છોકરો હતો. એ બાળક મટીને જુવાનીમાં આવ્યો, એટલે બીજા ટીખળી છોકરાઓની દેખાદેખીથી

એને મન થયું, કે આપણે પણ છોકરીઓની છેડતી કરવાની મોજ ઉડાવી લઇએ. પણ એને એ બાબતની કશી ગતાગમ નહિ હોવાથી પોતાની માને એણે પૂછયું, કે " મા, છોકરીઓની કઇ રીતે મશ્કરી કરાય ? "

કોડીલી માએ કહ્યું, " એવું તે પૂછાતું હશે, રોયા ? છોકરી પાણી ભરવા જતી હોય તેને કાંકરી મારે એટલે ગમે તેવી છોકરી પણ ખીજાય. "

મીયાં શેખચલ્લી આ વાત ધ્યાનમાં રાખીને ઉપડયા સાહસ ખેડવા. રસ્તે જતાં એક કૂવો આવ્યો. ગામના એક શ્રીમંત શેઠની કન્યા માથે બેડું લઇને એ કૂવે પાણી ભરવા જતી હતી. એને પજવવાનું શેખચલ્લીને દિલ થઇ આવ્યું. એણે એક પથરો ઉપાડીને જોરથી ફેંક્યો, તે છોકરીના માથામાં વાગ્યો. છોકરી નીચે પડી ગઇ.

શેખચલ્લી હરખાતો હરખાતો ઘેર દોડી ગયો, ને માને કહેવા લાગ્યો, " મા, મેં આજે ફલાણા શેઠની કન્યાની મશ્કરી કરી છે. એ તો એવી રાજી થઇ ગઇ, કે હજી પડી પડી હસ્યા જ કરે છે, એટલું બધું કે એનાથી ઉઠાતું પણ નથી. "

" અલ્યા, એવી તે કેવી મશ્કરી કરી ! "

" તેં કહ્યું હતું એમજ. એક પથરો લઇને એવો માર્યો, કે ત્યાંની ત્યાંજ પડી ગઇ, તે ઉઠતી નથી ને હસ્યા કરે છે. "

મા સમજી ગઇ કે પરાક્રમી સપુતે જરૂર કંઇ મોહકાણ કરી. એ દોડતી એ સ્થળે ગઇ. માથામાં પડેલા ઘાને લીધે છોકરી

મરી ગઈ હતી. એના દાંત ખુલ્લા થઇ ગયા હતા, જે જોઇને મીયાં શેખચલ્લી સમજ્યા હતા કે એ હસે છે.

મા છોકરીના શબને ઉપાડીને જલદી પોતાના ઘરમાં લઇ ગઇ ને ત્યાં એને આઘું'પાછું' કરી દીધું. પછી એનાં કપડાંમાં એક બકરીની લાશ લપેટીને એણે દીકરાને કહ્યું કે આને હવે કૂવામાં નાખી આવ. પોતાના અક્કલમંદ દીકરાને એ બરાબર ઓળખતી હતી.

દીકરી ઘેર પાછી ન આવી એટલે એનાં માબાપે તેને શોધવા ચોતરફ માણસો દોડાવ્યાં. બે–ચાર દિવસે શેખચલ્લીને ખબર પડી કે ફલાણા શેઠ એમની દીકરીને શોધે છે. એટલે તેણે તરત પોલીસ ચાણે જઇને રોફથી કહ્યું, કે " તમારાથી કશું નહિ બની શકે. ત્રણ ચાર દિવસ થયાં છોકરીને શોધો છો તો પણ જડતી નથી. અરે ભાઇ, મને કહો તો છોકરી બતાવું. "

પોલીસને એ પેલા કૂવા પાસે લઈ ગયો, ને કહ્યું, કે "છોકરી આ કૂવામાં છે. "

એક સીપાઇએ એને પૂછ્યું, " મીયાં, તમને તરતાં આવડે છે ? "

મીયાંનો મિજાજ ગયો. એમણે સંભળાવી દીધું, " તરતાં નહિ, તો શું ડૂબતાં આવડતું હશે ? "

શેખચલ્લી ભાઇને કૂવામાં ઉતાર્યો. પાણીની સપાટી આવતાં એણે ડૂબકી મારી, તો હાથમાં બકરી આવી. એમણે બૂમ પાડી. " તમારી દીકરીને લાંબા લાંબા કાન હતા ? "

શેખચલ્લીને બધા ઓળખતા હતા. એમના મનથી કે છોક-

રીએ પહેરેલાં લાંબાં એરીંગને લીધે એ એમ કહેતો હશે. એમણે જવાબ દીધો, " હા. "

બીજો પ્રશ્ન કૂવામાંથી સંભળાયો, " તમારી છોકરીને બે શીંગડાં હતાં ? "

વાળમાં નાંખેલાં કોઇ આભરણને એ જડભરત શીંગડાં સમજ્યો હશે એમ ધારીને એ લોકોએ ફરીથી હા કહી.

" તમારી છોકરીને ચાર પગ હતા ? " પાછો સવાલ થયો.

એ હાથને પણ પગ માનીને પૂછતો હશે એવી અટકળ કરીને બહારવાળાઓએ એ વાત પણ કબૂલ કરી.

પાછો સવાલ આવ્યો, "તમારી છોકરીને એક પૂછડી હતી ?"

વાળની લટને પૂછડી સમજીને આ મૂરખ આવો સવાલ કરતો હશે એમ ધારીને તેની પણ હા પાડી.

" તો પછી લ્યો, આ તમારી છોકરી " એમ કહીને મીયાં શેખચલ્લીએ બકરી ઉપર કાઢીને એમની આગળ રજૂ કરી દીધી.

એક દિવસ શેખચલ્લી લાકડાં કાપવા ગયો. એક ઝાડ ઉપર ચઢીને પોતે જે ડાળ ઉપર બેઠો હતો તેને જ એણે કાપવા માડી.

ત્યાં થઇને જતા એક મુસાફરે એને આવી મૂરખાઇ કરતો દેખીને વાર્યો, કે " અલ્યા મૂરખ, તું એ ડાળ કાપીશ, તો ડાળ સાથે તું પણ નીચે પટકાઇ પડીશ. "

શેખચલ્લીના મનથી કે આ મુસાફર બનાવે છે. એણે રોફથી જવાબ દીધો, "અરે જા રે જા, તારા જેવા તો બહુ જોઇ નાખ્યા."

એણે બમણા વેગથી કામ ચાલુ રાખ્યું, ને વટેમાર્ગુ પોતાને રસ્તે પડયો. ડાળ કપાઇને નીચે પડી, તે સાથે મીયાં પણ ઝીંકાયા.

શેખચલ્લીએ એની વાત કબૂલ રાખી. વળી અંદર જતાં બીજો સીપાઇ મળ્યો. એણે પહેલાનું કહેવું સાંભળેલું, તેથી એ પણ બોલી ઉઠયો, "તો મને પણ જરા ચાંપતા જજો." ચાંપવા શબ્દનો સીધો અર્થ કરીને શેખચલ્લીએ દીવાસળી સળગાવીને એની આંખમાં ચાંપી દીધી. એટલે એ પણ ગુસ્સે થઇને કેસ માંડવા ભેગો ચાલ્યો.

વળી આગળ ચાલતાં ત્રીજો સીપાઇ મળ્યો એણે વિનંતિ કરી, કે "મીયાં, ઇનામ લેવા જાઓ, તો સાથે મ્હારૂં પણ નાક રાખવું ભૂલશો નહિ."

શેખચલ્લીને એની ક્યાં ના હતી? એણે ઝટ ચપ્પુ કાઢીને એનું નાક કાપીને સાથે રાખવા પોતાના ખિસ્સામાં મૂક્યું. એટલે એ પણ ત્રીજી ફરીયાદ માંડવા સાથે ચાલ્યો.

કાઝી આગળ ત્રણેએ ફરીયાદો નોંધાવી. કાઝી સાહેબ શેખચલ્લીને ઓળખતા હતા. એણે સામો ફરીયાદ કરનારાઓને ઠપકો આપ્યો, કે મીયાં તો ભેજાના ચસ્કેલા છે, તે તમે જાણો છો જ. પણ તમારી અક્કલ ક્યાં ગઇ હતી, તે એની સાથે ભાંજગડમાં પડયા? છતાં ગુનો થયો છે, તેથી સજા કરવી જોઇએ. તેથી હું હુકમ કરૂં છું કે શેખચલ્લીને પચાસ ફટકા મારવા.

(આ ફટકારૂપી ઇનામમાં ભાગ પડાવનાર દરવાનવાળો સર્વત્ર જાણીતો કિસ્સો છે, અને શેખચલ્લીની માયા દેશભરમાં ક્યાં સુધી પ્રસરી છે, તેનો કંઇક ખ્યાલ તે ઉપરથી આપણને આવે છે.

શેખચલ્લીનાં સાહસો આ પ્રમાણે પંજાબમાં અનંતરૂપે ઘેર

ચેર બાળકોને સંભળાવવામાં આવે છે, ને એના છૂટાછવાયા ટૂકડા દેશભરમાં વેરાયેલા જ્યાં ત્યાં ઊડીયાં કરે છે.

અમૃતસર પાસે મીયાં શેખચલ્લીની કબર છે, અને ત્યાં દર સાલ મેળો ભરાય છે, એમ કહેવાય છે.

શેખચલ્લીના સાર્વત્રિક પ્રચાર સાથે બીરબલ તથા દક્ષિણ-ભારતના તેનાલીરામનની સરખામણી થઈ શકે ખરી. )

---

## ૨ ઉત્તરભારત

( હિંદુસ્તાની ભાષા બોલાય છે ત્યાં પ્રચલિત )

( ૨ )

### એ પણ ગુનો.

એક મુસલમાનભાઈ પોતાની બીબીથી કોઈ કારણસર ખફા થઈ ગયા, ને ગુસ્સામાં ને ગુસ્સામાં એને ધડ દઈને તલ્લાક આપી દીધા, પછી કાઝી સાહેબ પાસે જઈને એણે વાત કરી, કે મેં તો બીબીને આવી રીતે તલ્લાક આપી દીધા છે.

કાઝીએ પૂછ્યું, કે તલ્લાક આપતા પહેલાં તે વિષે કેટલા દિવસ તમે વિચાર કર્યો હતો ?

મીયાંએ જવાબ દીધો, કે એમાં વળી વિચાર શો કરવાનો હતો ? બીબીની કસુર થઈ, ને બસ તેજ ઘડીએ આપી દીધા તલ્લાક.

કાઝી સાહેબે એને ઠપકો આપ્યો, કે ઉતાવળમાં કશું પણ કામ કરવું એ ગુનો છે. તેમાં પણ તલ્લાક જેવી ગંભીર બાબતમાં

એને થયું કે પેલો મુસાફર જરૂર કોઇ સિદ્ધપુરુષ હોવો જોઇએ કેમકે એણે ભવિષ્ય ભાખ્યું હતું, બરાબર તેવું જ બનવા પામ્યું હતું, ને ડાળ સાથે પોતે પણ પડયો હતો.

એણે દોડતો જઇને પેલા મુસાફરને રોકયો, ને કહેવા લાગ્યો, " તમે તો બહુ ઇલમી આદમી છો. તમારો એકે એક બોલ સાચો પડે છે. તો મહેરબાની કરીને કહો, કે મ્હારૂં મોત કયારે છે ? "

મુસાફરે એને સમજાવવા બહુ મહેનત કરી, પરંતુ તે એકનો બે ન થયો. એટલે એ બલાથી છૂટવા એણે ગમે તે એક દિવસનું નામ દઇને કહ્યું કે અમુક દિવસે આટલા વાગે તું મરીશ.

એ દિવસ આવ્યો. એટલે શેખચલ્લીએ માને કહ્યું કે આજે અમુક વાગે મારે મરી જવાનું છે. માટે મ્હારા મરણની તૈયારી કરો, જનાનીનો બંદોબસ્ત કરો, ને કબર ખોદાવરાવો.

મા સમજી ગઇ કે પુત્રરત્નના મનમાં વળી કૈં ભૂત ભરાયું છે. એને રાજી રાખવા એણે વડાં બનાવ્યાં, ને કબર ખોદાવી. શેખચલ્લીને વડાં બહુ ભાવતાં હતાં એ ગળ્યાં હોય છે, અને પંજાબીમાં એને " ગુલગુલાં " કહે છે.

પેલા મુસાફરે સૂચવેલો વખત થતાં, ગુલગુલાંની પોટલી લઇને મીયાં શેખચલ્લી કબ્રસ્તાનમાં પહોંચી ગયા. ત્યાં ખોદી રાખેલા ખાડામાં લેટી ગયા. મોતની રાહ જોતા જાય, ને ગુલગુલાંને ઇન્સાફ આપવામાં સમય વીતાવતા જાય.

થોડીવારે ત્યાંથી કોઇ રાહદાર નીકળ્યો એને માથે સરકાનો ઘડો હતો. એ જતો જતો બબડતો હતો, " આટલો બધો ભાર લઇને મ્હારાથી કેવી રીતે ચલાશે ? કોઇ ખુદાનો બંદો મળી જાય, તો એની પાસે ઘડો ઉપડાવી લઉં, ને ગામ ભેગો થઇ જઉં. "

શેખચલ્લી આ સાંભળીને બોલી ઉઠયો : " શું કરું કે હું મરવાની તૈયારીમાં છું. નહિ તો તારો ઘડો જરૂર ઉપાડત. " *

પેલાના પૂછવાથી શેખચલ્લીએ પોતાના કબ્રસ્તાનમાં નિવાસનો ખુલાસો કર્યો. મુસાફર મામલો પામી ગયો. એણે એને સમજાવ્યો, " અરે ભાઈ, મરતાં મરતાં મ્હારૂં આટલું કામ કરીશ તો તને સવાબ થશે ને ઉપર ચાર આના મળશે તે જૂદા. "

આ વાત મીયાંને ગળે ઉતરી, ને એ ખાડામાંથી બહાર નીકળ્યા. મરવાવાળી વાત ભાઇ સાહેબ ભૂલી ગયા ને ઘડો ઉપાડીને રસ્તે પડયા.

( આ રમૂજ ગૂજરાતીમાં પ્રસિદ્ધ એવી શેખચલ્લીની તરંગમાળા આવે છે, જેને છેડે " મારાં છોકરાંનાં છોકરાં મને કહેવા આવશે કે દાદાજી ચાલો, જમવાનો વખત થયો છે, ત્યારે હું માથું ધુણાવીને ના પાડીશ " એ મનસૂબા સાથે માથું હલાવતાં ઘડો પડીને ફૂટી જવાની વાત છે. આપણામાં વાત ત્યાંથી અટકે છે, પરંતુ પંજાબના શેખચલ્લીનાં સાહસકર્મો આગળ ચાલે છે. )

સરકારવાળાનો ઘડો ફૂટી ગયો એટલે અદાલતમાં ઉભો કરવા તે મીયાંને પકડીને શહેરમાં લઈ ગયો. ત્યાં દરવાજામાં દાખલ થતાં પહેરેગીરે તેને ઓળખીને પ્રશ્ન કર્યો, કે " મીયાં, આપનું અહિં કેમ આવવું થયું ? "

શેખચલ્લીએ ઉત્તર આપ્યો, " ઇનામ લેવાનું છે, તેથી. "

" ઇનામ મળે તેમાં મારો ભાગ રાખો, તો અંદર જવા દઉં " પહેરેગીર આડો થયો.

* આની સાથે સરખાવો કબ્જાની વાર્તા એમા લેશીએ ગોવતી ઘાખેવી ભવિષ્યવાણીનો કિસ્સો આવે છે.

શેખચલ્લીએ એની વાત કબૂલ રાખી. વળી અંદર જતાં બીજો સીપાઇ મળ્યો. એણે પહેલાનું કહેલું સાંભળેલું, તેથી એ પણ બોલી ઉઠયો, " તો મને પણ જરા ચાંપતા જજો. " ચાંપવા શબ્દનો સીધો અર્થ કરીને શેખચલ્લીએ દીવાસળી સળગાવીને એની આંખમાં ચાંપી દીધી. એટલે એ પણ ગુસ્સે થઇને કેસ માંડવા ભેગો ચાલ્યો.

વળી આગળ ચાલતાં ત્રીજો સીપાઇ મળ્યો. એણે વિનંતિ કરી, કે " મીયાં, ઇનામ લેવા જાઓ, તો સાથે મ્હારૂં પણ નાક રાખવું ભૂલશો નહિ. "

શેખચલ્લીને એની કયાં ના હતી ? એણે ઝટ ચપ્પુ કાઢીને એનું નાક કાપીને સાથે રાખવા પોતાના ખિસ્સામાં મૂકયું. એટલે એ પણ ત્રીજી ફરીયાદ માંડવા સાથે ચાલ્યો.

કાઝી આગળ ત્રણેએ ફરીયાદો નોંધાવી. કાઝી સાહેબ શેખચલ્લીને ઓળખતા હતા. એણે સામો ફરીયાદ કરનારાઓને ઠપકો આપ્યો, કે મીયાં તો ભેજાના ચસ્કેલા છે, તે તમે જાણો છો જ. પણ તમારી અક્કલ કયાં ગઇ હતી, તે એની સાથે ભાંજગડમાં પડયા ? છતાં ગુનો થયો છે, તેથી સજા કરવી જોઇએ તેથી હું હુકમ કરૂં છું કે શેખચલ્લીને પચાસ ફટકા મારવા.

( આ ફટકારૂપી ઇનામમાં ભાગ પડાવનાર દરવાનવાળો સર્વત્ર જાણીતો કિસ્સો છે, અને શેખચલ્લીની માયા દેશભરમા કયાં સુધી પ્રસરી છે, તેનો કંઇક ખ્યાલ તે ઉપરથી આપણને આવે છે.

શેખચલ્લીનાં સાહસો આ પ્રમાણે પંજાબમાં અનંતરૂપે ઘેર

